જોઈએ. પણ જે લોકો આ બારમાં પૂરી વાત જાણે છે, તે લોકો તેમના અંગત સ્વાર્થ, જેમ કે પૈસા અને તાકાત, માટે કોઈ દિવસ બીજા લોકોને સાચી વાત જાણવા નહિ આપે.

Real Patidar / સાચ્ચો પાટીદાર
--

Please forward as many email address (of our samaj members) as possible to mail@realpatidar.com, in order to increase my reach and spread the awareness


**Series 8 -School Books on Imam Shah's religion -D.pdf**
2166K

17-May-2010


ગુજરાત રાજ્યના શિક્ષણનિયામકશ્રીની કચેરીના પત્ર-ક્રમાંક
ઉમશ / 1195 / 201 - ગ - 1 તા. 4-3-'95-થી મંજૂર
ભારતીય સંસ્કૃતિ
ધોરણ 12
12 Standard Book
પ્રતિજ્ઞાપત્ર
ભારત મારો દેશ છે.
બધાં ભારતીયો મારાં ભાઈબહેન છે.
હું મારા દેશને ચાહું છું અને તેના સમૃદ્ધ અને
વૈવિધ્યપૂર્ણ વારસાનો મને ગર્વ છે.
હું સદાય તેને લાયક બનવા પ્રયત્ન કરીશ.
હું મારાં માતાપિતા, શિક્ષકો અને વડીલો પ્રત્યે આદર રાખીશ
અને દરેક જણ સાથે સભ્યતાથી વર્તીશ.
હું મારા દેશ અને દેશબાંધવોને મારી નિષ્ઠા અર્પું છું.
તેમનાં કલ્યાણ અને સમૃદ્ધિમાં જ મારું સુખ રહ્યું છે.
કિંમત રૂ. 7.50
State Government School Book
ગુજરાત રાજ્ય શાળા પાઠ્યપુસ્તક મંડળ
વિદ્યાયન, સેક્ટર 10 - એ, ગાંધીનગર - 380 010

# 3 ભારતમાં ઈસ્લામનું આગમન

**ઈસ્લામનો ઉદય :** પશ્ચિમ એશિયામાં આવેલા અરબસ્તાનના રેતાળ પ્રદેશે જગતને એક મહાન ધર્મની ભેટ ધરી. આ ધર્મ તે ઇસ્લામ. ઇસ્લામ શબ્દ અરબી ભાષાના 'સલોમ' પરથી ઊતરી આવ્યો છે. તેનો એક અર્થ 'શાંતિ' થાય છે અને બીજો અર્થ થાય છે 'અલ્લાહ (ઈશ્વર)ને શરણે જવું.' અર્થાત્ અલ્લાહની બિનશરતી શરણાગતિ સ્વીકારવાથી શાંતિ મળે છે. ત્રીજો અર્થ 'એક પંક્તિમાં ઊભા રહેવું' થાય છે. ઇસ્લામના અનુયાયીઓ મુસ્લિમ અથવા મુસલમાન તરીકે ઓળખાય છે. મુસલમાન એટલે અલ્લાહ અને આદમી સાથે જેણે શાંતિ સાધી છે તે. અલ્લાહ સાથે શાંતિ સાધવી એટલે મનુષ્ય માત્રનું કલ્યાણ કરવું. ઇસ્લામ એક અલ્લાહ, એક પયગંબર અને એક ધર્મગ્રંથનો જ સ્વીકાર કરે છે. હજરત મુહમ્મદ પયગંબર સાહેબ (સ.અ.વ.) આ ધર્મના પ્રવર્તક છે. ઇસ્લામી પરંપરામાં હજરત મુહમ્મદ પયગંબર સાહેબના નામ સાથે સ.અ.વ. લખવાની પરંપરા છે. સ.અ.વ. એટલે કે 'સલ્લલ્લાહ અલૈહિ વસલ્લમ' : તેમના ઉપર અલ્લાહના આશીર્વાદ ઊતરો અને તેમને શાંતિ તેમજ અલ્લાહની શરણાગતિ પ્રાપ્ત થાવ એવો અર્થ થાય છે. અને 'કુરાને શરીફ' તેનો ધર્મગ્રંથ છે. અલ્લાહની મહાન સત્તાને આધીન રહેવું, અલ્લાહમાં અતૂટ શ્રદ્ધા રાખવી, હંમેશાં સારાં કર્મો કરવાં અને સૌ પ્રત્યે ભ્રાતૃભાવ કેળવવો એ ઇસ્લામના મુખ્ય સિદ્ધાંતો છે. ઇસ્લામની સાદાઈથી આકર્ષાઈને સર્વપલ્લી ડૉ. રાધાકૃષ્ણને કહ્યું છે કે 'ઇસ્લામ એ ગૂઢતા વિનાનો ધર્મ છે. તેનું બળ અને સૌંદર્ય તેની સાદાઈમાં છે. આ સાદાઈ અને તેની લોકશાહીની ભાવનાએ તેને ઘણો લોકપ્રિય ધર્મ બનાવ્યો છે.'

ઇસ્લામના ઉદય પૂર્વે, અરબસ્તાનની સામાજિક, ધાર્મિક અને રાજકીય પરિસ્થિતિ સાવ કથળી ગયેલી હતી. અરબસ્તાન નાનાંનાનાં રાજ્યોમાં વહેંચાયેલો દેશ હતો. રાજાઓમાં એકતાનો અભાવ હતો. મૂળ પ્રજા પાસેથી રાજકીય સત્તા છિનવાઈ ગઈ હતી. આથી આર્થિક રીતે પ્રજા પાયમાલ થઈ ગઈ હતી. આ સમાજ અનેક કબીલાઓ (ટોળીઓ)માં વહેંચાયેલો હતો. કદાવર અને શક્તિશાળી વ્યક્તિઓ પોતાના કુટુંબીજનો અને આશ્રિતોના કબીલા રચીત કબીલાનો વડો 'શેખ' કહેવાતો. કબીલાઓ વચ્ચે નાનીનાની ક્ષુલ્લક બાબતે લડાઈઓ થતી. બે વ્યક્તિ વચ્ચે થયેલો ઝઘડો વિરાટસ્વરૂપ ધારણ કરતો અને છેવટે તે કબીલાઓની લડાઈ બની જતો. આ લડાઈઓમાં પુરુષોની સાથે સ્ત્રીઓ પણ ભાગ લેતી. હારેલા શત્રુની માલમિલકત પડાવી લેવામાં આવતી. પુરુષોને ગુલામ બનાવાતા અને સ્ત્રીઓને ખુલ્લા બજારમાં પશુની જેમ વેચી દેવામાં આવતી. શરાબ અને જુગારની બદી સામાન્ય હતી. બાળકીનો જન્મ અપશુકનિયાળ મનાતો. તેથી કેટલાક કબીલાઓમાં બાળકીઓને જીવતી દાટી દેવાની પ્રથા પ્રચલિત હતી. કબીલાના સરદારો અને આગેવાનો મોટી સંખ્યામાં પત્નીઓ, ઉપપત્નીઓ તથા ગુલામો રાખતા. સ્ત્રીઓ પણ ફાવે તેટલા પતિ કરતી. આથી, સમાજમાં નૈતિકતાનાં ધોરણો સાવ કથળી ગયાં હતાં. આકરું વ્યાજ, નફાખોરી, વેપારમાં ગેરરીતિઓ તથા શોષણ સામાન્ય બન્યાં હતાં.

ધાર્મિક દૃષ્ટિએ પણ અરબસ્તાનના સમાજ પર અંધકારનું સામ્રાજ્ય પથરાયેલું હતું. અનેક દેવ-દેવીઓની પૂજા પ્રચલિત હતી. દરેક કબીલાનો આગવો દેવ હતો. કોઈનો દેવ લાકડાનો તો કોઈનો દેવ માટીનો હતો. આ દેવ-દેવીઓની આકૃતિઓ પણ જુદીજુદી હતી. દેવોને ખુશ કરવા માટે પશુઓનાં બલિદાન આપવામાં આવતાં. કોઈકવાર નરબલિ પણ ચઢાવતા. ધર્મના નામે જાદુમંતર, કામણટૂમણને પ્રોત્સાહન મળતું. કુરિવાજો અને કૂપમંડુકતા વ્યાપક બન્યાં હતાં. શુકન, અપશુકન, ભૂતપ્રેત વગેરે દૂષણો તેઓનાં મનમાં ઘર કરી બેઠાં હતાં. આવી ધર્મહીન અને માનવતા વિહોણી સ્થિતિમાંથી હજરત મુહમ્મદ પયગંબરે પોતાની જીવનસાધના દ્વારા અંધકારમાં અટવાયેલી પ્રજાને જીવનનો નવો માર્ગ દર્શાવ્યો.

હજરત મુહમ્મદ પયગંબર સાહેબનો જન્મ હાલના સઉદી અરબસ્તાનના મક્કા શહેરમાં ઈ.સ. 571માં થયો હતો. માતાનું નામ આમિના અને પિતાનું નામ અબ્દુલ્લા હતું. તેમનું કુટુંબ આરબોમાં પ્રતિષ્ઠિત ગણાતું હતું. પયગંબર સાહેબનું એક નામ 'મુહમ્મદ' અને બીજું 'અહેમદ' હતું. 'મુહમ્મદ' શબ્દનો અર્થ વખણાયેલ, પ્રતાપી, નામાંકિત થાય છે. મુહમ્મદ પોતાના નામ પ્રમાણે ગુણ ધરાવતા હતા. તેની પ્રતીતિ તેમની જીવનસાધના પરથી મળી રહે છે. નાનપણમાં પોતાના કાકાને સહાય કરવા ડુંગરોમાં તે બકરીઓ ચરાવતા એથી તેમનું મન એકાંતમાં ચિંતનમાં પરોવાયેલું રહેતું. બાર વર્ષની વયે તેમણે વેપાર શરૂ કર્યો. વેપારની નિપુણતા અને પ્રામાણિકતાને લીધે મક્કામાં રહેતી કુરેશ કુટુંબની ખદીજા નામે એક ધનાઢ્ય મહિલાએ પ્રસન્ન થઈ તેમની સાથે લગ્ન કર્યાં. એમ કહેવાય છે કે એ વખતે પયગંબર સાહેબની ઉંમર 25 વર્ષની અને ખદીજાની ઉંમર 40 વર્ષની હતી.

વ્યાપારમાં ફુરસદના સમયે પયગંબર સાહેબ અંધશ્રદ્ધા અને બદીઓથી ઊભરાતા અરબ સમાજને કેવી રીતે ઉગારી શકાય તે માટે એકાગ્રચિત્તે વિચારતા. ક્યારેક, નિર્જન ડુંગરોમાં 'હિરા' નામની એક ગુફામાં જતા અને ત્યાં ઈશ્વરનું સ્મરણ કરતા. આખરે અલ્લાહની-ખુદાની રહેમ તેમના ઉપર ઊતરી અને રમજાન માસની એક રાત્રિએ જીબ્રાઈલ ફિરશ્તાએ તેમને અલ્લાહનો સંદેશ આપ્યો કે 'બીજો કોઈ અલ્લાહ નથી ફક્ત એક જ અલ્લાહ છે અને મુહમ્મદ તેનો પયગંબર છે.' લગભગ 40 વર્ષની ઉંમરે તેમણે ઉપદેશ આપવાનું શરૂ કર્યું. તેમણે એક જ અલ્લાહની બંદગી કરવા અને મૂર્તિપૂજાનો ત્યાગ કરવા લોકોને સમજાવ્યા. સત્કર્મોની અગત્ય દર્શાવીને લોકોને બંધુત્વની ભાવના કેળવવા અને ઊંચનીચના ભેદભાવ ત્યજવાની વાત સમજાવી.

શરૂઆતમાં મક્કાવાસીઓને આ વાત ગળે ન ઊતરી. જોકે સમાજના નબળા અને સમજુ લોકોમાં તેમને સારો આવકાર મળ્યો; પરંતુ સ્થાપિત હિતો છંછેડાઈ ગયાં. છતાં પયગંબર સાહેબના અનુયાયીઓ વધવા લાગ્યા. આથી કેટલાક મક્કાવાસીઓએ દમનનીતિ શરૂ કરી. આ સામે એકવાર પયગંબર સાહેબે સફા નામની ટેકરી ઉપર ઊભા રહી મક્કાવાસીઓને સંબોધીને કહ્યું : 'મારા જમણા હાથમાં સૂર્ય અને ડાબા હાથમાં ચંદ્ર મૂકશો તો પણ મારા માર્ગ પરથી ચલિત થઈશ નહિ. માટે, આપ સૌને વિનંતી કરું છું કે મૂર્તિપૂજા છોડી દો, સત્કર્મો શરૂ કરો. એક જ અલ્લાહમાં માનો અને જીવન શુદ્ધ

બનાવો.' પરંતુ, આ વાત મક્કાવાસીઓને ગળે ન ઊતરી. છેવટે પયગંબર સાહેબ ઈ.સ. 622માં મક્કાના કુરેશીઓથી ત્રાસીને મદીના ચાલ્યા ગયા. મુસલમાન પરંપરામાં આ પ્રસંગ હિજરત તરીકે ઓળખાય છે. આ દિવસથી મુસ્લિમ 'હિજરી ચંદ્રવર્ષ' (હિજરી સન)ની શરૂઆત થઈ હતી.

પયગંબર સાહેબે 13 વર્ષ સુધી મક્કા શહેરમાં ધર્મોપદેશ આપ્યો હતો. એ મુજબ 'અલ્લાહ એક જ છે તે સર્વશક્તિમાન, નિરાકાર, અજન્મા, અજર અને અમર હોવાથી દયાળુ (રહેમાન) અને કૃપાળુ (રહીમ) છે. મુહમ્મદ અલ્લાહના અંતિમ દૂત છે. ઈસ્લામના બે મહત્ત્વનાં અંગ છે : ( 1 ) ઈમાન અને ( 2 ) દીન. ઈમાન એટલે માનવું, શ્રદ્ધા રાખવી, વિશ્વાસ પેદા કરવો. ઈમાનમાં અલ્લાહ, ફિરસ્તાઓ, કુરાને શરીફ, પયગંબરો, કયામત અને કિસ્મતનો સમાવેશ થાય છે.

દીન એટલે ધર્મમાં ફરમાવેલાં કાર્યો કરવાં. અર્થાત્ ધર્મનું આચરણ કરવું. તેમાં કલમો, નમાજ, રોજા, જકાત અને હજનો સમાવેશ થાય છે. કયામત (આખરી ન્યાયનો દિવસ)ના દિવસે આ સંસારનો નાશ થવાનો છે. કયામતના દિવસે આપણે આપણાં કાર્યોનો હિસાબ આપવો પડશે અને અલ્લાહના નિર્ણય મુજબ સ્વર્ગ કે નર્કમાં જવાનું રહેશે. 'રમજાન માસમાં રોજા (ઉપવાસ) રાખી મન, વચન અને કર્મથી સંપૂર્ણ પવિત્રતા જાળવવી. દિવસમાં પાંચ વખત નમાઝ પઢવી. ખેરાત (દાન) કરવી, કુરાને શરીફમાં શ્રદ્ધા રાખવી અને હજ (મક્કાની યાત્રા) કરવી. આ પાંચ સત્કર્મોનું નિષ્ઠાપૂર્વક પાલન કરવું. ઈસ્લામમમાં ન્યાતજાત, વર્ગ, રંગ કે રાષ્ટ્રના ભેદભાવને માન્ય રાખવામાં આવ્યાં નથી. કુરાને શરીફનાં વચનો વિશ્વબંધુત્વની ભાવના અને માનવમાત્રનું કલ્યાણ સાધવાની ગુરુકિલ્લી છે.

ધીરેધીરે ઈસ્લામનો અરબસ્તાનમાં ઘણો પ્રચાર થયો. પયગંબર સાહેબે પોતાના વિચાર અને આચરણ તથા ઉચ્ચ ચારિત્ર્ય દ્વારા પ્રજા ઉપર ઊંડી છાપ ઊભી કરી. તેઓ સમાજમાં શાંતિ, લોકોની સલામતી તથા ગરીબોની મદદ માટે સક્રિય રહેતા. આથી લોકો પયગંબર સાહેબને 'અલઅમીન' (સત્યનિષ્ઠ-ઈમાનદાર) કહીને બોલાવતા. પયગંબર સાહેબે અરબસ્તાનમાં ધર્મસુધારણા અને સમાજસુધારણાની સાથોસાથ વિવિધ જાતિઓને સંગઠિત કરી તેમને એક સૂત્રમાં પરોવવાનું કાર્ય કર્યું. છેવટે 65 વર્ષની વયે ઈ.સ. 632માં પયગંબર સાહેબનું અવસાન થયું. બોસવર્થ સ્મિત નામનો વિદ્વાન પયગંબર સાહેબને અંજલિ આપતાં લખે છે કે : 'મહંમદ પયગંબરને એકીસાથે ત્રણ વસ્તુઓ સ્થાપવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું, એક કોમ, એક રાજ્ય અને એક ધર્મ - ઈતિહાસમાં ક્યાંય આ પ્રકારનો દાખલો મળતો નથી.

**ઈસ્લામનો પ્રસાર :** હજરત મુહમ્મદ પયગંબર સાહેબના અવસાન પછી તેમના ચાર ખલીફાઓએ ઈસ્લામના પ્રચારનું કામ ચાલુ રાખ્યું. આ ચાર ખલીફાઓ તે (1) હજરત અબુબક્ર (2) હજરત ઉમર (3) હજરત ઉસ્માન (4) હજરત અલી.

મદીનાના લોકોએ હજરત અબુબકને પયગંબર સાહેબની ગાદી સાચવવા તેમના પ્રતિનિધિ તરીકે નીમ્યા હતા. તેઓ અત્યંત પવિત્ર અને ઈમાનદાર વ્યક્તિ હતા. તેમણે ઈસ્લામને સંગઠિત કરી તેનો પ્રચાર પેલેસ્ટાઈન, દક્ષિણ સિરિયા અને ઈરાક સુધી કર્યો.

એ પછી બીજા ત્રણ ખલીફાઓએ પણ ઈસ્લામનો પ્રચાર ચાલુ રાખ્યો. ધર્મ પ્રસારની દૃષ્ટિએ ખલીફાઓનો સમય સુવર્ણયુગ તરીકે ઓળખાય છે. ખલીફાઓના સમયમાં આરબ સેનાએ પૂર્વ અને પશ્ચિમમાં આવેલા પડોશી પ્રદેશો ઉપર વિજય મેળવ્યો. પયગંબર સાહેબના અવસાન પછી એક સદીના ટૂંકા ગાળામાં આરબોએ સિરિયા, ઈરાક, એશિયા માઈનોર, ઈરાન, ઈજિપ્ત, ઉત્તર આફ્રિકા તથા ભારતમાં સિંધ વગેરે પ્રદેશો ઉપર ઈસ્લામનો વાવટો ફરકાવ્યો. સમય જતાં 'ખલીફા'નું પદ પ્રાપ્ત કરવાની બાબતમાં પયગંબર સાહેબના ઉત્તરાધિકારીઓમાં ભાગલા પડ્યા. આ ઝઘડાઓને કારણે ઈસ્લામમાં સુન્ની અને શિયા એવા બે પંથ પડી ગયા છે. બંને પંથો ભિન્ન હોવા છતાં એક અલ્લાહમાં, પયગંબર સાહેબમાં અને કુરાનેશરીફમાં એકસરખી શ્રદ્ધા ધરાવે છે. અરબસ્તાનમાં જ્યારે અંધકાર યુગ ફેલાયો હતો ત્યારે સમાનતા અને માનવતા પર ભાર મૂક્યો. અટપટી વિધિઓથી મુક્ત અને સાદાઈને પ્રાધાન્ય આપતો આ ધર્મ દુનિયાના અન્ય ધર્મોથી સાવ અલગ તરી આવે છે.

**ભારતમાં ઈસ્લામનું આગમન :** ઈતિહાસના ઊગમકાલથી ભારતને અરબસ્તાન સાથે વ્યાપારી સંબંધો હતા. ભારતનાં પશ્ચિમી બંદરો સાથે અરબસ્તાનનો ધીકતો વેપાર ચાલતો હતો. ભારતીય રાજવીઓ પ્રત્યે આરબોને પોતાનાં ધર્મસ્થાનો ઊભાં કરવાની પરવાનગી પણ આપી હતી. આ કારણે ગુજરાતમાં પણ કેટલાંક સ્થળોએ મસ્જિદો બાંધવામાં આવી હતી. આરબો ભારતની ધનસંપત્તિથી વાકેફ હતા. આથી, રાજકીય વિજય મેળવવાના આશયથી શરૂઆતમાં તેમણે ભરૂચ, સિંધ, દેબલની ખાડી, બલુચિસ્તાન વગેરે પ્રદેશો જીતવા પ્રયત્નો કર્યા; પરંતુ તેમાં તેઓ ફાવ્યા નહિ. ત્યાર પછી ઈ.સ. 712માં સિંધમાં મુહમ્મદ બિન કાસિમ દ્વારા અરબ રાજ્ય સ્થપાયું. જોકે, આ અગાઉ ગુજરાત અને મહારાષ્ટ્રના પશ્ચિમ કિનારે મોટી સંખ્યામાં આરબો વસતા તથા મોટી મસ્જિદો હોવાના સાહિત્યમાં ઉલ્લેખો મળે છે. આ પછી છેક 11મી સદીના પ્રારંભમાં મહમૂદ ગઝનવીએ સત્તરવાર આક્રમણ કરીને ભારતવાસીઓને તુર્કી ઝનૂનનો પરચો કરાવ્યો. તેનો હેતુ ઈસ્લામનો પ્રચાર કરવાનો કે ભારતમાં રાજ્ય સ્થાપવાનો ન હતો. તેને તો ભારતની સંપત્તિ લૂંટીને પોતાની રાજધાની ગઝનાને સજાવવી હતી.

મહમૂદ ગઝનવીના આક્રમણ પછી 150 વર્ષના ગાળામાં કોઈ આક્રમણો ન થયાં. આ દરમિયાન અનેક મુસ્લિમ સંતોએ ખાસ કરીને સૂફી સંતોએ ભારતમાં આવીને શાંતિપૂર્વક ઈસ્લામનો પ્રચાર કરવા માંડ્યો. ભારતના વિવિધ ભાગોમાં ગયેલા ફકીરો અને સૂફી સંતો તથા ધર્મગુરુઓની સાદાઈ, તેમની પવિત્રતા, સાદા અને સરળ ઉપદેશો, શાંત પ્રચાર વગેરેથી હિન્દુઓ તેમના તરફ આકર્ષાવા લાગ્યા. વેદાંતને મળતી સૂફી સંતોની વિચારધારા અને સિદ્ધયોગીઓ જેવી તેમની સહજ સાધનાનો વિશેષ પ્રભાવ કેટલાક વિચારશીલ હિન્દુઓ ઉપર પડવા લાગ્યો. કેટલાક મુસ્લિમ ફકીરો અને સૂફી સંતોના ચમત્કારોથી પણ પ્રભાવિત થયેલા હિન્દુઓ તેમના અનુયાયી બન્યા. આ શાંત પ્રચાર દસમીથી સત્તરમી સદી દરમિયાન અવિરતપણે ચાલુ રહ્યો હતો.

ઈ.સ. 1206માં દિલ્લીમાં કુત્બુદીન ઐબક નામના તુર્ક સુલતાને સલ્તનતનો પાયો

નાખ્યો. ભારતમાં જે મુસ્લિમ સત્તા સ્થપાઈ તેના ઐતિહાસિક દષ્ટિએ બે ભાગ પડે છે : (1) સલ્તનતકાલ (2) મુઘલકાલ. સલ્તનતકાલ ઈ.સ. 1206થી ઈ.સ. 1526 સુધીનો મનાય છે. તેમાં જુદાજુદા રાજવંશોએ રાજ્ય કર્યું. તેમાં ગુલામવંશ, ખલજીવંશ, તુઘલખ વંશ, સૈયદ વંશ અને છેલ્લે લોદી વંશનો સમાવેશ થાય છે. મુઘલોનો રાજ્યકાલ ઈ.સ. 1526થી ઈ.સ. 1857 સુધીનો મનાય છે. આ મુઘલ રાજ્યકાલ દરમિયાન બાબર, હુમાયુ, અકબર, જહાંગીર, શાહજહાં, ઔરંગઝેબ અને બાકીના મુઘલ બાદશાહોનો સમાવેશ થાય છે.

**ઈસ્લામનાં પ્રસારનાં પરિબળો :** ભારતમાં મુસ્લિમ રાજ્ય સાંપ્રદાયિક રાજ્ય હતું. દરેક સુલતાન કુરાને શરીફના આદેશોને માન આપી રાજ્ય ચલાવતો. તે પોતાને અલ્લાહનો પ્રતિનિધિ માનતો. તેથી, ઈસ્લામનો પ્રચાર એ તેનું અગત્યનું કાર્ય હતું. ભારતમાં ઈસ્લામનો જે પ્રચાર થયો તેમાં અનેક પરિબળોએ અગત્યનો ભાગ ભજવ્યો હતો. તેમાં મુખ્ય ચાર પરિબળો મહત્ત્વનાં છે :

(1) મુસ્લિમ-સંતો દ્વારા શાંત પ્રચાર
(2) મુસ્લિમ રાજ્યો તરફથી અપાતાં પ્રલોભનો
(3) જજિયાવેરો અને જબરદસ્તી
(4) હિન્દુ સમાજમાં ઊંચ-નીચના ભેદભાવો

(1) ભારતના બધા ભાગોમાં ગયેલા મુસ્લિમ ઉલેમાઓ, ફકીરો અને સૂફી સંતોની સાદાઈ, તેમની પવિત્રતા તથા તેમના સાદા સરળ ઉપદેશથી હિન્દુઓ તેમના તરફ આકર્ષાવા લાગ્યા. મહમૂદ ગઝનવીનાં આક્રમણો પછી અનેક સૂફી સંતો અને મુસ્લિમ વિદ્વાનો ભારતમાં આવવા લાગ્યા. અજમેરના ખ્વાજા-મુઈનુદ્દીન ચિશ્તીની પવિત્રતાથી અનેક હિન્દુ-મુસ્લિમ અનુયાયીઓ આકર્ષાયા હતા. આજે પણ તેમનો ઉરસ ઊજવાય છે. ત્યારે હજારો હિન્દુ-મુસ્લિમ લોકો એકત્ર થાય છે. 13મી સદીમાં મહાન સંત જમાલુદ્દીન તરબરીઝીએ બંગાળમાં વસવાટ કર્યો. સૈયદ મુહમ્મદ ગેસૂ દરાઝે દક્ષિણ ભારતમાં ઈસ્લામનો પ્રચાર કર્યો. ઈમામશાહ પીરાણાવાળાએ 15મી સદીમાં અમદાવાદ પાસે વસવાટ કર્યો અને હજારો અનુયાયીઓને આકર્ષ્યા. શિયા સંપ્રદાયના ઈમામ યમન દેશથી ગુજરાતમાં આવીને વસ્યા હતા. અને એમણે ગુજરાતના કણબી, ખારવા અને કોળી જાતિના અનેક લોકોને ઈસ્લામ તરફ આકર્ષ્યા હતા.

- Imam Shah of Pirana
- Shia Sect
- Tried to convert Kunbis to Islam

(2) ભારતમાં મુસ્લિમ સત્તાની સ્થાપના થતાં કેટલાક લોકોએ રાજ્યની નોકરી મેળવવાની લાલચે તો કેટલાક લોકોએ ધન-રાજ્યકૃપા મેળવવાની લાલચે સ્વીકાર કર્યો. કેટલાંક રાજ્યોમાં પ્રતિભાશાળી હિન્દુઓને રાજ્યમાં ઊંચા હોદ્દા આપવાની લાલચે ધર્મપરિવર્તન કરાવાયું. લડાયક અને બળવાન કોમના હિન્દુ સૈનિકોને ઈસ્લામ સ્વીકારવાની શરતે લશ્કરમાં ઉચ્ચ હોદ્દાઓ અપાયા. આમ, રાજ્ય તરફથી અપાતાં પ્રલોભનો પણ એક મહત્ત્વનું પરિબળ ગણી શકાય.

(3) મુસ્લિમ શાસકોએ ગેરમુસ્લિમ પ્રજા ઉપર એક ખાસ પ્રકારનો વેરો નાખ્યો હતો. જે 'જજિયાવેરો' તરીકે ઓળખાતો. જે હિન્દુઓને આર્થિક રીતે આ જજિયાવેરો

ભરવો પાલવે તેમ ન હોય, તેઓ જો ઇસ્લામ સ્વીકારે તો તેમને આ વેરામાંથી મુક્તિ આપવામાં આવતી. આ ઉપરાંત, યુદ્ધમાં પકડાયેલા કેદીઓને અને ક્યાંયક્યાંક સામાન્ય નાગરિકોને બળપૂર્વક ઇસ્લામ સ્વીકારવાની ફરજ પાડવામાં આવતી.

(4) ઇસ્લામના પ્રસારમાં એ સમયે હિન્દુ સમાજની સ્થિતિ વિશેષ જવાબદાર હતી. હિન્દુ સમાજ ઉચ્ચ અને નીચલા વર્ણોમાં વિભક્ત હતો. નીચલા વર્ણની પ્રજા ઉચ્ચ વર્ણ જેવા સામાજિક અને આર્થિક અધિકારોથી વંચિત હતી. હિન્દુ સમાજમાં તેમનું કોઈ માનભર્યું સ્થાન ન હતું. આથી ઇસ્લામની સમાનતાની અને બંધુત્વની ભાવનાને લીધે નીચલો વર્ગ એ તરફ આકર્ષાયો હતો.

આમ, ઉપર્યુક્ત પરિબળોને લીધે ભારતમાં ઇસ્લામનો વ્યાપક પ્રચાર થયો. પરંતુ હિન્દુ અને મુસ્લિમ પ્રજાઓ વચ્ચેની માન્યતાઓમાં મૂળભૂત તફાવત ઘણો હોવાથી મોટાભાગની પ્રજા બિનમુસ્લિમ રહી. આમ છતાં, બે અલગ-અલગ સમાજમાં વિભક્ત થયેલી આ પ્રજા પરસ્પરના નિરંતર સંપર્ક અને સહવસવાટને લીધે એકબીજાના પ્રભાવમાં આવતી ગઈ.

**સંઘર્ષ અને સમન્વય :** ભારતમાં ઇસ્લામના આગમનથી સાંસ્કૃતિક ક્ષેત્રે એક નૂતન યુગનો પ્રારંભ થયો. મુસ્લિમ પ્રજાએ ભારતમાં આવીને આ દેશને પોતાનું વતન બનાવી દીધું અને રણક્ષેત્રે હિન્દુઓને હરાવીને પોતાની રાજકીય સત્તા સ્થાપી દીધી. આ દરમિયાન હિન્દુ અને મુસ્લિમ સંસ્કૃતિઓ વચ્ચે સંઘર્ષ અને સમન્વયનો પ્રારંભ થયો. શરૂઆતને તબક્કે મુસ્લિમોએ વિજેતા તરીકે બળપૂર્વક સમગ્ર ભારતને ઇસ્લામના નેજા નીચે લાવી મુસ્લિમ સંસ્કૃતિના રંગે રંગી દેવાનો ભારે પ્રયાસ કર્યો; પરંતુ લાંબે ગાળે તેઓને સમજાઈ ગયું કે વિવિધ ધર્મો અને વિવિધ માન્યતા ધરાવતી આ ભાતીગળ સંસ્કૃતિને ઇસ્લામના રંગે રંગી શકાય તેમ નથી. બીજી બાજુ હિન્દુઓને પણ સમજાઈ ગયું કે, સત્તાધીશ તરીકે આવેલી આ પ્રજાને ભારત બહાર કાઢવી શક્ય નથી તેમજ રોજિંદા જીવનમાં સંઘર્ષ પણ શક્ય નથી. આવી પરિસ્થિતિમાં પરસ્પરના સંપર્ક અને સહજીવનને લીધે હિન્દુ-મુસ્લિમ વચ્ચે સંપ અને એકતાની ભાવનાનાં દર્શન થયાં તથા બંને સંસ્કૃતિઓ વચ્ચે જીવનનાં જુદાંજુદાં ક્ષેત્રોમાં સમન્વય સધાયો.

**(1) સામાજિક ક્ષેત્રે સમન્વય :** ઇસ્લામના આગમન પછી ભારતીય સમાજ હિન્દુ અને મુસ્લિમ એવા બે વિભાગમાં વહેંચાયેલો જોવા મળે છે. હિન્દુ સમાજના પ્રભાવથી મુસ્લિમોમાં જ્ઞાતિપ્રથા શરૂ થઈ. હિન્દુઓ સાથેનાં લગ્નસંબંધોથી હિન્દુ રીતરિવાજો, હિન્દુ આચરણ અને હિન્દુ વિચારો મુસ્લિમ ઘરોમાં પ્રવેશ્યાં. શહેનશાહ અકબરે રાણી જોધાબાઈ સાથે લગ્ન કરીને એક દાખલો બેસાડ્યો હતો. જે હિન્દુ સ્ત્રીઓ મુસ્લિમ પરિવારોમાં પરણીને ગઈ તે પોતાના પરંપરાગત હિન્દુ વિચારો, માન્યતાઓ, પ્રથાઓ છોડી શકતી ન હતી. આથી તેમણે ઘણીબધી હિન્દુ પ્રથાઓ પોતાના મુસ્લિમ પરિવારોમાં સ્થાપી દીધી. અકીક (ચૌલ-મુંડન) અને બિસમિલ્લા (વિદ્યારંભ) જેવા સંસ્કાર મુસ્લિમ સમાજમાં પ્રચલિત બન્યાં. આ ઉપરાંત બાળલગ્ન, દહેજ અને વરવિક્રય જેવી પ્રથાઓ પણ મુસ્લિમોએ અપનાવી. હિન્દુ સમાજમાં એક પત્નીત્વની પ્રથા હતી. આથી કેટલાક મુસ્લિમો પણ ચાર પત્ની કરવાની છૂટ

હોવા છતાં એ પ્રથાને તિલાંજલિ આપી અને એક પત્નીત્વનો આદર્શ સ્વીકાર્યો. લગ્નના ઉત્સવમાં પણ હિન્દુ પ્રથાઓ પ્રચલિત બની હતી.

હિંદુ સમાજમાં ભૂત-પ્રેત, નજર લાગવી, દોરો કે તાવીજ બાંધવાં, નજર ઉતારવી વગેરે પ્રચલિત હતાં. તે મુસ્લિમ સમાજના દૈનિક જીવનમાં વ્યાપક બન્યાં હતાં. આ ઉપરાંત ખાનપાન અને વેશભૂષા ઉપર હિન્દુ સમાજનો ઘણો પ્રભાવ પડ્યો હતો. ભોજનબાદ મુખશુદ્ધિ માટે હિન્દુઓમાં પાન ખાવાની પ્રથા પ્રચલિત હતી. આથી મુસ્લિમો પાનના શોખીન બની ગયા. હિન્દુઓની અથાણાં બનાવવાની પરંપરાથી મુસ્લિમો ઘણા પ્રભાવિત થયા હતા અને ભોજન સાથે અથાણાંનો ઉપયોગ કરતાં તે શીખ્યા. તે જ રીતે મુસ્લિમોને મીઠાઈ અને શરબત ઘણાં પ્રિય હતાં. હિન્દુઓમાં તે પ્રચલિત બન્યાં. કબાબ, કુલ્ફી, ગુલકંદ, ગુલાબજાંબુ, જલેબી, પુલાવ, ફાલુદા, ચપાટી, બરફી, બિરંજ, બિરયાની, મુરબ્બો, શીરો, શક્કરપારા, હલવો વગેરે મુસ્લિમ મીઠાઈઓ અને વાનગીઓ હિન્દુઓમાં વ્યાપકપણે લોકપ્રિય બની ગઈ.

વેશભૂષાની બાબતમાં પણ પરસ્પર ઘણો સમન્વય થયો છે. ભારતીય મલમલ અને રેશમી વસ્ત્રો મુસ્લિમ સમાજમાં અત્યંત લોકપ્રિય બન્યાં. મુસ્લિમ સ્ત્રીઓ કીમતી વસ્ત્રો અને આભૂષણો ધારણ કરવા લાગી. સુલતાનો અને બાદશાહો હિન્દુ રાજાઓની માફક આભૂષણો પહેરવા લાગ્યા. જે હિન્દુ સ્ત્રીઓએ મુસ્લિમો સાથે લગ્ન કર્યાં તેઓએ સેંથીમાં સિંદૂર ભરવાનું ચાલુ રાખ્યું. એ જ રીતે, હિન્દુઓમાં પાયજામો, કૂરતો, પહેરણ, સુરવાલ, અચકન, સાફો વગેરે મુસ્લિમ પોશાક પ્રચલિત થયા. ઉત્તર ભારતમાં લગ્નપ્રસંગે વરરાજાએ જામો પહેરવો અને માથે સહેરો બાંધવો એ મુસ્લિમ પ્રભાવનું પરિણામ છે.

એક્કો, બાદશાહ, રાણી, ગુલામ વગેરે શબ્દો ધરાવતી પાનાંની રમત હિન્દુઓમાં વ્યાપકપણે રમાવા લાગી. મિજબાનીઓ ગોઠવવી, આતશબાજી કરવી, અત્તર છાંટવું, હાથમાં મહેંદી લગાવવી વગેરે શોખ મુસ્લિમોના પ્રભાવથી હિંદુ સમાજમાં વધ્યા. મુસ્લિમ રાજદરબારોમાં શિષ્ટાચારની એક અલગ ભાત હતી. મુઘલ દરબારનાં શિષ્ટાચાર અને અદબ ઘણાં પ્રખ્યાત હતાં. આ શિષ્ટાચાર અને પ્રણાલી કેટલાક હિન્દુ રાજ્યદરબારોમાં પણ અપનાવવામાં આવ્યાં હતાં.

**( 2 ) ધાર્મિક ક્ષેત્રે સમન્વય :** હિન્દુ અને ઈસ્લામ એ બંને ધર્મો વચ્ચે પરસ્પર સમન્વય સાધવામાં મુસ્લિમ સૂફી સંતો અને કેટલાક હિન્દુ સંતોએ અગત્યનો ભાગ ભજવ્યો છે. તેઓએ બંને કોમોના ધર્મોમાંનાં સમાન તત્ત્વો આગળ કરી બંનેની પાયાની એકતા બતાવી. સૂફી સંતોએ તથા નિઝારી (ખોજા) સંપ્રદાયના પીરોએ કેટલાંક ઈસ્લામી તત્ત્વો પણ અપનાવ્યાં.

મધ્યકાલના સૂફી સંતો અને ભક્તિમાર્ગી સંતોએ સંઘર્ષ નિવારવા, સર્વ ધર્મોની તાત્ત્વિક એકતા દર્શાવવા સઘન પ્રયત્નો આદર્યા. કબીરે પોતાને અલ્લાહ અને રામનું સંતાન કહ્યા. તેમણે બંને ધર્મોને એક જ વૃક્ષની બે શાખાઓ તરીકે ઓળખાવી ઐક્ય પર ભાર મૂક્યો. સંત દાદુ દયાળે બે હાથ, બે પગ, બે કાન અને બે આંખની જેમ હિન્દુ અને

મુસલમાનને બે ભાઈઓ ગણાવ્યા. ગુરુ નાનક કહેતા કે રામ અને રહીમ તો એક જ છે. તમે એ જ ખુદાના બંદા છો. સંત પ્રાણનાથે કહ્યું છે કે જે વેદમાં છે તે જ કુરાનમાં છે. એ જ રીતે મુસ્લિમ સૂફી સંતો, ખોજા, પીરો વગેરે કેટલાક વિચારકોએ ધાર્મિક સમન્વય માટે અનેક પ્રયત્નો કર્યા હતા. ખોજાઓમાં ઈમામુદીન જેવા નામાંકિત પીર થયા. તેઓએ હિન્દુઓમાં સહેલાઈથી ભળી શકાય એ માટે નામ અને હિન્દુ સિદ્ધાંતો અપનાવ્યા. દા.ત., પીર સદરુદીને સચવેદ અને હરખચંદ જેવાં નામ ધારણ કર્યાં. તેમણે સૃષ્ટિના આદિપુરુષ હજરત આદમને વિષ્ણુના અવતાર, પયગંબર મુહમ્મદને મહેશ (શિવ)ના અવતાર અને પોતાને બ્રહ્માના અવતાર તરીકે ઓળખાવ્યા. ખોજા પંથમાં આવનાર હિન્દુઓને પોતાના રીતરિવાજ અને માન્યતાઓ અપનાવવાની છૂટ અપાઈ હતી.

સૂફી સંપ્રદાયે ભારતમાં આવ્યા પછી ધાર્મિક ઐક્ય સ્થાપવા માટે પોતાના સંપ્રદાયમાં હિન્દુ આચારો અને પદ્ધતિઓ પણ દાખલ કરી. ભારતના અદ્વૈતવાદ અને ભારતીય યોગપદ્ધતિનો પ્રેમસાધનામાં સમન્વય કર્યો. ઉપદેશ માટે ભારતીય રૂપક કથાઓ અપનાવી. ઈમાનદારી અને સાદાઈથી જીવતા આ મુસ્લિમ સંતો ભારતીય પ્રજાને અજાણ્યા ન લાગ્યા. વળી, સંગીત, કીર્તન, ભજન દ્વારા પ્રભુપ્રેમમાં તન્મય રહેનારા સૂફી સંતો પાસે નાત-જાત કે કોમના ભેદભાવ ભૂલી સૌ કોઈ આવવા લાગ્યા. લોકો હિન્દુ સાધુ-સંતોની જેમ તેમના પર પણ શ્રદ્ધા રાખવા લાગ્યા અને તેમના પ્રત્યે આદર દર્શાવવા લાગ્યા. હિન્દુ પ્રજામાં પીર અને ઓલિયાઓની પૂજા થવા લાગી. અજમેરના ખ્વાજા મુઈનુદીન ચિશ્તી પ્રત્યે અનેક હિન્દુ-મુસ્લિમ શિષ્યો આકર્ષાયા હતા. હિન્દુઓ અને મુસ્લિમો વચ્ચે પરસ્પર ભાઈચારો અને સદ્ભાવ વધારવામાં તેમનો ફાળો અનન્ય છે. મહમુદ બેગડાના સમયમાં થઈ ગયેલા ઈમામશાહે ગુજરાતમાં પીરાણાપંથ સ્થાપી એમાં હિન્દુ અવતારવાદ, જગતની ઉત્પત્તિ, પયગંબરને 'ગુરુ' ગણવા તથા કુરાનને દૈવ-પ્રેરિત રૂપાત્મક ગણવું વગેરે વિચારોનો સમન્વય કર્યો હતો.

હિન્દુ અને ઈસ્લામ પરસ્પર નજીક આવવાથી કેટલાક નવા સંપ્રદાયો અસ્તિત્વમાં આવ્યા હતા. બંગાળના સુલતાન હુસૈનશાહે પ્રવર્તાવેલો 'સત્યપીર' પંથ અને શહેનશાહ અકબરનો 'દીને-ઈલાહી' આનાં જ્વલંત ઉદાહરણો છે. અકબરે ધાર્મિક જગતનાં ઉત્તમ તત્ત્વો, સિદ્ધાંત, આચાર-વિચાર અને ઉપાસના પદ્ધતિના જે કંઈ ઉત્તમ જણાયા તેવા અંશો લઈ 'દીને-ઈલાહી' નામે નવો ધર્મ સ્થાપ્યો હતો.

હિન્દુ પ્રજાના સંપર્ક અને સહઅસ્તિત્વને લીધે હિન્દુ સમાજમાં પ્રચલિત અનેક આચરણો અને વિધિઓ મુસ્લિમોના દૈનિક જીવનમાં પ્રવેશ્યાં હતાં. ઓલિયા અને પીરોમાં શ્રદ્ધા રાખવી, દરગાહ ઉપર માથું ટેકવવું, કબર ઉપર ફૂલ ચઢાવવાં, ફૂલોની ચાદર ઓઢાડવી વગેરે વિધિઓ હિન્દુ અસરને લીધે ઈસ્લામમાં પ્રવેશી. આ ઉપરાંત 'જય મહાવીર' કે 'હર હર મહાદેવ'ની માફક 'યા અલી'નો સૂત્રોચ્ચાર કરવો, શુકન-અપશુકનમાં માનવું, હિન્દુ શ્રાદ્ધને અનુરૂપ મૃત વ્યક્તિઓનાં નામ ઉપર 'તીજા-ભોજ' અને 'ખેરાત'નું આયોજન કરવું વગેરે આચારવિધિ હિન્દુ ભાવનાનાં જ પરિણામ છે. ગ્રહણ વખતે ઉપવાસ કરવાની અને પ્રાર્થનામાં લીન રહેવાની, ગ્રહણમોક્ષ બાદ શુદ્ધિ

માટે સ્નાન કરવાની પ્રથા મુસ્લિમોમાં હિન્દુઓમાંથી ઊતરી આવેલી છે. આમ, હિન્દુ અને ઇસ્લામ પરસ્પર એકબીજાને સતત પ્રભાવિત કરતા રહ્યા.

**( 3 ) કલાક્ષેત્રે સમન્વય :** ઇસ્લામના આગમન બાદ ભારતમાં વિકસેલી સ્થાપત્યકલા, ચિત્રકલા અને સંગીત એ હિન્દુ અને મુસ્લિમ કલાઓના સમન્વયનું સુંદર પરિણામ છે. શરૂઆતમાં હિન્દુ અને મુસ્લિમ કલાઓ પરસ્પરના પ્રભાવથી દૂર રહી, પરંતુ લાંબા સમયના સહવાસથી પરસ્પર પ્રભાવ પડવા લાગ્યો.

**સ્થાપત્ય :** ભારતીય ઇસ્લામી સ્થાપત્ય એ હિન્દુ કલાકારો અને મુસ્લિમ કારીગરીના સમન્વયનો એક વિશિષ્ટ અધ્યાય છે. ભારતમાં જે મસ્જિદ, મકબરા, રોજા અને મહેલો બંધાવવાં શરૂ થયાં એણે હિન્દુ અને મુસ્લિમ કારીગરોને હિન્દુ-મુસ્લિમ કલા તત્ત્વોના સમન્વય માટે પૂરતો મોકો પૂરો પાડ્યો છે. આમ તો, બંને ધર્મોની કલામાં મૂળભૂત વિરોધાભાસ હતો. હિન્દુઓ રૂપાંકન અને સુશોભનના શોખીન હતા, જ્યારે મુસ્લિમો સાદાઈ પસંદ કરતા. આ બંને તત્ત્વોનું ઇસ્લામી સ્થાપત્યોમાં અદ્‌ભુત મિલન થયું.

ભારતમાં ઇસ્લામી સ્થાપત્યોનાં બાંધકામમાં શરૂઆતમાં મુસ્લિમ કારીગરો પૂરતા પ્રમાણમાં ન હતા. આથી હિન્દુ કારીગરોનો સહકાર લેવો અનિવાર્ય હતો. બીજું, હિંદુ શિલ્પીઓ સ્થાપત્યોનાં બાંધકામમાં ઘણા કુશળ હતા. આથી મુસ્લિમ ઇજનેરોની દેખરેખ નીચે હિન્દુ કારીગરોએ બાંધકામ કર્યું. અને જ્યાંજ્યાં જરૂરી લાગ્યું ત્યાંત્યાં તેમણે હિન્દુ કલાકારીગરીનો વિનિયોગ કર્યો. મસ્જિદ કે મકબરાનું બાહ્ય માળખું ઇસ્લામી સિદ્ધાંતો મુજબ સાદગીપૂર્ણ રહ્યું. પરંતુ અંદરના સ્તંભો મહેરાબ, જાળીઓ, ગવાક્ષોમાં કે કબરો ઉપર ફૂલવેલની ભાત, કલ્પવલ્લી, પૂર્ણવિકસિત કમળ, વિવિધ તોરણોની ભાત અને સુશોભનાત્મક હિન્દુ અલંકરણોનો સુંદર રીતે ઉપયોગ કર્યો. આ સુશોભનાત્મક અલંકરણો અને રૂપાંકનોને લીધે સ્થાપત્ય ભવ્ય અને મનોહર દેખાવા લાગ્યું. આથી મુસ્લિમ સત્તાધીશોએ ખુશ થઈને આ પ્રવૃત્તિને પ્રોત્સાહન આપ્યું. પરિણામે 'ભારતીય-ઇસ્લામી' (Indo-Islamic) સ્થાપત્ય શૈલીનો ઉદય થયો. આથી, અન્ય મુસ્લિમ રાષ્ટ્રોની સરખામણીએ આજે ભારતનું ઇસ્લામી સ્થાપત્ય નોખું તરી આવે છે.

બંગાળ, ગુજરાત, માળવા અને જૌનપુરની ઇસ્લામી ઇમારતોમાં સ્થાનિક હિન્દુ કલાશૈલીનો વિશેષ પ્રભાવ જોવા મળે છે. અમદાવાદની જુમ્મા મસ્જિદના ગવાક્ષમાં કલ્પવૃક્ષનું આલેખન અનન્ય છે. રાણી રૂપમતીની મસ્જિદના ઝરૂખા અને સીદી સઈદની મસ્જિદની જાળીઓમાં હિન્દુ-મુસ્લિમ કલાકારીગરીનો અદ્‌ભુત સમન્વય થયો છે. આ ઉપરાંત ભરૂચ, ધોળકા, ચાંપાનેર તથા માંગરોળની ઇસ્લામી ઇમારતોમાં પણ હિન્દુ સુશોભનોનો મોટા પ્રમાણમાં ઉપયોગ થયો છે. મુઘલકાલીન ઇમારતોમાં આયોજન, બાંધકામ અને સજાવટ નમૂનેદાર છે. ફત્તેહપુર સીકી, આગ્રા અને દિલ્લીનાં સ્થાપત્યોમાં હિન્દુ, બૌદ્ધ, જૈન અને ઈરાની કલાનાં તત્ત્વોનો સુભગ સમન્વય થયો છે. આગ્રાનો તાજમહેલ તેનું સર્વોત્તમ પ્રતીક છે. હિન્દુ-મુસ્લિમ કલાતત્ત્વોના સમન્વયનો લાભ ઇસ્લામી સ્થાપત્યોની જેમ હિન્દુ સ્થાપત્યોને પણ મળ્યો છે. ઉત્તર ભારતની હિન્દુ ઇમારતોમાં ઇસ્લામી પ્રભાવ વિશેષ જોવા મળે છે. ભૌમિતિક રૂપાંકનોમાં ઈરાની શૈલીનો ખાસ પ્રયોગ

થયો છે. હિન્દુ-જૈન મંદિરોના ઘુમ્મટમાં ઈસ્લામી શૈલીની વ્યાપક અસર છે. મુસ્લિમ કારીગરોએ બાંધકામમાં જે કૉંક્રિટ પદ્ધતિ પ્રચલિત બનાવી તે ધીમેધીમે હિન્દુ સ્થાપત્યો અને મહેલોનાં બાંધકામમાં અપનાવી લેવાઈ. રાજસ્થાન અને મધ્યપ્રદેશના રાજમહેલોનાં બાંધકામ અને સજાવટમાં મુસ્લિમ પ્રભાવ સ્પષ્ટ જણાય છે.

**ચિત્રકલા :** ભારતમાં ચિત્રો કરવાની પરંપરા ઈતિહાસના ઊગમકાલ જેટલી પ્રાચીન છે. ઈ.સ. પૂર્વે 1લી સદીથી ઈ.સ.ની 7મી 8મી સદીનાં ઉત્તમ ચિત્રો અજંટાની ગુફાઓમાં સચવાયાં હતાં. શરૂઆતમાં ગુફાઓ કે મંદિરોની દીવાલો ઉપર કે તાડપત્રો ઉપર ચિત્રો કરવામાં આવતાં હતાં; પરંતુ મુસ્લિમ પ્રજાના આગમન બાદ કાગળનો વપરાશ વધ્યો અને કાગળ પર ચિત્રો કરવાની પરંપરાનો વિકાસ થયો. ઈસ્લામમાં ચિત્રકલાનો નિષેધ હોવાથી સલ્તનતકાલ દરમિયાન સુલતાનોએ ખાસ પ્રોત્સાહન આપ્યું નહિ. જોકે કશ્મીર, માળવા, અહમદનગર, બિજાપુરના કેટલાક સુલતાનોએ થોડું પ્રોત્સાહન આપ્યું. મુઘલ બાદશાહ બાબર અને હુમાયૂં સાથે ખોરસાની અને ઈરાની ચિત્રકારો ભારતમાં આવ્યા. અકબરે તો શાહી ચિત્રશાળા શરૂ કરાવી. અહીં ઈરાની અને ભારતીય ચિત્રકારોએ સાથે મળીને જે ચિત્રો તૈયાર કર્યાં તેમાં હિન્દુ અને ઇસ્લામી શૈલીનો સમન્વય થયો. સમય જતાં તે શૈલી મુઘલ ચિત્રશૈલી તરીકે ઓળખાઈ. રંગ અને રેખાનું આયોજન, વેશભૂષા અને લાવણ્ય યોજનાની બાબતમાં મુઘલ ચિત્રશૈલીનો પ્રભાવ રાજપૂત ચિત્રકલા ઉપર વિશેષ વરતાય છે. મુસ્લિમ કલાકારોના પ્રભાવથી પુસ્તકોના અને ચિત્રોના હાંસિયા સજાવવા, સુલેખનની તરકીબો અજમાવવી, ચિત્રોમાં છાયા-પ્રકાશનું આયોજન કરવું, પ્રકૃતિનું નિરૂપણ કરવું વગેરે તત્ત્વો રાજપૂત ચિત્રકલામાં પ્રવેશ્યાં હતાં.

મુઘલકાલીન ચિત્રકારોએ રામાયણ, મહાભારત અને ભાગવત તથા પુરાણોને વિષયો બનાવીને સુંદર ચિત્રો તૈયાર કર્યાં હતાં. અકબરે 'રજમનામાં' (મહાભારત) નામે ઐતિહાસિક પ્રસંગો લઈને સચિત્ર હસ્તપ્રત તૈયાર કરાવી હતી. ભારતીય વિષયો અને વિશેષતાઓનો સમન્વય થતાં મુઘલ ચિત્રશૈલી મનોહર બની ગઈ.

**સંગીત અને નૃત્ય :** સ્થાપત્ય અને ચિત્રકલાના સમન્વયની અસર સંગીત ઉપર પણ થઈ. ઈસ્લામમાં સંગીતનો નિષેધ હોવાથી શરૂઆતમાં તેની ઉપેક્ષા કરવામાં આવી; પરંતુ સમય જતાં સૂફી પરંપરામાં ભક્તિભાવના પર વિશેષ ભાર મુકાયો હોવાથી સંગીત આવશ્યક બની ગયું અને ઈરાની સંગીતનો ભારતમાં પ્રવેશ થયો. ભારતીય મંદિરોમાં સંગીત-નૃત્યનું ખાસ સ્થાન હોવાથી મુસ્લિમોએ મકબરાઓમાં 'કવ્વાલી' અને 'ખયાલ' સ્વરૂપના સંગીતનો પ્રારંભ કર્યો. ભારતીય સંગીતાચાર્યોએ આ બંને પ્રકારોને પૂર્ણપણે અપનાવી લીધા. દિલ્લીના સુલતાન અલ્લાઉદીન ખલજીનો દરબારી શાયર અમીર ખુસરો ઈરાની અને ભારતીય સંગીતનો ઊંડો અભ્યાસી હતો. તેણે ઈરાની અને ભારતીય રાગોનો સમન્વય કરી મુજીર, સાઝગરી, યમન, તરાના વગેરે રાગોનો આવિષ્કાર કર્યો. 'કવ્વાલી' નામની ગાનપદ્ધતિ વિકસાવી. ખુસરોએ ભારતીય વીણા અને ઈરાની તંબૂરાનો મેળ કરી 'સિતાર'ની શોધ કરી. પ્રાચીન ભારતીય મૃદંગને તબલાનું સ્વરૂપ આપ્યું. આ સમયગાળા દરમિયાન જૌનપુરના સુલતાનોએ 'ખયાલ' ગાયકીનો વિકાસ સાધ્યો તો ગ્વાલિયરના

રાજા માનસિંહે 'ધ્રુપદ' ગાયકીનો વિકાસ કર્યો. મુઘલ દરબારોમાં આ બંને ગાયકીનો ભારે આદર થયો. મુઘલ દરબારોમાં ગવાતું સંગીત 'દરબારી ગાયકી' તરીકે ઓળખાવા લાગ્યું. મુઘલ બાદશાહોના દરબારોમાં હિન્દુ અને મુસ્લિમ ઈરાની અને કશ્મીરી વગેરે ઉચ્ચ કોટીના 35 સંગીતકારો હતા. તાનસેન જેવા ગાયકોએ અનેક નવા રાગો પ્રચલિત કર્યા હતા. સંગીતના સંસ્કૃત ગ્રંથોના ફારસી અનુવાદ થયા હતા. અકબરનો સમકાલીન માળવાનો સુલતાન બાજબહાદુર હિન્દુસ્તાની સંગીતનો જ્ઞાતા હતો. બાજબહાદુર અને રાણી રૂપમતી મુસ્લિમ અને હિન્દુ હતાં. બંને અસાધારણ પ્રેમી હતા. ગઝલ, લાવણી, ઠુમરી, કવ્વાલી, ધૂન, ચતુરંગ વગેરેમાં આ હિન્દુ-મુસ્લિમ યુગલનું અગત્યનું પ્રદાન છે. આજે હિન્દુસ્તાની સંગીતમાં પ્રયોજાતાં વાજિંત્રો–સિતાર, શહનાઈ, નગારું, તબલાં, દિલરૂબા, રૂઆબ વગેરે મુસલમાન સંગીતકારોનું પ્રદાન છે.

નૃત્ય : મુઘલ બાદશાહોના આગમન સાથે ઈરાની દરબારી નૃત્યનું આગમન થયું. આ શૈલીની અસર ભારતના કથક નૃત્ય ઉપર વિશેષ પડેલી છે. કથક શૈલીનાં મૂળ ભરતમુનિના નાટ્યશાસ્ત્રમાં રહેલાં છે. પ્રાચીનકાલમાં રામાયણ-મહાભારતના પ્રસંગો લઈને આ નૃત્ય ભજવાતું. ધ્રુપદ અને કીર્તનો કથકનું મુખ્ય સંગીત હતાં. મુસ્લિમ સુલતાનો અને બાદશાહો આ નૃત્ય પ્રત્યે આકર્ષાયા. તેમાં અવધના વાજીદઅલીશાહે કથકનૃત્યના 'લખનૌ' ઘરાનાના વિકાસમાં મહત્ત્વનો ફાળો આપ્યો. કથકનૃત્ય દરબારમાં પ્રવેશ્યું. કીર્તન અને ધ્રુપદને સ્થાને ઠુમરી, ગઝલ ગવાવાં લાગ્યાં. રાજદરબારોમાં ઝૂકીને સલામ કરવાનો શિષ્ટાચાર નૃત્યમાં મુદ્રારૂપે દાખલ થયો. આથી, નૃત્યમુદ્રામાં 'સલામી', 'છપકો', 'અંદાજ' વગેરે ઉમેરાયાં. નૃત્યના પહેરવેશમાં ધોતી અને અંગરખું હતાં. તેને સ્થાને મુસ્લિમ પોશાક જામો, પાયજામો, દરબારી ટોપી અને દુપટ્ટો આવ્યાં. આમ, મુસ્લિમોના આગમન બાદ કથા-કીર્તનનું નૃત્ય જૂની ઘરેડમાંથી બહાર આવ્યું અને નવોન્મેષ પામ્યું. આમ છતાં, નૃત્યના વિષય તરીકે રાધા અને કૃષ્ણ તો યથાવત્ જ રહ્યાં.

ભારતમાં ઈસ્લામના આગમનથી વિશ્વની બે ભિન્ન સંસ્કૃતિનો પરસ્પર સંપર્ક થયો. શરૂઆતમાં સંઘર્ષ થયો; પરંતુ સમય જતાં બહુ મોટા પાયે સમન્વય સધાયો અને ભારતીય સંસ્કૃતિના ભાતીગળ પોતમાં એક નવો રંગ ઉમેરાયો.

## સ્વાધ્યાય

1. નીચેના પ્રશ્નોના જવાબ લખો :
   (1) ઈસ્લામના ઉદય પૂર્વે અરબસ્તાનની સામાજિક પરિસ્થિતિ કેવી હતી ?
   (2) પયગંબર સાહેબનો ઉપદેશ વર્ણવો.
   (3) ભારતમાં ઈસ્લામના પ્રસારનાં પરિબળોની નોંધ કરો.
   (4) હિન્દુ અને મુસ્લિમ પ્રજા વચ્ચે સામાજિક ક્ષેત્રે થયેલા સમન્વયની વીગતે છણાવટ કરો.
2. ટૂંક નોંધ લખો :
   (1) હજરત મુહમ્મદ પયગંબર સાહેબ
   (2) અરબસ્તાનની સામાજિક અને ધાર્મિક સ્થિતિ
   (3) કલાક્ષેત્રે સમન્વય

●

**Real Patidar <mail@realpatidar.com>**

# Series 9 -Comparison between Satpanth Atharv Ved and Original Hindu Atharv Ved

**Real Patidar <mail@realpatidar.com>** **Sun, May 4, 2010 at 9:32 AM**
To: Real Patidar <mail@realpatidar.com>

**Please let me know, if you have not got any of the emails from Series 1 to Series 9 by mailing me on mail@realpatidar.com**

ભાઈઓ,

સતપંથ ધર્મમાં માનતા અથર્વ વેદ (સતપંથ અથર્વ વેદ) માં મંત્રોનું જણાવેલ અર્થ ઘટન હિંદુ ધર્મમાં માનતા અથર્વ વેદ (સાચો હિંદુ અથર્વ વેદ) માં મંત્રોનું અર્થ ઘટન જુદું છે.

Atharv Ved followed by Satpanth (Satpanth Atharv Ved) has explained the meaning of shloks in a way not in-conformity with Original Hindu Atharv Ved followed by Hindus worldwide.

એમાંથી અમુક શ્લોકો અને એના અર્થ ઘટન (બન્ને વેદો પ્રમાણે) આ email સાથે જોડું છું.

Link 1: http://issuu.com/patidar/docs/atharv_ved_shlok_comparison_-d

Link 2: http://issuu.com/patidar/docs/series_9_-attachment_-extract_of_relevant_pages_of

Link 3: http://issuu.com/patidar/docs/series_9_-attachment_-photos_of_original_hindu_ath

or

http://issuu.com/patidar

With this email I have attached the comparison of the explanations of few sloks from both the Atharv Veds.

ત્યાર બાદ તમે જાણશો કે "સતપંથ અથર્વ વેદ" અને "સાચો હિંદુ અથર્વ વેદ" વચ્ચે ઘણો ફરક છે. "સતપંથ અથર્વ વેદ" એ સાચો હિંદુ અથર્વ વેદ ને ભ્રષ્ટ કરીને બનાવામાં આવ્યો છે.

You will come to know that the "Satpanth Atharv Ved" and "Original Hindu Atharv Ved" are different. "Satpanth Atharv Ved" is corrupted form of "Original Hindu Atharv Ved"

Note: "Satpanth Atharv Ved" is sourced from the official website of Satpanth viz., www.satpanth.org

સાચો પાટીદાર / Real Patidar

--------------------------------------------------------------------------------

Please forward as many email address (of our samaj members) as possible to mail@realpatidar.com, in order to increase my reach and spread the awareness

--------------------------------------------------------------------------------

**3 attachments**

# Comparison of some Atharv Ved Shloks.... between Satpanth's Atharv Ved & Original Hindu Atharv Ved

## 1. Shlok No: 18/2/34

**Cutting from Satpanth's Atharv Ved:**

४३७८. ये निखाता ये परोप्ता ये दग्धा ये चोद्धिताः ।
सर्वांस्तानग्न आ वह पितॄन् हविषे अत्तवे ॥३४॥

हे अग्निदेव ! आप उन सभी पितरजनों के हवि सेवनार्थ आएं, जो भूमि में गाड़ने, खुली हवा या एकान्त स्थल में छोड़ देने अथवा अग्नि दहन द्वारा अन्त्येष्टि संस्कार के विधान से संस्कारित हुए हों तथा जो संस्कार क्रिया के पश्चात् ऊपरी पितृलोक में विराजमान हों ॥३४॥

**Cutting from Original Hindu Atharv Ved:**

ये निखाता ये परोप्ता ये दग्धा ये चोद्धिताः ।
सर्वांस्तानग्न आ वह पितॄन् हविषे अत्तवे ॥३४॥

**भाषार्थः**—(ये) जो पुरुष [ब्रह्मचर्य आदि सदाचार में] (**निखाताः**) दृढ़ गड़े हुए, (**ये**) जो (**परोप्ताः**) उत्तमता से बीज बोये गये, (**ये**) जो (**दग्धाः**) तपाये गये [वा चमकते हुये] (**च**) और (**ये**) जो (**उद्धिताः**) ऊंचे उठाये गये हैं। (**अग्ने**) हे विद्वान् ! (**तान् सर्वान्**) उन सब (**पितॄन्**) पितरों [पिता आदि ज्ञानियों] को (**हविषे**) ग्रहण योग्य भोजन (**अत्तवे**) खाने के लिये (**आ वह**) तू ले आ ॥३४॥

**भावार्थः**—मनुष्यों को योग्य है कि जो पुरुष दृढ़ स्वभाव, ब्रह्मचर्य सेवी, सुशिक्षित, परिश्रमी महाविद्वान् हों, उनका भोजन आदि से सदा सत्कार करें ॥३४॥

NOTE: Shloks are same, but the interpretation is totally different and unrelated.
1. Interpretation by Satpanth Atharv Ved is related to Antim Sanskar (Bhumi Daha)
2. Whereas in Original Hindu Atharv Ved, nothing is mentioned about Antim Sanskar
3. As per Hindu Religion, Antim Sanskar Vidhi is covered in Yajur Ved (Adhyay No 39) and NOT in Atharv Ved.

## 2. Shlok No: 18/2/50

**Cutting from Satpanth's Atharv Ved:**

४३९४. इदमिद् वा उ नापरं दिवि पश्यसि सूर्यम् ।
माता पुत्रं यथा सिचाभ्ये नं भूम ऊर्णुहि ॥५० ॥

हे मृतात्मन् ! आप द्युलोक में जो सूर्य देखते हैं, वही आपका (स्थान) है, कोई अन्य नहीं । हे पृथ्वी देवि ! आप उसी प्रकार इस मृत पुरुष को अपने तेज से आच्छादित करें, जिस प्रकार माता अपने पुत्र को आच्छादित रखती है ॥५० ॥

**Cutting from Original Hindu Atharv Ved:**

इदमिद् वा उ नापरं दिवि पश्यसि सूर्यम् ।
माता पुत्रं यथा सिचाभ्येनं भूम ऊर्णुहि ॥५०॥

भाषार्थः—[हे जीव !] (इदम् इत्) यही [सर्वव्यापक ब्रह्म] (वै) निश्चय करके है, (उ) और (अपरम्) दूसरा (न) नहीं है, तू (दिवि) ज्ञान प्रकाश में (सूर्यम्) सर्वप्रेरक परमात्मा को (पश्यसि) देखता है ।

(यथा) जैसे (माता) माता (पुत्रम्) पुत्र को (सिचा) अपने आंचल से [वैसे] (भूमे) हे सर्वाधार परमेश्वर ! (एनम्) इस [जीव] को (अभि) सब ओर से (ऊर्णुहि) ढकले ॥५०॥

भावार्थः – परमात्मा सर्वव्यापक है, उसके समान और कोई नहीं है, वह ज्ञान नेत्र से दीखता है । वह अपने शरणागत भक्तों की इस प्रकार

सू० २ अष्टादशं काण्डम् ८६१

सर्वथा रक्षा करता है, जैसे माता अपने छोटे बच्चों की वस्त्र आदि से रक्षा करती है ॥५०॥

इस मन्त्र का उत्तरार्द्ध ऋग्वेद में है—१० । १८ । ११, और आगे है—अथर्व १८ । ३ । ५० ॥

Shlok nu arth gathan alag karvama aavyun chhe.

---

## 3.Shlok No: 18/2/52

**Cutting from Satpanth's Atharv Ved:**

४३९६. अभि त्वोर्णोमि पृथिव्या मातुर्वस्त्रेण भद्रया ।
जीवेषु भद्रं तन्मयि स्वधा पितृषु सा त्वयि ॥५२ ॥

हे मृतक ! हम तुम्हें पृथ्वी माता के मंगलकारी वस्त्र से आच्छादित करते हैं । इस लोक में जो कल्याणमय है, उसे हम प्राप्त करें तथा पितृलोक में ( परलोक में ) जो स्वधान्न है, उसे आप (मृतात्मा) प्राप्त करें ॥५२ ॥

**Cutting from Original Hindu Atharv Ved:**

अभि त्वोर्णोमि पृथिव्या मातुर्वस्त्रेण भद्रयां ।
जीवेषु भद्रं तन्मयिं स्वधा पितृषु सा त्वयिं ।.५२।।

भाषार्थः [हे जीव !] (त्वा) तुझे (पृथिव्याः) जगत् के विस्तार करने वाले परमेश्वर के [दिये] (भद्रया) कल्याण से (अभि) सब ओर से (ऊर्णोमि) मैं ढकता हूं, [जैसे] (मातुः) माता के (वस्त्रेण) वस्त्र से [बालक को] । (जीवेषु) जीवों में (भद्रम्) [जो] कल्याण हो, (तत् वह (मयि) मुझ में [हो] (पितृषु) पितरों [रक्षक महात्माओं] में (स्वधा) [जो आत्मधारण शक्ति हो (सा) वह (त्वयि) तुझ में होवे ॥५२॥

भावार्थ:—प्रत्येक मनुष्य परमात्मा की शरण में रहकर इस प्रकार सुख पावे, जैसे बालक माता के पास पाता है, और ऐसा प्रयत्न करे कि सब प्राणी एक दूसरे के समान सुख पावें और ज्ञानी महात्माओं के समान आत्मावलम्बन करें ॥५२॥

---

## 4. Shlok No: 18/4/48

**Cutting from Satpanth's Atharv Ved:**

३७ अथर्ववेद संहिता भाग-२

४५२५. पृथिवीं त्वा पृथिव्यामा वेशयामि देवो नो धाता प्र तिरात्यायुः ।
परापरैता वसुविद् वो अस्त्वधा मृताः पितृषु सं भवन्तु ॥४८ ॥

हे पृथिवि (पार्थिव काया) ! तुम्हें हम पृथ्वी तत्त्व में प्रविष्ट करते हैं । धाता देव हमें दीर्घायु बनाएँ । हे दूर चले गये (प्राणो) ! तुम्हारे लिए (धाता देव) आवास प्रदायक हों । मृतात्माएँ पितरों के साथ जा मिलें ॥४८ ॥

**Cutting from Original Hindu Atharv Ved:**

पृथिवीं त्वा पृथिव्यामा वेशयामि देवो नो धाता प्र तिरात्यायुः ।
परापरैता वसुविद् वो अस्त्वधा मृताः पितृषु सं भवन्तु ॥४८॥

भाषार्थ: [हे प्रजा ! स्त्री वा पुरुष] (पृथिवीम् त्वा) तुझ प्रख्यात को (पृथिव्याम् प्रख्यात [विद्या] के भीतर (आ वेशयामि) मैं [माता पिता आचार्य

६१८ अथर्ववेदभाष्ये सू० ४

आदि] प्रवेश कराता हूं, (देवः) प्रकाशस्वरूप (धाता) धाता [पोषक परमात्मा] (नः) हमारी (आयुः) आयु को (प्र तिराति) बढ़ावे । (परापरैता) अत्यन्त पराक्रम से चलने वाला पुरुष (वः) तुम्हारे लिये (वसुवित्) श्रेष्ठ पदार्थों का पाने वाला (अस्तु) होवे, (अध) तब (मृताः) मरे हुए [निरुत्साही पुरुष] (पितृषु) पितरों [पालक विद्वानों] के बीच (सं भवन्त) समर्थ होवें ॥४८॥

भावार्थः—माता पिता आचार्य आदि सन्तानों को उत्तम विद्या देवें जिससे वे परमेश्वर के भक्त होकर श्रेष्ठ जीवन बितावें और बड़े नेता और श्रेष्ठ धनी होवें और उनके देखने से निरुत्साही भी उत्साही होकर पितरों में स्थान पावें ॥४८॥

इस मन्त्र का प्रथम पाद ऊपर आ चुका—अ० १२ । ३ । २२ ॥

## 5. Shlok No: 18/4/66

**Cutting from Satpanth's Atharv Ved:**

४५४३. असौ हा इह ते मनः ककुत्सलमिव जामयः । अभ्ये नं भूम ऊर्णुहि ॥६६ ॥

हे अमुक नामवाले प्रेतपुरुष ! आपकी आसक्ति इन ईंटों द्वारा बनाये गये स्थान के प्रति है । हे श्मशान स्थल रूप भूमे ! आप उसी प्रकार इस स्थल पर स्थित प्रेत को आच्छादित करें, जिस प्रकार कुलीन स्त्रियाँ अपने कन्धे (सिर) को वस्त्र से ढक लेती है ॥६६ ॥

**Cutting from Original Hindu Atharv Ved:**



असौ हा इह ते मनः ककुत्सलमिव जामयः ।
अभ्यैनं भूम ऊर्णुहि ॥६६॥



६२६ अथर्ववेदभाष्ये सू० ४

भाषार्थः—[हे मनुष्य !] (असौ) वह [पिता आदि] (हा) निश्चय करके (इह) यहां पर [हम में] (ते) तेरे (मनः) मन को [ढकता है], (इव) जैसे (जामयः) कुल स्त्रियां (ककुत्सलम्) सुख का शब्द सुनाने वाले को [अर्थात् लड़ैते बालक को वस्त्र से ढकती हैं] । (भूमे) हे भूमि तुल्य [सर्वाधार विद्वान् !] (एनम्) इस [पिता आदि जन] को (अभि) सब ओर से (ऊर्णुहि) तू ढक [सुख दे] ॥६६॥

भावार्थः—जैसे माता पिता आदि पितर लोग छोटे प्रिय सन्तान की वस्त्र आदि से रक्षा करते और ज्ञान देते हैं, वैसे ही वे लोग उन पिता आदि की यथोचित सेवा करें ॥६६॥

इस मन्त्र का अन्तिम पाद आ चुका है—अ० १८ । २ । ५०, ५१, तथा १८ । ३ । ५० और इस मन्त्र का मिलान भी उन मन्त्रों से करो ॥

---

**Real Patidar <mail@realpatidar.com>**

# Series 10 -Pirana Satpanth Kaka -Appointment and Admin Agreement -Dt 17 Dec 1925

**Real Patidar <mail@realpatidar.com** **Sat, May 15, 2010 at 11:15 AM**

Dear All,

Attached is a copy of agreement entered into between KAKA Ramji Laxman & Heirs of Sayyed Imam Shah Bawa.
કાકા રામજી લક્ષ્મણ તથા સૈયદ ઈમામ શાહ બાવાના વન્સજો વચ્ચે થયેલ કરારની નકલ આ સાથે જોડેલ છે.

This agreement is entered into on 17 Dec 1925.
આ કરાર તા. ૧૭-૧૨-૧૯૨૫ ના કરવામાં આવેલ છે.

This agreement pertains towards the terms and conditions of appointment of Kaka and administration of the Pirana shrine.
આ કરારમા કાકાની નિમણુંક અને વહીવટી શરતોનો ઉલ્લેખ છે.

http://issuu.com/patidar/docs/series_10_-pirana_satpanth_kaka_admin_rights_agree

Courtsey: Copy of this agreement has been forwarded to me by one of the email receipients.
આભાર: આ કરારની કોપી મને મારા email વાંચનાર એક વ્યક્તિએ મોકલાવેલ છે.

---

To know more visit http://issuu.com/patidar or send a request mail to mail@realpatidar.com

Please forward as many email address (of our samaj members) as possible to mail@realpatidar.com in order to increase my reach and spread the awareness

---


**Series 10 -Pirana Satpanth Kaka Appointment and Admin Rights Agreement -D.pdf**
429K

# Pirana Kaka Appointment & Admin Rights Agreement

**Between**

Kaka Ramji Laxman of Aral

**And**

Legal Heirs of Sayyed Imam Shah Bava

**Dated 17 Dec 1925**

This document mentions the following important points:

1. Pirana Satpanth is not a religion, but a sect of a Muslim religion
2. It is on a Stamp Paper of Rs 15/-
3. It's an agreement entered at the time of appointment of a person to the post of KAKA
4. Kaka is responsible for keeping records of Dasond received and pass it on to Sayyeds
5. Sayyeds have right on Sukhadi
6. Other terms and conditions
7. Giving religious discourse is a business of Kaka and Sayyeds

**પીરાણા સતપંથ એ એક ધર્મ નથી પણ તે એક મુસ્લીમ ધર્મનો ફાંટો છે.**

કાકા રામજી લખમણને કાકા બનાવતી વખતે મુસ્લીમ સૈયદોને તેણે લખી આપેલ બોલતો દસ્તાવેજ.

કાગળની પીઠ નંબર ૫૫૧૯ | સ્ટાંમ્પ રૂા. ૧૫ નો

તા. ૭ ડીસેમ્બર સને ૧૯૨૫ કાકા રામજી લખમણ ગામ પીરાણા તાલુકો દસ્ક્રોઈ હા. પોતે સ્ટાંમ્પ લેનાર.
અમદાવાદ માણેકચોકના સાહુકી મગનલાલ રણછોડ.

## નીમણૂક પત્રનો દસ્તાવેજ

સંવત ૧૯૮૨ના પોષ સુદ ૨ ને વાર મરેજ તા. ૧૭ માસ ડીસેમ્બર સને ૧૯૨૫ અંગ્રેજી દિને પીરાણાના હઝરત પીર ઈમામશાહ સુત નજરઅલી મામદશાહ બાવાના ઓલાદના પંચ તરફથી સૈયદ પુંજુમીયા હુસેનમીયા ઉમર વર્ષ ૪૫ ત્યા સૈયદ ગુલામ હુસેન અકબારઅલી ઉમર આશરે ૫૦, ત્યા સૈયદ અમીર સાહેબ જાફરઅલી ઉમર વર્ષ ૬૦, ત્યા સૈયદ ફતેહઅલી હસનઅલી ઉમર આશરે વર્ષ ૫૫ ત્યા સૈયદ ઈનાયત બંદેઅલી ઉંમર આશરે વર્ષ ૩૨ ત્યા સૈયદ મીરૂમીયા નજરઅલી ઉંમર આશરે વર્ષ ૫૫, સર્વે જાતના સૈયદ રહેવાસી મોજે પીરાણા તાલુકાં સાઉદ દસ્ક્રોઈના ગામના ત્યા અહમદ હુસેનમીયા સાબ ઉંમર વર્ષ ૬૦ ત્યા સૈયદ આરેબઅલી અલીમીંયા ઉંમર આશરે વર્ષ ૪૦ ત્યા સૈયદ કાસમઅલી પીર સાહેબ ઉંમર આશરે વર્ષ ૪૦, સરવે સૈયદ રહેવાસી મોજે પરઘાદ પણ હાલ મોજે પીરાણા ત્યા સૈયદ નજરઅલી ઉંમર આશરે વર્ષ ૬૫ ત્યા સૈયદ મુરાદઅલી બ દેઅલી ઉંમર આશરે વર્ષ ૫૦ તે બંને રહેવાસી મોજે આવાખાલના ત્યા સૈયદ અસરફઅલી કાસમઅલી ઉંમર આશરે વર્ષ ૫૦ તે રહેવાસી મોજે જીવરડી ત્યા સૈયદ મુરતુજાઅલી ફતેહઅલી ઉંમર આશરે વર્ષ ૫૫ રહેવાસી સુરતના પણ સદરહુ સખસો હાલ પીરાણાના સરવે જાતના ઈમામશાહી ધંધો પીરી મુરાદનો ત્યા વજીફદારીનો જોગ લીખીતગ

કાકા રામજી લખમણ ઉંમર વર્ષ ૪૦, ધંધાં ધર્મ ઉપદેશનો જાતના સતપંથી કાકા રહેવાસી કચ્છમા ગામ અરલ પણ હાલ પીરાણાના તમોને આ દસ્તાવેજ લખી આપીએ છીએ તે તમોએ અમોને આજરોજે ગાદીના મુજાવર નીમતાં પહેલાં અમારી પાસેથી કેટલીક શરતોનાં દસ્તાવેજ લખાવી લીધેલ હતો પરંતુ આજરોજે તમોએ અમોને ગાદીના મુજાવર નીમી કાકા નીમેલા છે. તેથી અમો નીચે લખ્યા મુજબની તમામ શરતો પ્રમાણે વરતન કરવા બંધાયલા છીએ, તેની વિગત નીચે મુજબ.

(૧) હઝરત પીર ઈમામશાહ સુત નજરઅલી મામદશાહ બવાના મુરીદો એટલે આ ગાદીને માનનારા સેવકો પોતાની પેદાશમાંથી દશોદ આપે અને ખુશાથી મૂકી જાય તે રકમ અમો લઈએ અગર મંગાવીએ અગર માણસ મોકલી મંગાવીએ તે ખંડે આવી આપી જાય અથવા રોજા મૂકી જાય અગર કાગળથી મૂકે અગર ટપાલ મનીઓર્ડર તથા હુંડી વિગેરેથી જે જે આવક આવે તે સર્વેનો હિસાબ અમો બરાબર રાખીએ અને તે સિલક અમારા કબજામાં રાખીએ અને તેનો હિસાબ તથા ચોપડા જે જે વખતે માંગો તે તે વખતે અમે બતાવીએ તેમાં કોઈ પ્રકારની હરકત કે રોકાણ કરીએ કે કરાવીએ નહીં.

(૨) તમો જલાલશાહી તથા નૂરશાહી સૈયદોના ગુજરાન સારૂ દર સાલ સુખડીનો હક્ક તથા દરેક વખતે સુખડીની વિદાયગીરી તથા ઘરડાના ફાટીઆનો હક્ક તથા બીસમીલાનો હક્ક તથા ગાદીનો હક્ક તથા મૈયતનો હક્ક તથા અરિસનો હક્ક તથા રોજાની ચાંદ રાતનો હક્ક તથા હકુતાનો હક્ક તથા મુસાફરી જવા માટે રોજામાંથી મળતો વિદાયગીરીનો હક્ક તથા તે સિવાયના જે જે હકો અસલ દસ્તાવેજ મુજબ હાલ ચાલે છે, તે મુજબ દર સાલ આપે જઈએ ને ચલણી રૂા. આપેજઈએ તે સહી છે.

(૩) જે અસલથી સદાવ્રત અપાય છે તે પ્રમાણે આપે જઈએ, ચા રહુ ગાદીના અંગે જે જે કામો કરવા પડે તેમાં જે કાંઈ ખરચ થાય તે અમો કરીએ ને તે ખર્ચ તમો પંચને ગેરવ્યાજબી લાગમ પડે તો અમો કરીએ નહીં ને તમારા ના કહેવા વિરૂધ અમો ખરચ કરીએ તો તેના જવાબદાર અમો છીએ તે સહી છે.

(૪) આ દસ્તાવેજોમાં લખેલાં કામો તથા તે સિવાયનાં જે જે કામો કરવાં પડે તે કામો સાફ દાનત અને કને નિષ્ઠાથી ન કરીએ અગર અમો સ્વાદાનગીરી કરી દાનત બગાડીએ તથા અમો ગેરવરતણુંક ચાલીએ અને તમારા જાણવામાં આવે તો અમારા પાસેથી વહીવટ લઈ લેવા સ્વતંત્ર મુખ્તીયાર છો આ મુજબ ઉપર મુજબની શરતો પ્રમાણે અમો વરતીશું અને તે કરવાનો કોઈપણ વખત ઉલ્લંઘન કરીશું નહી એવા તમોને વિશ્વાસ તથા ભરોસે આપી આ દસ્તાવેજ અમોએ અમારી રાજીખુશીથી તથા અક્કલ હોંશિયારીથી લખી આપ્યો છે, તે અમોને સર્વ વાતે કબુલ મંજુર સહી છે, ઉપર લખ્યું તે સહી છે.

અત્ર મતુ

(સહી) કાકા રામજી લખમણ
સહી દા. પોતે

અતર શાંખ

(શાંખ) હાજી ગુલામહુશેન હાજી ચાંદભાઈની શાંખ
દા. પોતે
(શાંખ) કરાલાભાઈ નૂરભાઈની શાંખ
દા. પોતે
(શાંખ) કમાલભાઈ મહંમદભાઈની શાંખ
દા. પોતે
લી. મુમના કમાલભાઈ ચાંદભાઈ
અમદાવાદ તાજપર ખજુરીપોર

કાકા રામજી લખમણ દસ્તાવેજ લખી આપનાર

માણસ ધંધો ઉપદેશનો ઉમર વર્ષ ૪૦ પીરાણાના દસ્તાવેજ લખી આપનાર અમદાવાદમાં હાજી સાહેબના મકાનમાં સેન્સર નંબરમાં લખી આપ્યાનું કબુલ કરે છે.

તા. ૭ જાન્યુઆરી સને ૧૯૨૬

(સહી) કાકા રામજી લખમણ
સહી

**Real Patidar <mail@realpatidar.com>**

# Series 11 -A Theatre Drama our History & 19 Families embraced Sanatan Dharm.

**Real Patidar <mail@realpatidar.com>** **Tue, May 18, 2010 at 8:21 PM**
To: Real Patidar <mail@realpatidar.com>

18-May-2010

Dear All,

Below is the link of video of the famous theatre drama "Swarnim Na Sathvare Chalya Samarth Patidar"
આ email સાથે “સ્વર્નીમના સથવારે ચાલ્યા સમર્થ પાટીદાર” નામના નાટકના વિડિઓણી લીંક મોક્લાવું છું.

http://dl.dropbox.com/u/7158647/SwarnimNaSathvareChalyaSamarthPatidar.avi

This drama is on history of our samaj played at recent function at Nakhatrana.
આ નાટકમાં આપડા સમાજના ઇતિહાસની એક જલક છે.

The CDs of this Drama were in great demand. The file size is more than 900 MB, but the drama is worth downloading.
આ નાટકની CD ની ખુબ માંગ છે. આની File Size 900 MB થી થોડી વધુ છે પણ એક વખત જીવાજેવો આ નાટક છે.

LATEST NEWS: After our samaj's funtion ended on 12th May, 2010, hearing the innver voice of their spirits, 19 families of Gadani Village had shed Satpanth Dharm (Religion) and have embraced Sanatan Dharm (Religion).

તાજા સમાચાર: તા. ૧૨-૦૫-૨૦૧૦ ના સમાજના અધિવેશન પૂર્ણ થયા પછી ગામ ગડાણીના ૧૯ પરિવાર, રાજીખુશીથી, પોતાના આત્માની આવાજ સંભાળીને, સતપંથ ધર્મને તિલાંજલિ આપીને સનાતન ધર્મનો અંગીકાર કાર્યો છે.

Real Patidar

To fully understand the contents of this email, you may be required to read email with "Series 1" in the subject line.
See here for Series 1 email: http://issuu.com/patidar/docs/series_1_-covering_email_contents
------------------------------------------------------------------------------------------------------------------------------------------------------------
To know more visit http://issuu.com/patidar or send a request-mail to mail@realpatidar.com

Please forward as many email address (of our samaj members) as possible to mail@realpatidar.com in order to
increase the reach and spread the awareness
------------------------------------------------------------------------------------------------------------------------------------------------------------

18-May-2010

**Real Patidar <mail@realpatidar.com>**

---

# Series 11A -A Theatre Drama on our History & 19 Families embraced Sanatan Dharm.

**Real Patidar <mail@realpatidar.com>** **Thu, May 20, 2010 at 7:23 AM**
To: Real Patidar <realpatidar@gmail.com>

20-May-2010

Dear All,

Thank you for the tremendous response to my Series 11 email. I had never thought that there would be so many people wanting to down load the file that the server will become overload.
Series 11 email ને જબરદસ્ત પ્રતીદાસ આપવામાટે સહુને ધન્યવાદ. આટલા બધા લોકો આ વિડિઓને download કરશે કે જેનાથી server ઓવર લોડ થઈ જશે એમ અમે કલ્પના નોતી કરી.

We have made alternative arrangement to download the file and to make it easy, we have divided the video into five parts.
You can download video or alternatively view online also.
વધુ લોકો આસાનીથી વિડિઓ download કરી શકે તે માટે અમોએ વૈકાલીક download link નીચે જણાવેલ છે. આ વિડિઓ ૫ ભાગ મા બાટી ને અલગ અલગ લીંક આપી છે.

તમે આ વિદેઓને download કરે શકશો તેમજ online પણ જોઈ શકશો.

The links to the files are;
Part 1 - http://www.4shared.com/video/YsaqdtSS/Swarnim_Na_Sathvare_Chalya_Sam.html
Part 2 - http://www.4shared.com/video/2qYUJ_J0/Swarnim_Na_Sathvare_Chalya_Sam.html
Part 3 - http://www.4shared.com/video/papKVsHN/Swarnim_Na_Sathvare_Chalya_Sam.html
Part 4 - http://www.4shared.com/video/FuUpuk8G/Swarnim_Na_Sathvare_Chalya_Sam.html
Part 5 - http://www.4shared.com/video/TLOz4O-j/Swarnim_Na_Sathvare_Chalya_Sam.html

Thank you, once again, for overwhelming response to my mails.
ફરી એકવાર, જોરદાર પ્રતિસાદ આપવામાટે, સહુને ધન્યવાદ.

Real Patidar

To fully understand the contents of this email, you may be required to read email with "Series 1" in the subject line.
See here for Series 1 email: http://issuu.com/patidar/docs/series_1_-covering_email_contents
--------------------------------------------------------------------------------
To know more visit http://issuu.com/patidar or send a request-mail to mail@realpatidar.com

Please forward as many email address (of our samaj members) as possible to mail@realpatidar.com in order to
increase the reach and spread the awareness
--------------------------------------------------------------------------------

---------- Forwarded message ----------
From: **Real Patidar** <mail@realpatidar.com>
Date: 2010/5/18
Subject: Series 11 -A Theatre Drama our History & 19 Families embraced Santan Dharm.
To:

20-May-2010

18-May-2010
Dear All,

Below is the link of video of the famous theatre drama "Swarnim Na Sathvare Chalya Samarth Patidar"
આ email સાથે “સ્વર્નીમના સથવારે ચાલ્યા સમર્થ પાટીદાર” નામના નાટકના વિડિઓણી લીંક મોક્લાવું છું.

http://dl.dropbox.com/u/7158647/SwarnimNaSathvareChalyaSamarthPatidar.avi

This drama is on history of our samaj played at recent function at Nakhatrana.
આ નાટકમાં આપડા સમાજના ઇતિહાસની એક જલક છે.

The CDs of this Drama were in great demand. The file size is more than 900 MB, but the drama is worth downloading.
આ નાટકની CD ની ખુબ માંગ છે. આની File Size 900 MB થી થોડી વધુ છે પણ એક વખત જીવાજેવો આ નાટક છે.

LATEST NEWS: After our samaj's funtion ended on 12th May, 2010, hearing the innver voice of their spirits, 19 families of Gadani Village had shed Satpanth Dharm (Religion) and have embraced Sanatan Dharm (Religion).

તાજા સમાચાર: તા. ૧૨-૦૫-૨૦૧૦ ના સમાજના અધિવેશન પૂર્ણ થયા પછી ગામ ગડાણીના ૧૯ પરિવાર, રાજીખુશીથી, પોતાના આત્માની આવાજ સંભાળીને, સતપંથ ધર્મને તિલાંજલિ આપીને સનાતન ધર્મનો અંગીકાર કાર્યો છે.

Real Patidar

To fully understand the contents of this email, you may be required to read email with "Series 1" in the subject line.
See here for Series 1 email: http://issuu.com/patidar/docs/series_1_-covering_email_contents
------------------------------------------------------------------------------------------------------------------------------------------------------------------
To know more visit http://issuu.com/patidar or send a request-mail to mail@realpatidar.com

Please forward as many email address (of our samaj members) as possible to mail@realpatidar.com in order to
increase the reach and spread the awareness
------------------------------------------------------------------------------------------------------------------------------------------------------------------

20-May-2010

## ભાગ ૪ - બીબી ફાતિમાના ૪ નોકરો (123 to 159):

**સંદેશ ૧:**

*કલમા:* 141, 142, 146, 147, 152, 154, 158 નં ના કલમા દસોન્દ ના બારામાં છે

*સંદેશ:* કોઈ પણ ભોગે દસોન્દ આપવાનું છે.

**સંદેશ ૨:**

*કલમાં:*

હેજી, બીબી ફાત્માહ ત્યારે બોલીયા, તમે સાંભળો હ્રદરે કર્રાર,
સારી ઉમર એણે સેવા કરી, તેનું આપણા શિર ઉપર છે ભાર. ચેતો-૧૨૫
હેજી, અમે તમને આઝાદ કીધા, તમે જાઓ નબી મહંમદને પાસ,
એમના કહ્યા માફક તમે ચાલજો, તો થાશે મોક્ષ મુગત દિદાર. ચેતો-૧૩૮
હેજી, તેની એધાની તમને દઉં છું, તમે સાંભલો કહું તે વિચાર,
આલ તમારી જે થાશે, દીકરા દીકરીનોપરવાર. ચેતો-૧૪૩
હેજી આથી આલ તમારી જુગમાં ચાલશે, તેને સાંસો નહિ પડે લગાર,
તે જીવ સત્ય ધરમ પીછાણશે, રોજે કયામત લગી સાર. ચેતો-૧૪૭
હેજી, તમારી આલના જે સાથે, તેના તો રહેશે સત્પંથસું વ્હેવાર,
નર નારી જે અલીજીને માનશે, પીર મુસલ્લે નબી મહમદ સાર. ચેતો-૧૪૯
હેજી, એતો મુલ ધર્મ ઉપર સાબિત છે, નથીમેલ્યો ધર્મ આચાર,
તેમણે સત્પંથ ગુપ્ત આરાધિયા, દીન ફાએસ ન કીધો લગાર. ચેતો-૧૫૭

125. *These servants served both Bibi Fatima and her husband (Hazrat Ali) all their lives and even when their final moments came, they remained steadfast in their love for Ali.*
138. *After these four servants were married and after they had accepted Islam, they were released from Hazrat Ali's service; thus was His command.*
143. *Acknowledge Ali as Allah and Pir is on the same footing as the Nabi. Thus follow what we say to you and that will ensure that you and your family will flourish.*
147. *If you pay Dasond to Ali your material wealth and your progeny will increase. He will also keep your Iman strong. Verily Ali is the Creator.*
149. *The children that follow you will adhere to Satpanth. They will believe in Ali and will be among the Muslims who will acknowledge Muhammed.*
157. *They remained true to the right (original) religion and they did this without publicising it.*

***સંદેશ:***

- અલી અને બીબી ફાતિમાની આખી જીંદગી નીશ્સ્વાર્થૅ સેવા કરો
- જો તમે એમ કરશો તો તમારી પ્રગતિ થશે
- પણ તેમ છતાંય દસોન્દ તો આપવીજ પડશે
- તમે અને તમારા સંતાનો મુસલમાન બની જશો.

- બીજાને કીધા વગર છાનું માનું આ ધર્મને પાળજો. (આવું શા માટે હોવું જોઈએ?, તમે સમજજો)


## ભાગ ૫ - હિંદુ ધર્મના ૪ જુગ સાથે સતપંથ ધર્મનું જોડાણ (160 to 199):

**સંદેશ ૧:**

*કલમા:*

હેજી, નબીજીની કલા માંહેથી ઉપન્યા, ઈમામ હશન હુશ્યેન પરવાર,
તેનારે કુલ માંહેથી ઉપન્યા, ઈમામ જયેનુલ આબદીન અવતાર. ચેતો-૧૬૦
હેજી, ત્યાંથી આલજે ચાલીયા, તેતો અવતારો અવતાર,
તેને સેવતાં જે ભુલશે, તે તો જાશે દોજકને દ્વાર. ચેતો-૧૬૧
હેજી, અલી નબીથી સત્પંથ ચાલીયા, તેના સેવીએ ગુપ્ત અવતાર,
અથર્વ વેદનો આ પંથ કહીયે, એને ખોળી કાઢો કુરાન મોઝાર. ચેતો-૧૬૨

160. *Hazrat Ali is from the Prophet's lineage and Hasan and Husseyn are His children and Zainulabdeen is His grandson.*
161. *Similarly this line will continue with every Joma (every descendant Imam). Momins, do not forget to serve Him, for if you do, you will not achieve heaven.*
162. *The religion that has been introduced to you by Ali and Nabi, observe it within yourself for truly this religion is from the time of creation and you can find its proof in the Holy Quran.*

*સંદેશ:*

- મુમ્નાઓએ હઝરત અલીના વંશજોની સેવા કરવાની રહેશે
- સતપંથ ધર્મ ના પુરાવા કુરાન માં મળશે.

**સંદેશ ૨:**

*કલમા:*

166, 167, 168, 169 - ૪ જુગ / યુગ માં કેટલા લોકો ને (કરોડો લોકોને) મોક્ષ મળ્યું અને તેમના ગુરુ કોણ હતા.

171 to 176 –કર્તા યુગ –૧ લું યુગ –રાજા પ્રહલાદ ની વાર્તા

177 to 183 –ત્રેતા યુગ –૨ જું યુગ –રાજા હરિશ્ચંદ્ર અને રામ ની વાર્તા

184 to 192 –દ્વાપર યુગ –૩ જું યુગ –પાંડવો અને ભગવાન કૃષ્ણ ની વાર્તા

194 to199 –કલી યુગ –૪ થું અને છેલું યુગ –ઈમામ અલી અને મોહમ્મદ પૈગમ્બર ની વાર્તા

*સંદેશ:*

- ૪ થા જુગમાં, એટલે કે વર્તમાન જુગ / યુગ માં, ઈમામ અલી જ ભગવાન છે એટલે તમે તેની પૂજા કરજો.

## ભાગ ૬ - પીર શમ્સ ની વાર્તાઓ (200 to 381):

પીર સલાહ્દીન, પીર શમ્સના પિતા હતા અને તેવો સ્વર્ગ થી આવ્યા હતા અને પાટણ માં વસ્યા હતા. તેમને પાટણના રાજાને વટલાવ્યા હતા અને તેમની દીકરી સાથે લગ્ન કર્યા હતા. તેવો અલીના વન્સાજ છે, એમ અહીં કહેવામાં આવ્યું છે.

*કલમા:*

*207, 208, 209, 360, 361, 379* –મોક્ષ માટે કોઈ પણ કીમતે દસોન્દ આપો

| | |
|---|---|
| *a. કાગળનું નાવ ની વાર્તા (218 to 253)* | આ વાર્તામાં, પીર શમ્સએ એક કાગળની નાવ બનાવી અને તેમાં સેર કરવા નીકળ્યા |
| *b. દૂધ, ફૂલ અને ઝેર ની વાર્તા (254 to 270)* | આ વાર્તામાં પીર શમ્સએ ઝેર વાળું દૂધ પાછુ મોકલાવ્યું |
| *c. મૃતક છોકરાને જીવતો કર્યો (271 to 290)* | આ વાર્તામાં એક મૃતક છોકરાને પુનઃજીવિત કર્યો |
| *d. સુર્ય અને ચંદ્ર ને ધરતી પર લાવ્યા (291 to 356)* | આ વાર્તામાં સુર્ય ને ચંદ્ર, પીર શમ્સ ના ઈશારા પર ચાલતા હોય એમ બતાવામાં આવ્યું છે. |
| *e. અલ્લાહ ને માનો અને દસોન્દ આપો (357 to 381)* | આ વાર્તા માં સતપંથીઓ ને warning આપવામાં આવી છે કે તેવોએ અલ્લાહ ને માનવું અને દસોન્દ ઈમાનદારીથી કોઈ પણ સંજોગો અને હાલ માં આપવું. નહીં તર તેણે મોક્ષ નહીં મળે. |

**<u>સંદેશ:</u>** ઉપર જણાવેલ પીર શમ્સની વર્તોમાં એક સંદેશ ચોખો છે, જે એમ છે કે સતપંથ ધર્મને કોઈ પણ જાત ના સવાલ, શંકા કર્યા વગર આપનાવો અને અલ્લાહ અને કુરાન ને માનો, નહીં તર.... (વિચારીલેજો) ડરાવના અને માનવામાં ન આવતા દાખલાઓ આપીને લોકોને ધભરવા કે જો તમે સતપંથ ધર્મ પર શંકા કરશો કે દસોન્દ નહીં આપો, તો તમારી અધોગતિ થશે.

*<<<< આ જગ્યા ખાલી મુકવામાં આવી છે. >>>>*

## ભાગ ૭ - પીર નસીરુદ્દીન ની વાર્તાઓ(382 to 392):

- પીર નસીરુદ્દીન, પીર શમ્સ ના પુત્ર, એ પણ પીર શમ્સની જેમ ધર્મનો પ્રચાર કર્યો.
- વર્તમાન ઈમામ ને તેવોએ ઓળખ્યા. ("ઈમામ" એટલે કે હઝરત અલીનો અવતાર – કહેવામાં આવતો ભગવાન વિષ્ણુ નો ૧૦મો અવતાર)
- એના હજારો લોકોને ઇસ્લામ તરફ વાળયા.

## ભાગ ૮ - પીર સદ્દીન ની વાર્તાઓ (393 to 437):

સતપંથ ધર્મના સ્થાપક, પીર સદ્દીન હતા. તેમના આ ધર્મને "સતપંથ" નામ આપ્યું અને સતપંથ ધર્મના અનુંયાયોને "મુમના" નામ આપ્યું.

*કલમા:*

હેજી, મલજો નિત્ય નિત્ય ગત માંહે, ગોર મુખી સાથે કરજો સદ્ વિચાર,
તો પાપ તમારાં સર્વ ઉતરશે, દુઃખ ધંધાનો મટશે, આજાર. ચેતો-૪૦૩

હેજી, તે જીવ સદ્ગોર વચને ના ચાલીયા, તેનું દાન પુન્ય તિર્થ અફળ સાર,
આ તમનેકહું શું મુનિવરો, સદ્ગોર વાણીનો કરજો વિચાર. ચેતો-૪૧૨

હેજી, જીવ આ જુગમાં નહિ ચેતીયા, તેના જીવ પડયા જંજાલ,
સદ્ગોરના શરણથી ચુકીયા, ચોવીસક્રોડીની વાટ પડી ઘોર અંધાર. ચેતો-૪૧૩

હેજી, સત્પંથ વિના ધર્મ જેટલા, તે તો નિષ્કલંકી રાહથી બહાર,
તે સ્વર્ગ ભોગવી ઉતરે, નહિ પામે અમરાપુર સાર. ચેતો-૪૨૭

હેજી, તેણે તે સદ્ગોર મુખે વાવીયું, ઓળખી હાજર જામો અવતાર,
હાજર જામો તેને સફળ થયો, જેણે બીજે ન રાખ્યો વ્હવહાર. ચેતો-૪૨૯

હેજી, સદ્ગોરની શીખે તે ચાલીયા, સુદરદીન પીર પરખ્યા પુરે ઈમાન,
તે સદ્ગોર પ્રતાપે ઓધર્યા; તેને મટીયા ચોરાસી ફેરા નિધાન. ચેતો-૪૩૦

હેજી, સાચી નાવ તે સદ્ગોર તણી, તેમાં ખુબી છે ખેવણ હાર,
તેમાં નાખવો છે નર ઈસ્લામશાહ, તેમાં માલમ સદ્ગોર સુરદીન સાર. ચેતો-૪૩૧

*403. Kindle the love and serve with love; destroy the doubts that arise in your mind; always observe the Dasond and pay it to Ali's progeny.*

*412. So Momins, don't delay giving Dasond for it is through this that you show your devotion to Ali; pay your Dasond to Ali and never doubt Him.*

*413. Do not procrastinate in giving Dasond for that will involve your soul more in worldly affairs and you will be like the 24 Karor who got involved with material things in life.*

427. *Those who have second doubts whilst giving Dasond and get attached to their worldly possessions, find themselves in the company of untrue gurus who don't even know how to correct their own wrongs.*



429. *All the other religions will lead you to heaven but it is only Satpanth that will lead you to the eternal heaven (Amrapuri).*

430. *The 12 Karor who achieved salvation were true Dasondi and they never ate before paying Dasond.*

431. *They obeyed Imam's Farmans and recognized Him as God Manifest. The present Imam blessed them and they never looked elsewhere for guidance.*

**<u>સંદેશ:</u>** ઉપર જણાવેલ કલમા માં બે સંદેશો જાણવા મળે છે,

**<u>i.</u>** કોઈ પણ સંજોગોમાં અને કોઈ પણ કીમતે દસોન્દ આપવું, મોક્ષ મેળવવા માટે ફરજીયાત છે.

**<u>ii.</u>** ઈમામના ફરમાન (આદેશ) નું ચુસ્ત રીતે, કોઈ પણ શંકા કે પ્રશ્ન કર્યા વગર પાલન કરવું.

**<u>iii.</u>** સતપંથ ધર્મ ના બારામાં કોઈ અન્ય લોકો પાસે માહિતી મળવવી નહિ. (સમજી લેજો શા માટે).

*<<<< આ જગ્યા ખાલી મુકવામાં આવી છે. >>>>*

## ભાગ ૯ - પીર હસન કબીરુદ્દીન ની વાર્તાઓ (438 to 630):

પીર હસન કબૃદીન, પીર ઈમામ શાહ ના પિતા હતા.

**સંદેશ ૧:**

*કલમા:*

હેજી, મેહેર કરી મારા સ્વામીજીએ, સેવક જાણી કીધી સંભાળ,
સદ્ગોરે તપ એવા સાધીયા, જેથી પ્રસન્ન થયા કિર્તાર. ચેતો-૪૩૯
હેજી, પાત્ર અવતાર આ યુગ સંધે, બેઠા મલેચ્છ રૂપે મૂરાર,
અલીજીનો અવતાર તે કહીયે, શંકા ન આણશો લગાર. ચેતો-૪૪૭
હેજી, હશનશાહે સ્વામીજીને ઓળખ્યા,નર ઈસ્લામશાહ મુજ ભરથાર,
સદ્ગોરે તપ અદકા કર્યા, ત્યારે સ્વામીજીએ અતીધર્યા પ્યાર. ચેતો-૪૫૦
હેજી, ઉંચથી હશનશાહ ચાલીયા, શાહ દર્ગાહનો રાખી વિચાર,
નર નકલંક તે ભેટીએ, એથી ટાળયા જીવતણા આજાર. ચેતો-૪૫૧
હેજી, સ્વામીજીએ છેડો કાઢીયો, પોતાને હાથે બાંધ્યો દસ્તાર,
જ્યાં શીરબંધ સ્વામીજીએ બાંધીયા, ત્યારે રાજી થયા અપાર. ચેતો-૪૬૬
હેજી, ત્યારે સ્વામીજીએ શીરબંધ બાંધીયું, અને પ્રસન્ન હુવા વરદાતાર,
માંગો માંગો સદ્ગોર સ્વામીજી કહે, ધન્ય ધન્ય તમ અવતાર. ચેતો-૪૭૦
હેજી, માત તાત બંધવ તમે, સદાના સ્વામી મારા ભરથાર,
અમેરે બાંદી સ્વામી તમ તણી, તમે પુરુષ નિરંજન અવતાર. ચેતો-૪૭૬

439. *He humbled himself like a wife and recognized his Lord. He never had any other thought in his mind and meditated on His Name to achieve Him.*
447. *In the present era that Guru has come as Nabi Muhammed (Brahma) and do recognize him as the True Guru. Pir Hasan Kabirdin and Pir Sadardin are from his lineage.*
450. *Accept Ali as Allah for Pir has served Him in many eras. In the present he serves Shri Islam Shah and resides in Kehek.*
451. *The Imam called Satgur with love and looked after him. The Satguru who is Brahma's Avtar, is Pir Hasan Kabirdin who resided in Uch.*
466. *I have accepted you as my Lord forever, yet I am very sinful, so I have come to your feet and only you can forgive my sins*
470. *Pir replied: You are my Lord and I am your slave. I am full of sins and you are the One who can forgive them.*
476. *O Lord, You accepted me at Your feet and have counted me amongst Your slaves.*

**સંદેશ:** ઉપર જણાવેલ કલમા માં લોકોના મગજ માં એવી વાત બેસાડવામાં આવી છે, કે જાણે પોતે ઘણા બધા પાપો કર્યા છે અને એટલે સજાથી બચવું હોય તો વર્તમાન ઈમામની સેવા, જેમ એક પત્ની પોતાના પતિ ની સેવા કરતી હોય, તેમ નીશ્સ્વાર્થે સેવા કરવી.

**સંદેશ ૨:**

*કલમા:*

હેજી, અમરાપરી મા તે ઘર ચણાવશે, તેમાં હીરા જડિત્ર અપાર,
સુવર્ણ ઈંટે ઘર ચણીયા, ગારા કસ્તુરીના સાર. ચેતો-૫૨૦
હેજી, પચાસ મલાયક હજુરમાં, ફર્માની રહેશે એ ઘર મોઝાર,.
તે તો આસન આલીને ઉભા રહેશે, સહેલ કરશે સ્વર્ગ મોઝાર. ચેતો-૫૨૨
હેજી, અમને તમને જે જીવ ઓળખશે ? તે અમરાપુરી પામસે સાર,
દશાંશી સુક્રિતે સદ્‌ગોર મુખી, તેને કલિયુગ નહી લોપે લગાર. ચેતો-૫૨૩
હેજી, સત્ય ધર્મ જે જીવ ચાલશે, તેને આવા ગમન નહીં સંસાર,
બ્રહ્મા ને સત્ય કરી માનશે, ઓળખે હાજર જામો અવતાર. ચેતો-૫૨૪
હેજી, તમ ઘર પીર ઈમામશાહ બાલ, જે મહા બ્રહ્મા અવતાર,
તે ઘર અમો નર મહંમદ થઈ આવશું, તેનો કોલ આપું નિર્ધાર. ચેતો-૫૭૧
હેજી, સ્વામીજીના વચન તમને કહ્યા, અમે સાંભળ્યા શાહોનો દરબાર,
તેમને વચને જે જીવ ચાલશે, તેના ટલશે સરવે જ જાલ. ચેતો-૫૭૮
હેજી, છેલ્લો અખાડો કલિયુગ તણો, શાહો ઓળખ્યા તે પામ્યા પાર,
અમને, તમને, સર્વ જગતને સૂજીયા, અને ઓલખ્યા વિના નહિ જાએ જંજાલ. ચેતો-૫૮૩
હેજી, મારો તમારો કોલ છે, ઋષિવરો કહું વિચાર,
આલ અલી તે શ્રી ઈસ્લાલશાહ કહીયે, તે શ્રીનરઅલી મહંમદશાહ અવતાર. ચેતો-૫૮૪
હેજી, હક કમાઈ ખાજો પેટમાં, આછા ધંધા કરજો નરને નાર,
અજંપા જાપે ઓધરસો, ઓળખજો નર મહંમદશાહ અવતાર. ચેતો-૫૯૦
હેજી, એ ઘરની ઉમ્મેદ રાખજો ઋષિવરો, જ્યાં હોવ ત્યાં સેવજો સાર,
સદ્‌ગોર હશનશાહે એ ઘર બતાવ્યું, તેમાં હે સાંસો મધરજો લગાર. ચેત-૬૦૪
હેજી, ગોરનાં ચરિત્ર દેખી ભૂલશે, ગોર ઉપર નહિ આણે ઈત્બાર,
મૂર્ખે માણસ રૂપે કરી જાણીયું, ગુરૂ વચને ન રહ્યા થર લગાર. ચેતો-૬૨૦

*520. Those who will sacrifice in Satpanth, will find that for each sacrifice they will be rewarded 1 1/4 million times.*

*522. When these souls reach Heaven (Amrapuri) they will find that their houses will be made of golden bricks studded with diamonds and the beams will be made of sweet-smelling wood and the mud will be composed of Kasturi (precious perfume).*

*523. Fifty angels will quench these people's thirst and one of them will marry him/her and they'll beget 500 sons, all of whom will be true Farman-Bardari Momins.*

*524. 500 slaves will serve that Momin and will be at his command and indeed that soul will be soaring high.*

*571 Infinite souls have been blessed because of you, of which 48 Karor will come to My door, led by you; Indeed you are a good man. When the (final) Great Day arrives, Pir and Prophet will be the leaders and I will be there in Arabic (human) Avtar and judgement will (..... check).*

578. *So serve that Lord without a doubt for the One I have seen has really created the whole universe.*
583. *Tell them about the infinite souls for which you are responsible, and the 48 Karor who are close to Ali. So those people who will follow the right path will be saved by Ali.*
584. *Momins, follow the Satpanth for your salvation for the ten Avtars are over and there won't be an eleventh.*
590. *My Lord resides (secretly) in the West continent - Iraq - He is the Living Imam and Ali Himself.*
604. *Those who will earn an honest living and will pay Dasond will be amongst the souls (saved by Pir Hasan Kabirdin).*
620. *Do not look at what Ali does, but obey what He says, for as the times will change, Ali's actions may be beyond your comprehension.*

**સંદેશ:** જો લોકો દસોન્દ ઈમાનદારીથી આપશે તો તેમને તેના બદલામાં ખુબ સારી (ઉપર જણાવેલ પ્રમાણે) રીતે વળતર મળશે. નહિ તર એની ખુબ અધોગતિ થશે. આવી રીતે પ્રલોભન અને ડર ના મળત થી લોકોને સતપંથ તરફ આકર્ષીયા છે અને દસોન્દ આપવા મજબૂર કર્યા છે.

*<<<< આ જગ્યા ખાલી મુકવામાં આવી છે. >>>>*

# સારાંશ

વધુ સંખ્યા માં લોકોને સતપંથ તરફ વળવા અને એના લીધે પોતાની દસોન્દની આવક વધારવા, નીચે પ્રમાણેની રણનીતિ અપનાવી હતી;

1) સતપંથ ધર્મને હિંદુ ધર્મ સાથે જોડીને તેમના આવતા સમાજ એટલે કલિયુગ નું ધર્મ બતાવામાં આવ્યું
2) સતપંથ ને ઇસ્લામનું ફાટું બતાવામાં આવ્યું
3) હઝરત અલી ને ખોટી રીતે ભગવાન વિષ્ણુનો ૧૦ મો અવતાર બતાવામાં આવ્યું. કારણ કે હિંદુ ધર્મમાં ભગવાન વિષ્ણુનો ૧૦ મો અવતારે જન્મ લીધોજ નથી.
4) સવાલ અને શંકા ન કરે એટલે લોકોને ડરાવ્યા.
5) સતપંથ અને ઈમામ ના ફરમાન ને ન પાળનાર લોકો ની અધોગતિની કાલ્પનિક દાખલાઓ લોકો સામે મુક્યા. જેનાથી મોકોના મન અને દિમાગમાં ડર ઉત્પન્ન થાય અને ઘભરાઈ ને સતપંથ ધર્મ પળે. યાદ રાખજો સતપંથ ધર્મનું પહેલું અને મુખ્ય ફરમાન છે કે દસોન્દ આપો.
6) દસોન્દ આપનાર લોકોને અમરાપુરી (સ્વર્ગ થી પણ કઈ વધારે) મળશે, એવું પ્રલોભન આપવું.
7) દસોન્દ આપવાથીજ મોક્ષ મળશે, તેવી વાત મગજમાં ધુસડવી.
8) ઈમામ, પીર અને તેમના વંશજો જ પૂજનીય છે, એટલે તેમના ફરમાન પાળજો.

**તારીક: ૦૬-જુલાઈ-૨૦૧૦**

**સ્થળ : ભારત**


પંચમ વેદ
(ભાગ-૩)
મુક્તિનો ભેદ, અથર્વેદીય ગીનાન
ગુરુ મુખવાણી
સર્વહક્ક સ્વાધીન
"પ્રકાશક"
શ્રી અખિલવિશ્વ સતપંથી ધર્મીય સંઘ, કલકત્તા.

## શ્રી ચેતામણી



### ચેતો ઋષિવરો ગુરૂ કહે

### શ્રી સદગોર બ્રહ્મવાચા

હેજી, આદ નિરંજન અવતર્યા, તેનું થાનક છે એરા ખંડ માંહે, સદ્ગોરે સોહી દેખાડીયા,
તે સેવીયા નવે ખંડ માંહે, ચેતોઋષિવરો ગુરૂ કહે, નરને નારાયણજીએ એમ કહ્યા. ૧
હેજી, આલ નબીજીની કહીયે, મહંમદ પીર અલ્યે હિસ્સલામ આએ, ઈસરે આલથી જે કોઈ ભૂલશે,
તે તો જાસે દોજકની માંએ. ચેતો-૨
હેજી, એરે આલથી આલજે ચાલી, તે તો આવી કેક નગરી માંહે,
વરજા સેહેરમાં તેનું થાનક કહીયે, શ્રી ઈસ્લામ શાહ બેઠા છે ત્યાંએ. ચેતો-૩
હેજી, જામા જામા માંહે નરજી આવીયા, તેની આલતે ચાલી સાર,
આ ચાલીસ સીપારા કુરાનના, તે માંહેથી ત્રીસ છે દુનીયાની માંએ. ચેતો-૪
હેજી, દશ સીપારા બાકી રહ્યા, તે તો છે આ ઘર માંહે,
અથર્વ વેદ તે કહીયે, તેની વાણી છે સદગોરની મુખ માંહે. ચેતો-૫
હેજી, આલ અલી નબીની જુગો જુગઆવી, તેમણે કીધો ધર્મ ઉપાએ,
પીર ઈમામ શાહે દેખાડીયા, તે નરઅલી મહંમદ શાહ કહેવાયે. ચેતો-૬
હેજી નુર માંહેથી નુર પ્રગટયા, તેનો વાસો છે નુરજ માંહે,
તેમણે આ સત્પંથ પેદા કીધા, તે ખેળી કાઢો કુરાનની માંહે. ચેતો-૭
હેજી, ચાર વેદ અને ચાર કીતાબ બોલીયા, સદ્ગોર સરવે તે આંએ,
ઈલમ અલ્લાહ જીએ ભેજીયા, ફરજ સર્વે કુરાનની. માંએ. ચેતો-૮
હેજી, ફરજ કુરાન માંહેથી ઉપન્યા, તે તો પરવરીયા પૃથ્વીની માંએ,
સરીયત તરીકત હકીગત રાહ કહીએ, તેની માએની છે મારફત માંહે. ચેતો-૯
હેજી, મારફત માંહેથી કાઢી કરી, તે તો આપી સતંપંથીઓને આજ,
રેહેણી રાખો નિશ્ચ કરી, તો સરસે આપણા જીવોના કાજ. ચેતો-૧૦
હેજી, ઈસરે રેહણીથી જે કોઈ ભૂલશે, તેનું ઠામ નહિ કોઈ ઠાએ,
તે તો ફેરાફરે ચોરાસી માંહે, તે તો મોક્ષ નહિ પામેરે કાંએ. ચેતો-૧૧
હેજી, લક્ષ ચોરાસી યોની તો છુટીએ, જો રહીએ સદ્ગોરના ફર્માન માંહે,
દશાંશ દેજો આપણા સદ્ગોર મુખે, તો વાસો થાશે વૈકુંઠ માંએ. ચેતો-૧૨
હેજી, વકુંઠ છે આ ઘર માંહી, તેના સુખ કહ્યા નવજાએ.
સદ્ગોરે દીઠી તેવી કહી, ત્યાં હુરાં મલાયક કહેવાએ ચેતો-૧૩
હેજી, અનંત મેવા તે મોહોલ માંહે, તે ઘરની શોભા છે અપાર,

( ૩૨૯ )

મુનિવાર ઋષિવર ત્યાં મહાલશે, લીલા લાડ કરશે તે ઠાર ચેતો-૧૪
હેજી, એવા તે ઘર તે જીવ પામશે, જે ચાલશે સત્પંથ માંહે,
ખરા દશાંશી શુક્રિતે પુરા હશે, તેની સાખ છે ઈલમની માંહે. ચેતો-૧૫
હેજી, ઈલમ આલથી પ્રગટયા, તેની સાંખ છે કુરાનની માંહે,
કુરાન અરસ માંહેથી ઉપન્યા, તેની સાખ છે આ ઘર માંહે, ચેતો-૧૬
હેજી, આ ઘર દેખીને જે ભૂલશે, તે તો જાશે, દોજકની મોહે,
આદ ઉનાદથી આ ઘર કહીયે, તેને શેવતા વિલંબો ન કાંએ ચેતો-૧૭
હેજી, બ્રહ્મા વિષ્ણુ માહેશ્વર કહીયે, તે તો છે સર્વે આ ઘર માંહે,
આ ઘરથી આલજે ચાલીયા, તે તો પરવરીયા પૃથ્વી માંહે. ચેતો-૧૮
હેજી, વિષ્ણુ તે તો વરદાતાર થયા, કૃપા કીધી બ્રહ્માજીને જ્યાંએ,
તમે જાઓ યુગો યુગ વાણી કરો, અમો આવશું તમ સાથે ત્યાએ. ચેતો-૧૯
હેજી, તેઓને ફર્માને બ્રહ્માજી આવીયા, વાણી કીધી યુગોયુગ માંહે,
પ્રબોધી પૃથ્વી બ્રહ્માજીએ, અને સત્ ધર્મ ચલાવ્યા ત્યાંએ. ચેતો-૨૦
હેજી, અનંત કલફ આગે વહી ગયા, પછી આવ્યા આ કલફજ ચાર,
તેમાં ત્રણ કલફ પુરા થયા, તે બ્રહ્માજીને ફર્માને સાર. ચેતો-૨૧
હેજી, એક કલફ આ પરવર્યો, અને તેના યુગ કીધા ચાર,
આદ ઉનાદે ભેળા હતા, સદ્ગોર સ્વામીજી તે સાર. ચેતો-૨૨
હેજી, ત્યારથી સદ્ગોર પ્રગટયા, અને આવ્યા યુગોયુગ માંહે,
તેમાંથી ત્રણ યુગ વહી ગયા, તેનાં જીવડા પોહોચ્યા થાનક માંહે. ચેતો-૨૩
હેજી, અવતારો અવતાર વહી ગયા, રચના કીધી બ્રહ્મા વિષ્ણુએ ત્યાંએ,
આદ કલિયુગ છેલ્લી સંઘ છે, શ્રી મુર્તુઝા અવતર્યા મક્કા માંહે. ચેતો-૨૪
હેજી, ત્યાંથી આલજે ચાલી છે, તે તો આવી છે હીમપુરી નગરી માંહે,
શ્રી નર મહંમદશાહ તે નુર કહીયે, તે શાહોજીનું તેજ જ્યાંએ. ચેતો-૨૫
હેજી, એ ઘર સેવે જે સત્ય શું, તેનાં પાપ સર્વે જાએ,
અવતારે અવતાર જે ઓળખે, તે જીવ મોક્ષ મુગત પાએ. ચેતો-૨૬
હેજી, આ ઘર દશાંશ દીજીએ, તેમાં આળસ ના કીજે લગાર,
અનેક જીવ આગળ ઓદર્યા, જેણે ઓળખ્યા યુગના ભરથાર. ચેતો-૨૭
હેજી, દશાંશ વિના નહિ છુટશો, સાંભળો મુનિવરો કહું છું વારમ્વાર,
છેલ્લો અખાડો આ કળીયુગ તણો, તે માંહે શુક્રિત લેજો સંભાળ. ચેતો-૨૮
હેજી, દશાંશ દશમી પાંતી કહીયે, તે તો આલો નરજીનો અહાર,

ચાલીસો તે પીરની પાંતી કહીયે, દેજો મુનિવર તણો એ વેહવાર. ચેતો-૨૯



હેજી, દશાંશ આલતા જે જીવ ડોલાવશે, તેનું હાલ માલ નહિ રહેશે પરવાર,

ક્રિયાના હિણા જીવ કોઇ નહિ તરે, એમ સદ્‌ગોરજી કહે પોકાર. ચેતો-૩૦

હેજી આખર જમાનો આવીયો, આવી છેલ્લી કલિયુગની વાર,

અવતાર સર્વ પુરા થયા, હવે સ્વામી રાજા થાશે અસ્વાર. ચેતો-૩૧

હેજી, દલરે ચાલે નિષ્કલંકી તણા, ત્યારે થાશે તે હલ હલ કાર,

તેમાં સતી જીવ હશે તે તરશે, અને કાહેર ખાશે ધણ કેરો માર. ચેતો-૩૨

હેજી, કાહેર મા થાશો મુનિવરો, આગળ છે દોહેલી વાટ,

સ્વામી રાજા લેખાં માંગશે, નિશ્ચે જાણજો નિરધાર. ચેતો-૩૩

હેજી, કલિયુગ સંઘ છે દોહેલી, મુનિવર તમે રેહજો હુંશિયાર

દશાંશ દેજો સદ્‌ગોર મુખે, જેથી ઉતરશો પરલોરે પાર. ચેતો-૩૪

હેજી, દશાંશ નહિ દેશે સદ્‌ગોર મુખે, તે તો કાહેર ખાશે ધણ કેરો માર,

તેના હૈયામાંથી અગ્નિ ઉઠાડશે, ત્યારે જીવડો કરશે પોકાર. ચેતો-૩૫

હેજી, સદ્‌ગોરે સર્વ સંભળાવિયા, મુનિવર તમે કરજો વિચાર,

આદ ઉનાદથી એ ઘર ચાલીયા, તે વાણીનો કરજો વિચાર. ચેતો-૩૬

હેજી, લેખું લેશે ગોર નર સાંઇયાં, ત્યાં પુંછાશે સહુ નરને નાર,

ઓત્તમ મધ્યમ ત્યાં કોઇ નહિ, કોઇ કેની વાર ન કરશે લગાર. ચેતો-૩૭

હેજી, ઓત્તમ આચારે ઓત્તમ કહીયે, અને મધ્યમ જાણજો મધ્યમ આચાર,

સૌજ્ઞાન સાંભળે આગળા, કોઇ કેનું કહ્યું નહિ કરે નર કે નાર. ચેતો-૩૮

હેજી, બાપ બેટો કેનો નહિ, અને કોનું કુટુંબ પરવાર,

એવી વેલારે જ્યારે આવશે, ત્યારે નહિ કોઇ સાસરૂં મોસાળ. ચેતો-૩૯

હેજી, જે જીવ સેવાથી ચુકશે, અને હૃદય ધરમ નહિ આણે લગાર,

માયાના મોહે બંધાઇ રહેશે, સ્વાર્થે સૌ કોઇ જાશે સંસાર. ચેતો-૪૦

હેજી, કલિયુગ જમાનો કઠણ આવશે, ત્યારે સૌના દલમાં વસે કાલ,

તે માંહે જે જીવ નહિ ચેતશે, તેનો જીવડો પડયો જંજાલ. ચેતો-૪૧

હેજી, સંસાર સર્વે સાંભળજો. અને સાંભળી મા થાજો ગમાર,

સદ્‌ગોર યુગો યુગ માંહે આવીયા, તેની વાણીનો કરો વિચાર, ચેતો-૪૨

હેજી, માંહો માંહે લડશે, અને માત પિતાનો પરીવાર,

કઠણ વચન કહેશે આપ માંહે, એવો આવશે કલિકાલ. ચેતો-૪૩

હેજી, કોઇ કેને ઘેર નહિ આવશે, અને મન માંહે કરશે તે રીસ અપાર,

અહંકાર અતી ઘણો આણશે, તે જાશે નરકને દ્વાર. ચેતો-૪૪



હેજી, મન માંહેથી જે ભૂલશે, નહિ કરે કોઈ જ્ઞાનનો વિચાર,
કૂબુદ્ધિને કાલ નહિ ઉતરે, અધર્મિ કરશે ઉત્પાત અપાર. ચેતો-૪૫
હેજી, ગતનો મેળો તેથી ભાંગશે, ત્યારે નહિ કોઈ આવશે ધરમ દ્વાર,
અધર્મ એવા ચાલશે, તેથી ઓરા હશે નરને નાર. ચેતો-૪૬
હેજી, માતાના તન માંહેથી ઉપજશે, તેના થાશે પુત્રને પરવાર,
દયા ના આવે તેના હૃદય માંહી, અને સૌના હૃદયમાં વાપશે કાલે, ચેતો-૪૭
હેજી, એવા એંધાણે તમે જાણજો, તમે આપતણો કરજો વિચાર,
સ્વાર્થે સંસાર બગડશે, સૌ મેલશે ધરમ આચાર. ચેતો-૪૮
હેજી, બારમી સંઘ જ્યારે આખર થાશે, ત્યારે ધરમ નહિ રહેશે લગાર,
દશાંશદેતાં મનમાં ઓછું આણસે, એવો આવે સંસાર. ચેતો-૪૯
હેજી, ખાના માંહે ભૂત ખાના વ્યાપશે, અને મુનિવરનાં મન કઠણ થાશે અપાર,
માસ છ માસે ખાના માંહે ન આવશે, ધર્મશાળે પાપ નહિ ઉતરાવે લગાર. ચેતો-૫૦
હેજી, અધર્મ વારો જ્યારે આવશે, ત્યારે ધોરી છાંડશે ધરતીનો ભાર.
થર થર ધરતી ધ્રૂજશે, પાપ કરમનો નહિ કંઈ પાર. ચેતો-૫૧
હેજી, ગત તીર્થ કરી નહિ જાણે, જાણેજ વિરલા કોએ,
અંહકારથી સૌ હારશે, એથી ગતનો મેળો ભાંગે સોએ ચેતો-૫૨
હેજી, સદ્‌ગોરને વાએકે જે નહિ ચાલશે, આપણો મુનિવરનો જે આચાર,
દશાંશ નહિ દે સદ્‌ગોર મુખે, અને મેલશે ધરમનો વિચાર. ચેતો-૫૩
હેજી, અધર્મે અન્ન નહિ નીપજે, અને વણસશે મોહોટા ભંડાર,
માગ્યા તે નહિ વરસે મેવલા, અલ્પ કણ ઉપજશે સાર ચેતો-૫૪
હેજી, આસમાનથી મેવલા નહિ આવશે, અલ્પ સલ્પ વરશે સાર,
તે હાથે સર્વે સ્વામીજીને, જેણે સરજ્યો સર્વ સંસાર. ચેતો-૫૫
હેજી, સંસાર સર્વે સરજ્યો સ્વામીજીએ, તે સૌનો રોજી પુરાણ હાર,
તેમાં અથર જીવ આ યુગ તણા, તેને વિશ્વાસ નહિ લગાર. ચેતો-૫૬
હેજી, વિશ્વાસ નહિ રાખે નિશ્ચત કરી, નહિ રાખે સાહેબ શું પ્યાર,
ભૂ ા ભૂલ્યા સૌ આગલા, એ તો બહેરે બહેરા મલશે સાર. ચેતો-૫૭
હેજી, શાહો ઉપર સંતોષ રાખીયે, નવ કરીએ અવર આગળ પોકાર,
જેણે આ યુગ પેદા કર્યા, તે સ્વામી છે રોજી પુરણહાર. ચેતો-૫૮
હેજી, સેવા તે કીજીએ શાહો તણી, તો ટળે જીવું ના જંજાલ,

માતાના ઓદરમાં જેણે પુરીયા, ગર્ભવાસમાં કીધી સંભાલ. ચેતો-૫૯

 હેજી, એવા સ્વામી ઉપર વિશ્વાસે નહિ રાખે, અને ચાલશે પોતાને વિચાર, 

આપ મતે જે કોઇ ચાલશે, તેના મનનો નહિ ટળે વિકાર. ચેતો-૬૦

હેજી, સંસાર સઘળો એમ થયો, સદ્‌ગોર કહે કેટલી વાર,

મૂર્ખ મર્મ જાણે નહિ, બૂડે સૌ કોઇ ગમાર. ચેતો-૬૧

હેજી, સદ્‌ગોરની સેવાથી જે નર ચુકશે, તેનો ભઠ પડયો અવતાર,

ચેતનહારા જીવ તમે ચેતજો, મનુષ્ય જન્મ નહિ આવે બીજી વાર. ચેતો-૬૨

હેજી, મહા રતન પદાર્થ મનખો, તેને ગુરૂજીએ ધર્મ દીધા સંભાલ,

તેમાં સાચા મુનિવર તે આપણા, તેને સ્વામી રાજા લેશે ઉગાર: ચેતો-૬૩

હેજી, તમો ખરી દશાંશ દેજો સદ્‌ગોર મુખે, તો તમે બાંધી પુન્યની પાળ,

જે જ્ઞાન વિચારીને ચાલીયા, તેને કલિયુગ નહિ લોપે લગાર. ચેતો-૬૪

હેજી, ચાર યુગ હવે પુરા થયા, નહિ હવે અગિયારમો અવતાર,

સંસારનો સાંસો મટે સદ્‌ગોરથી, તેને ચરણે રહો નિર્ધાર. ચેતો-૬૫

હેજી, ગત સઘળી તમે હેતે મલો, ઋષિવરો ખેદ કોનો ન કરશો લગાર,

સેવા કરો સાચા સદ્‌ગોર તણી, જેથી પામશો મોક્ષ દિદાર. ચેતો-૬૬

હેજી, જેણે આજીવ પિન્ડ સર્જીયા, તેના સામરથનો નહિ પાર,

ખરી દશાંશ તેને આલીયે એતો ખાટયાની છે સાર. ચેતો-૬૭

હેજી, આ સદ્‌ગોરની પાંતી અલગી કરી, બીજો કરો પોતાનો અહાર,

તે માંહેતો થાશે બરકત ઘણી, તે આપતાં સાંસો મ ધરશો લગાર ચેતો-૬૮

હેજી, આપણે દીધે એનું નહિ ચાલે, એ ઘરતો નહિ લોભીયું લગાર,

મનુષ્યને માથે ઠેરાવીયું, સૌ સૌના માથે છે ભાર. ચેતો-૬૯

હેજી, જેટલા ધરમ પેદા કર્યા, તે માંહે ચલાવ્યો આ વહેવાર,

હિન્દુ મુસલમાનની નાત માંહી, સૌ દે છે ગોર મુખે દાન સાર. ચેતો-૭૦

હેજી, સરજનહારો છે સાંઇયા, તેણે કીધાં તે પંથ અપાર,

તે માંહે સૌ સૌના થાનકે, આપણા ધરમમાં રહે હુંશિયાર. ચેતો-૭૧

હેજી, અધુરો ઓછો કોઇ નહિ, સર્વ થાનકે સૃજણહાર,

સર્વને કારણે સૃજીયા, બ્રહ્મા નબી મહંમદનો અવતાર. ચેતો-૭૨

હેજી, નબી મહંમદ મુસ્તુફા ઉપાવીયા, તેનો ચાલ્યો પરવાર,

સદ્‌ગોર બ્રહ્મા નબી મહમંદ એક છે, તેનો કિર્તાર વિષ્ણુ દાતાર. ચેતો-૭૩

હેજી, સદ્‌ગોર બ્રહ્માજીનો વારો વહી ગયો, તેના તે વેદ રહ્યા છે ચાર,

હિન્દુ માને છે તે વેદને, તે ઉપર દાન દે છે સર્વ સંસાર. ચેતો-૭૪
હેજી, તે દેવની વાણી ઉપર સૌ ધર્મ દે છે, તેના જુઠા તે લેવણહાર,

બ્રહ્માજીના તે પુત્ર કહેવાય છે, તે તો માથે લે છે સૌનો ભાર. ચેતો-૭૫
હેજી, બ્રહ્માજીના પુત્ર તેને કહીયે, જે કોઈ પાલે બ્રહ્મચાર,
દાન લે તે તો સફલ કરે, તેને માથે ન હોય ભાર. ચેતો-૭૬
હેજી બ્રહ્માજી તે નબી મહંમદ થયા, તેનો આ સદ્ગોર છે પરવાર,
તે સદ્ગોર સ્વર્ગથી ઉતર્યા, તેણે બાંધ્યો આ સર્વ સંસાર. ચેતો-૭૭
હેજી, સદ્ગોરથી આલ જે ચાલી, પીર શમ્સ છે તેમનો પરવાર,
હાજર જામો તેમણે દેખાડીયો, તે હઝરત અલીનો અવતાર. ચેતો-૭૮
હેજી, એમણે પ્રથમ સહી કીધા, નજરે દેખાડયો શાહનો દિદાર,
એ મુરીદોએ પણ સહી કીધો, ઓળખ્યા તે ઉતર્યા પાર. ચેતો-૭૯
હેજી, નબી મહંમદ સત્ બ્રહ્મા કહીયે, તેમનાં ફરજંદ થયા બીબી ફાત્માસાર,
ત્યારે નબી મહંમદને ચિંત્તા ઉપની, એમનો કોણ થાશે, ભરથાર. ચેતો-૮૦
હેજી, નબી મહંમદને મેએરાજે તેડીયા, ત્યાં દીઠી કુદરત અપાર,
ત્યાં ફર્માન આવીયા જનાબથી, તમે ચિંતા મકરશો લગાર. ચેતો-૮૧
હેજી, તમ ઘર ફરજંદ બીબી ફાતમાહ, તેના અમ પાસે છે ભરથાર,
કુલ તમારામાં આવ્યા છે, અબુ તાલીબને ઘેર અવતાર. ચેતો-૮૨
હેજી, તે તો રૂપ અમારૂં તમે જાણજો, મવલા અલીનો અવતાર,
અલી અલ્લાહ એક કરી જાણજો, તેમાં શંકનાં આણજો લગાર. ચેતો-૮૩
હેજી, જ્યારે એવો ફ઼ર્માન આવીયો, અજાયબ કુદરત દીઠી તે સાર,
આનંદ થઈ નબીમહંમદ બોલીયા, અને બોલ્યા તે તેણીવાર. ચેતો-૮૪
હેજી, ત્યારે અરજ કીધી આલી જનાબમાં, તમે સાંભળો પરવરદિગાર,
અલી અલ્લાહ એક ફર્માવિયું, એ નો કોણ કરશે ઈત્બાર. તેચો-૮૫
હેજી, ફરી ફર્માન દરગાહેથી આવીયો, તમે સાંભળો નબીમહંમદ સાર,
તમ ઘરે ફરજંદ બીબી ફાતમાહ, તેમના અલી છે ભરથાર. ચેતો-૮૬
હેજી, તમ ઘર ફરજંદ નાર છે, અમ ઘર ફરજંદ ભરથાર,
તમે મહંમદ અમે જલ્લે સાન હુ, આપણ બને તો એ વહેવાર. ચેતો-૮૭
હેજી, જ્યારે એ ફરજંદ મોટો થાશે, ત્યારે કરીશું દુનિયાનો વહેવાર,
અમે તમે દોનું એક છીએ, તેનો કોઈ ન કરશે વિચાર. ચેતો-૮૮
હેજી, બીબી ફાત્માહને વોળાવજો, તે હજરતઅલી નર ઘેર નાર,

તેમને તમે આપજો, દેજમાં દેજો ખોજા ચાર. ચેતો-૮૯

હેજી, તે તો ખોજા રહેશે હજુરમાં, તે ઉપર બીબી ફાતમા ધરસે પ્યાર,



તેમની દુઆ એથી તે તો વધશે, તેનો બહુ થાશે પરવાર. ચેતો-૯૦

હેજી, તે તો માનસે મવ્લા અલીને, સેવા કરશે ધરી પ્યાર,

તેનો અલ્લાહ તે અલી કહીયે, જે કોઇ લાવસે ઇત્બાર. ચેતો-૯૧

હેજી, અલીને અલ્લાહ કરી જે માનશે, તેનો પીર તે નબીમહંમદ અવતાર,

નબીજીની આલમાંહેથી પેદા થશે, તે નો પીર મુસલ્લે સાર. ચેતો-૯૨

હેજી, આલ અલી નબીજીની સાચી કરી માનશે, જે થાશે ખોજાનો પરવાર,

આ સાચે સદકે જે ચાલશે, અલી મહંમદ ઉપર ધરશે પ્યાર. ચેતો-૯૩

હેજી, તેના ઇમાન હમે રાખશું, જ્યારે આવશે કલિકાલ,

તેને પોતાનો કરી રાખીશું, તેને મહાદન નહિ લોપે લગાર. ચેતો-૯૪

હેજી, ત્યારે નબીમહંમદ બોલીયા, તમે સાંભળો પરવરદિગાર,

તમારા ફર્માને અમે ચાલશું, મેહેર કરજો તે સૃજણ હાર. ચેતો-૯૫

હેજી, અલીમહંમદ એક છે, તેનાં નામનો જુજવો વિચાર,

અલી કલિયુગનાં વિષ્ણું કહીયે, નબીમહંમદ બ્રહ્માનો અવતાર. ચેતો-૯૬

હેજી, સૃજણહાર એમ બોલીયા, જેનું નામ તે પરવરદિગાર,

માહેશ્વર મુરત તે માંહે ભણીયે, તે તો આદમ તણો અવતાર. ચેતો-૯૭

હેજી, તારે મે રાજ માંહેથી નબી ઉતર્યા, તે આવ્યા પોતાને દ્વાર,

આસણે આવી તપ કર્યો, ત્યારે ત્રુઠયા અલી વરદાતાર. ચેતો-૯૮

હેજી, માતાજી ગયા બ્યેતુલ્લાહ માંહે, ઇબાદત કરવા સાર,

ઇબાદત કરી જ્યારે ઉઠીયા, અલી પેદા થયા તેણીજ વાર. ચેતો-૯૯

હેજી, માતાજી પડયા વિચારમાં, હવે ઘર ગયાની નહિ વાર,

ત્યાં તો ઘર બીજો થયો, ભીંત ફાટી બારી થઇ તેણીવાર. ચેતો-૧૦૦

હેજી, માતાજી ઉઠી તેમાં ગયા, અને હું રાઉં આવી તેણીવાર.

તે સમે અલી પેદા થયા, તે તો આદ નિરંજનનો અવતાર. ચેતો-૧૦૧

હેજી, તેમણે સાત દહાડા આંખો ન ઉઘાડી, અને ખીર ના પીધો લગાર,

ત્યારે તે નબીમહંમદને માલમ થયું, તે તો આવીયા તેણીવાર. ચેતો-૧૦૨

હેજી, સલામ ત્યાં સર્વે કીધા, ત્યાં આંખો ઉઘાડી અલીએ તેણીવાર,

દિદાર કીધા તે નબીમહંમદ તણા, મુખથી સલામ બોલ્યા તેણીવાર. ચેતો-૧૦૩

હેજી મુખ ઉઘાડયું ત્યારે અલીએ, ત્યારે જીભ દીધી અલીના મુખમાંએ,

જ્યારે ભેદ સઘલો ખેંચી લીધો, જે મેહરાજમાં દીઠો હતો જ્યાંએ. ચેતો-૧૦૪


હેજી, પોતાની કુદરત રાખી પોતા કને, ત્યારે મહંમદ સમજ્યા સર્વ વિચાર,


ધન્ય ધન્ય તમારાં માત તાતને, તમે છો આદ નિરંજન અવતાર. ચેતો-૧૦૫

હેજી, ત્યારે સદ્ગોર બ્રહ્માજીએ, સેવા કીધી અને સુકરાના કીધા અપાર,
અલી તે અલ્લાહ કરી ઓળખ્યા, તેમાં શંકા ના આણી લગાર. ચેતો-૧૦૬

હેજી, ત્યારે આર્શથી મલાયક ઉતર્યા, તે તો આવ્યા પેગમ્બરની પાસ,
તે આવી પેગમ્બર ને પૂછવા લાગ્યા, તમે શું શું દીઠું સરદાર. ચેતો-૧૦૭

હેજી, ત્યારે મુખ માંહેથી બોલીયા, તે નબી મહંમદ તેણી વાર,
મોજીઝો દીઠો મુખ અલી તણો, આપણે ભેદ લીધો છે અપાર, ચેતો-૧૦૮

હેજી, ત્યારે મલાએકે કહ્યું મહંમદને, અમને દેખાડો અલીવર દાતાર,
દિદાર કરીએ અલી તણા, તો માહાદનમાં ઉતરીયે પાર. ચેતો-૧૦૯

હેજી, નબી મહંમદે મળવા ચલાવીયા, તેતો અબુ તાલિબને દ્વાર,
તેમણે નુર દીઠું નિરાકારનું, અને કીધ્યું કુન્નશું તેણીવાર. ચેતો-૧૧૦

હેજી, સલામ કરીને તે તો પાછા વલ્યા, મલાયક ને નબી સરદાર,
ત્યારે મલાયકે નબીને સમજાવીયું, આ છે અરશ કુરશીને કિર્તાર. ચેતો-૧૧૧

હેજી, અમે તેમણે હુકમ કર્યો, મુક્યા તમારી પાસ સરદાર,
તેજ અમે એને જાણીયો, તેમાં શક નહિ લગાર. ચેતો-૧૧૨

હેજી, નબી મહંમદ ત્યારે બોલીયા, ભાઈ મલાયકો કહું છું વિચાર,
અમે મેહેરાજ ઉપર તેડાવીયા, ત્યાં જે કહ્યું તે કર્યું નિર્ધાર ચેતો-૧૧૩

હેજી, અલીતે તો અલ્લાહ કહીયે, તેમાં ઓછું નહિરે લગાર,
અમે માન્યા એને સદક શું, એનું નામ જલ્લેશાન નરાકાર. ચેતો-૧૧૪

હેજી, સદક બ્રહ્મ તે અલી છે, અલખ નિરંજનનો અવતાર,
મહંમદ અલી એક કરી માનીએ, તો પોહોંચીયે પોતાને દ્વાર. ચેતો-૧૧૫

હેજી, મલાએક ત્યાંથી માથે ગયા, પોંત્યા હજુરની માંહે સાર,
કુન્સું કરી ઉભા રહ્યા, ત્યાં દીઠો તેમણે અલીનો આકાર. ચેતો-૧૧૬

હેજી, હજરત અલી ત્યારે દુનિયામાં આવીયા, તેમની કુદરતનો નહિ પાર,
દીન ઈસ્લામ પેદા કર્યા, તેમને ઉતર્યા દુલ્દુલ ને જુલફિકાર. ચેતો-૧૧૭

હેજી, તેણે દુષ્ટો મારી દુર કીધા, દાણવો નો નહિ કાંઈ શુમાર,
દીન પોતાનો જાહેરો કર્યો, તેના નબી મહંમદ કીધા સરદાર. ચેતો-૧૧૮

હેજી, બીબી ફાત્માહ ઝોહરાં મોટા થયા, ત્યારે હુકમ હુવો પરવર દિગાર,

હજરત અલીને પરણાવજો, દેજમાં દેજો ખોજા ચાર. ચેતો-૧૧૯
હેજી, ફર્માન માની મહંમદ ઉભા થયા, અને જઈ કર્યો અલી શું વિચાર,



આ બીબી ફાત્માહ તમે હક્ક કરો, એ છે તમારો ઈખ્તિયાર. ચેતો-૧૨૦
હેજી ત્યારે હજરત અલીએ હક્ક કર્યા બીબી ફાતમા તે તે વાર
ત્યારે નબી મંહમદે આલીયા તે દેજમાં ખોજા ચાર ચેતો-૧૨૧
હેજી, તે ખોજા તે ખિજમતમાં આલીયા, તેના નામ તણો વિચાર,
અરબી ભાષામાં તે હતા, તે ગુજરાતીમાં કહુ નિર્ધાર. ચેતો-૧૨૨
હેજી, ખાલક ખુદાબક્ષ બે જણા, ત્રીજો નામ તે સાદક સાર,
અબ્દે રસુલ એ ચાર જણા, બીબી ફાત્માહને આલ્યા સરદાર. ચેતો-૧૨૩
હેજી, ખીદમત કીધી સાહેબ તણી, ગઈ ઉમરસાજી સાર,
તેની આખર વેલા આવી રહી, ત્યારે બીબી ફાતમાએ ધરીયો પ્યાર. ચેતો-૧૨૪
હેજી, બીબી ફાત્માહ ત્યારે બોલીયા, તમે સાંભળો હ્યદરે કર્રાર,
સારી ઉમર એણે સેવા કરી, તેનું આપણા શિર ઉપર છે ભાર. ચેતો-૧૨૫
હેજી, ત્યારે હજરતઅલીએ ફર્માવિયું, તમે સાંભળો તે બીબી ફાત્માહ સાર,
જે કહે તે તેને આપીએ, એમ બોલ્યા હૈદરે કર્રાર. ચેતો-૧૨૬
હેજી, ત્યારે બીબી ફાત્માહ બોલીયા, તમે સાંભળોઅલી ભરથાર,
એને દુઆ તમે આપજો, જેથી થાએ એનો પરવાર. ચેતો-૧૨૭
હેજી, હજરતઅલીએ ખોજાને તેડાવિયા, ને પૂછ્યો વિચાર,
જે જોઈએ તે તમે માંગજો, તમને ત્રુઠિયા અલી દાતાર. ચેતો-૧૨૮
હેજી, ત્યારે ખોજો ખાલક એમ બોલીયા, તમે સાંભળો પરવરદિગાર,
તમે ત્રુઠે અમને સંપુર્ણ છે, તમે કાયમ છો કુદરતના કિર્તાર. ચેતો-૧૨૯
હેજી, અમારા ઈમાન સાબિત રાખજો, જેથી ઉતરિયે પરલે પાર,
બીજું અમે શું માંગીએ, વારોવાર હો જો તમે દિદાર. ચેતો-૧૩૦
હેજી, તમે સેવાથી અમે ના ચુકીએ, મેહેર એવી કરજો અલી દાતાર,
આલ હમારી કાંઈ નથી, કેમ ચાલે અમારો પરવાર ! ચેતો-૧૩૧
હેજી, અમે ચાર જણા જુગમાં આવીયા, તેની સાખ નહિ સંસાર !
અમારો પિન્ડ છે તમે તણો, અમારી એ છે અરદાસ. ચેતો-૧૩૨
હેજી, એમ કહી ખોજો ખાલક રોયો, આંખે આવ્યા તે નીર અપાર,
ત્યારે માતા ફાત્માહ બોલીયા, તમે ચિંતા ન કરશો લગાર. ચેતો-૧૩૩
હેજી, ત્યારે બીબી ફાત્માહ બોલીયા, તમે સાંભળો અલી ભરથાર

તમે દુઆ કરો એને મેહેર શું, જેમ થાએ એના પુત્રને પરવાર ચેતો-૧૩૪
 હેજી, ભાગા નર તે સાજા થયા, દુઆ કીધી ફાત્માહ સાહેબને ભરથાર, 
તેમને તે લઈ સ્ત્રી પરણાવીયા, ઉત્તમ વરણની લેઈ સાર. ચેતો-૧૩૫
હેજી, ચારે ને પરણાવીયા, તે માંહે એકને નહિ પરવાર,
તેમાં એકે ઓછું કરી જાણીયું, આલી જનાબ પરવર દિગાર. ચેતો-૧૩૬
હેજી, ચારે ખોજાને પરણાવીયા, તેમને આલ્યો તે ધર્મ આચાર,
તે ચારે જણને આઝાદ કર્યા, એ હુકમ કીધો દાતાર. ચેતો-૧૩૭
હેજી, અમે તમને આઝાદ કીધા, તમે જાઓ નબી મહંમદને પાસ,
એમના કહ્યા માફક તમે ચાલજો, તો થાશે મોક્ષ મુગત દિદાર. ચેતો-૧૩૮
હેજી, એ ચારે ખોજા નબી મહંમદ પાસે ગયા, અમને ત્રુઠ્યા અલી દાતાર,
હવે અમને લઈ તમને સોંપીયા, અમો તમથી ઉતરીએ પાર. ચેતો-૧૩૯
હેજી, ત્યારે નબી મહંમદ બોલીયા, દેખાડયો સત્પંથ ધર્મ આચાર,
અલીને અલ્લાહ કરી માનજો, તેમને દશાંશ કમાણીની દેજો સાર. ચેતો-૧૪૦
હેજી, દશાંશ દશમી પાંતી કહીયે, તે દેજો અલી નરજીને સાર,
ચાલીશો તે અમને આપજો, પીર મુરીદનો એ છે વેહવાર. ચેતો-૧૪૧
હેજી, અલીને અલ્લાહ કરીને માનજો, પીર તો નબી મહંમદ સરદાર,
અમારે ફર્માને તમે ચાલશો, તો તમારે વધશે પુત્ર અને પરવાર. ચેતો-૧૪૨
હેજી, તેની એધાની તમને દઉં છું, તમે સાંભલો કહું તે વિચાર,
આલ. તમારી જે થાશે, દીકરા દીકરીનોપરવાર. ચેતો-૧૪૩
હેજી, તેને તમે લઈ કરી ચાલજો, જજો તે પર્વત ઉપર સાર,
તેને ટોચેથી મેલજો, અલી અલ્લાહ કહીને સાર. ચેતો-૧૪૪
હેજી, અલી અલ્લાહ પોતે હશે, તો તો તે ઉગરશે બાલ,
એ નરને તમે સંભારજો, દશાંશ તેમને દેજો નિર્ધાર. ચેતો-૧૪૫
હેજી, એ નરને દશાંશ આલજો, તો તમારો વધશે રિધ્ધિ સિદ્ધિને પરવાર,
ઈમાન સલામત તેના અમે રાખશું, નર અલી રાખશે શરણે સાર. ચેતો-૧૪૬
હેજી આથી આલ તમારી જુગમાં ચાલશે, તેને સાંસો નહિ પડે લગાર,
તે જીવ સત્ય ધરમ પીછાણશે, રોજે કયામત લગી સાર. ચેતો-૧૪૭
હેજી, બીજા પંથ જુગમાં ચાલશે, તેના ધરમ ચાલશે અપાર
તેતો આપ બુદ્ધિવડે સર્વ ચાલશે, તેના ઈમાન નહિ રહે લગાર. ચેતો-૧૪૮
હેજી, તમારી આલના જે સાથે, તેના તો રહેશે સત્પંથસું વ્હેવાર,

નર નારી જે અલીજીને માનશે, પીર મુસલ્લે નબી મહમદ સાર. ચેતો-૧૪૯
 હેજી, કલયુગ સંઘે બીજાને બોધશે, જે થાશે અમારો પરવાર 
તે માંહેથી થર કોઇ રહેશે, એવો કલીનો કઠન વહેવાર. ચેતો-૧૫૦
હેજી, ત્યારે ક્રિયાનાં હિણા જીવ ભૂલશે, જે મેલશે સત્ય ધરમનો આચાર,
આ સત્પંથ મૂકીને બાહેર જાશે, જઇ કરશે નિંદા જુઠ કુડીઆલ. ચેતો-૧૫૧
હેજી, દર દીવાને જઇ વાતો કરશે, આપણા ધરમ માર્ગનો કરશે વિસ્તાર
આ દશાંશ આપતાં ઓછું આણશે, અને તેનો જીવ થર નહિ રહે લગાર. ચેતો-૧૫૨
હેજી ત્યાં્ તમારી આલનો જે થાશે, તેની નર અલીજી કરશે વાર,
ઈમાન તેના સાબુત રાખશે, જ્યારે આવશે કલીયુગ સંઘની વાર. ચેતો-૧૫૩
હેજી, ત્યારે કરી સલામને ઉઠીયા, નબી મહંમદ પાસેથી ખોજા ચાર,
તેણે તો જઇ પોતાનો ધંધો કર્યો, તેમાંથી ખટયાની દશાંશ દીધી સાર. ચેતો-૧૫૪
હેજી, નબી ને ફર્માને ધર્મે ચાલીયા, તેના વાધ્યા રિદ્ધ સિદ્ધ પુત્ર તે પરવાર,
તેના બાલ જ્યારે જન્મે છે, તેને પર્વતેથી ગબડાવે તેણીવાર. ચેતો-૧૫૫
હેજી, એ ચાલ આજ દીન સુધી છે, નબીએ બોધ્યા ખોજા ચાર,
તેની આલ આજ સુધી છે, તે ભૂખ્યા તૃષ્યા નહિ રેહ લગાર. ચેતો-૧૫૬
હેજી, એતો મુલ ધર્મ ઉપર સાબિત છે, નથીમેલ્યો ધર્મ આચાર,
તેમણે સત્પંથ ગુપ્ત આરાધિયા, દીન ફાએસ ન ફીધો લગાર. ચેતો-૧૫૭
હેજી, જે નર દશાંશ શુક્રિતે પૂરા હુવા, અને જુઠ નિંદા ન કીધી લગાર,
તેને માહદન દોહેલું કેમ હોશે ? જેણે દશાંશ સદ્‌ગોરમુખે આપી સાર. ચેતો-૧૫૮
હેજી, એરે ખોજા સત્પંથે આવીયાં, નબી મહંમદની હતી વાર,
ત્યાંથી સત્પંથ ચાલીયા, તે જાહેર કર્યો નબીના પરવાર. ચેતો-૧૫૯
હેજી, નબીજીની કલા માંહેથી ઉપન્યા, ઈમામ હશન હુશ્યેન પરવાર,
તેનારે કુલ માંહેથી ઉપન્યા, ઈમામ જયેનુલ આબદીન અવતાર. ચેતો-૧૬૦
હેજી, ત્યાંથી આલજે ચાલીયા, તેતો અવતારો અવતાર,
તેને સેવતાં જે ભુલશે, તે તો જાશે દોજકને દ્વાર. ચેતો-૧૬૧
હેજી, અલી નબીથી સત્પંથ ચાલીયા, તેના સેવીએ ગુપ્ત અવતાર,
અથર્વ વેદનો આ પંથ કહીયે, એને ખોળી કાઢો કુરાન મોઝાર. ચેતો-૧૬૨
હેજી, દશ સીપારા કુરાનનાં અર્થવેદનો છે સાર,
ગુપ્ત સત્પંથ જે રાખીયા, આરાધ્યા તે પામ્યા પાર. ચેતો-૧૬૩
હેજી, અનંત કલફ અનંત યુગ વહી ગયા, તેમાં જીવ ઓધર્યા અપાર,

આ કલીયુગમાં અલી નબી આવીયા, તે કરવા જીવુંની સંભાળ. ચેતો-૧૬૪



હેજી, તે ફર્માને જે જીવ ચાલશે, તે જીવ પામશે મોક્ષ દીદાર,

જાદુ કપટ જે જીવ શીખશે, તેતો જાશે નર્કને દ્વાર. ચેતો-૧૬૫

હેજી, આદ ઉનાદથી સત્પંથ કહી, કરણ કલફ યુગ સાર,

જાંખા નવ્વાણું પહેલા કલફે ઓધર્યા, તે તો પામ્યા મોક્ષ દીદાર. ચેતો-૧૬૬

હેજી, બીજા કલફ માંહે ઓધર્યા, છપ્પન કરોડી મેઘા મહારાજ,

આદગુરુ બ્રહ્માની સેવામાં રહ્યા, તેણે ઓળખ્યો પોતાનો રાજ. ચેતો-૧૬૭

હેજી, બત્રીસ ક્રોડી કિન્નર કહીયે, તેણે સદ્‌ગોર ઉપર રાખ્યો વિશ્વાસ,

તે જીવ તો આગળ ઓદર્યા, ત્રીજા કલફ માંહે ખાસ. ચેતો-૧૬૮

હેજી, આજ તેત્રીસ ક્રોડી ધર્મિ પૂરા થયા, ચોથા કલફ માંહે સાર,

સદ્‌ગોર સેવાથી ન ચુકીયા, તો પહોંચ્યા અમરાપુર મોઝાર. ચેતો-૧૬૯

હેજી, ચોથા કલફલમાં ચાર યુગ થયા, કર્તા તે નરઅલી દાતાર,

કર્તા, ત્રેતા દ્રાપટ યુગ કર્યા, ચોથો તે કલિયુગ સાર. ચેતો-૧૭૦

હેજી, કર્તા યુગમાં રાજા પ્રેહેલાદ, તેણે બ્રહ્માજીને સેવ્યા સાર,

હરણાં કંશ ઘેર અવતર્યા, તેણે બાપ શું ન રાખ્યો વ્યવહાર ચોતે-૧૭૧

હેજી, પિતાએ તેને પરહર્યો, તે તો જનમ્યો વનડા મોઝાર,

તેની સેવા દીઠી સ્વામીરાજે,થંભમાં પ્રગટયા દેવ મુરાર. ચેતો-૧૭૨

હેજી, પ્રહલાની વારે નૃસિંહ આવીયા, દીઠું હરણા કંશનું જોર અપાર,

માગ માગ પ્રહલાદ શ્રી નૃસિંહ ભણે, તમને ત્રુઠયા વિષ્ણુ દાતાર. ચેતો-૧૭૩

હેજી, પ્રહલાદ હરી પ્રતે બોલીયા, સ્વામી ધન્ય ધન્ય ગુરુ અવતાર,

તેમને પ્રતાપે તમે પધારિયા, તમ સત ઉપર જાઉં બલિહાર. ચેતો-૧૭૪

હેજી, સદ્‌ગોર થકી અમ સેવા કીધી, તેથી પામ્યા તમ દર્શન,

તેં સદગોરના પ્રતાપે કરી, છોડાવે લક્ષ ચોરાશીના ફંદ. ચેતો-૧૭૫

હેજી સદગોર પ્રતાપે શ્રી નરસિંહ ત્રૂઠીયા ક્રોડી પાંચ ઉતાર્યા પાર

તે તો જીવ અમરાપુરીમાં ગયા તેનો સાંસો ન રહ્યો લગાર ચેતો-૧૭૬

હેજી, ત્રેતા યુગ માંહે રાજા હરિશચંદ્ર થયા, તેને તારાદે રાણી નાર,

કુંવર રોહી દાસ તેનો પુત્ર કહીયે, તેણે સેવ્યા તે વિષ્ણુ કિર્તાર. ચેતો-૧૭૭

હેજી, સતી તારા રાણીએ સેવા કીધી, સ્વામીની રક્ષાથી ઉતરીયા પાર,

સંગતથી સદ્‌ગોર પામીયા, તે ધર્મ પામ્યા હરિશ્ચંદ્ર સાર. ચેતો-૧૭૮

હેજી, હરશિચંદ્ર સદ્‌ગોર સેવામાં રહ્યા, તેના પુત્રને રાણી સાર,

 રાજપાટ સર્વ મેલી કરી, ધાયા સત્ય ધર્મે સાર. ચેતો-૧૭૯ 

હેજી, તેણે હાલ માલ સર્વ દીધા ગુરૂ નામે, અને વેચાણા ઝાંપડા દ્વારા,
તેને ત્યાં સદ્‌ગોર મલ્યા, જ્યારે દીઠી કસણી અપાર. ચેતો-૧૮૦
હેજી, ત્યારે વારો હતો રામચંદ્રનો, સદ્‌ગોર વસ્ષ્ઠિજી સાર,
અવતાર જાણીને સેવા કીધી, ત્યારે ઓધર્યા નર ને નાર. ચેતો-૧૮૧
હેજી, સાત ક્રોડી અમરાપુર ગયા, તે તો વસિષ્ઠે ઉંતર્યા પાર,
એવા થઇ તમે ચાલજો, તમને કહું છું સત્ય વિચાર. ચેતો-૧૮૨
હેજી, સદ્‌ગોર યુગો યુગ આવીયા, તેમણે ધર્મ બતાવ્યા સાર,
તમે ચેતણહાર ચેતજો, મનુષ્ય તન નહિ મલે વારંવાર. ચેતો-૧૮૩
હેજી, દ્વાપર યુગે પાંડવ થયા, શ્રીકૃષ્ણ શું રાખ્યો પ્યાર,
માતા કુંતાના પુત્ર કહીએ, દ્રુપુતીના ભરથાર. ચેતો-૧૮૪
હેજી, રાજા ધર્મ અર્જુન સેહદેવ કહીયે, ભીમ નીકુળ મહા જોધ.
તેમણે કુરુક્ષેત્રમાં યુદ્ધ કર્યા, કૌરવો પર મહા ક્રોધ. ચેતો-૧૮૫
હેજી અઢાર ક્ષોણી આવી બેઠા, ત્યાં ઇંડાને આંચ ન આવી લગાર,
એવા યોધ્ધા મહાબળવંતા, તેનો ઋષિવર સાંભળો વિચાર. ચેતો-૧૮૬
હેજી, તેમને સદ્‌ગોર વિદુર વ્યાસ મલ્યા, મેલાવ્યો ત્યારે સંસાર,
હશનાપુરીમાં રાજ કર્તા, તે તો સદ્‌ગોર વચને મેલ્યા તેણીવાર. ચેતો-૧૮૭
હેજી, માતા કુંતા સતી દ્રુપતિ કહીયે, યુધિષ્ઠિર પાંડવ સાર,
સેવા કીધી સાચા સદ્‌ગોર તણી, તે સતે ઉતરીયા પાર. ચેતો-૧૮૮
હેજી, ઓધરવા કારણ એટલું કર્યું, મેલ્યા રાજપાટ સંસાર,
સદ્‌ગોર વ્યાસે વાણી કહી, તે પર ચાલયા પૂરે વિશ્વાસ. ચેતો-૧૮૯
હેજી, ગોર વિદુર વ્યાસ કૃષ્ણ નર થયા, રાજા યુધિષ્ટિરે રાખ્યો પ્યાર,
નવક્રોડી જીવ નીમીયા, તેણે સદ્‌ગોર સેવ્યા પુરણ પ્યાર. ચોતે-૧૯૦
હેજી, સેવા જાણી તે ઋષિવર તણી, તેનો મુખી તે રાજા યુધિષ્ઠર સાર,
તે નવક્રોડી અમરાપુર ગયા, સદ્‌ગોર વચને પહોંચ્યા વૈકુંઠ દ્વાર. ચેતો-૧૯૧
હેજી, એવું જાણી તમો ચાલજો, આગલ માર્ગ દોહલો અપાર,
તે સદ્‌ગોર બ્રહ્માજી યુગોયુગ આવીયા, તેની વાણીથી ઉતર્યો સર્વે પાર. ચેતો-૧૯૨
હેજી, આનંત કલફ આગળ વહી ગયા,યુગોનો નહિરે શુમાર,
જે જીવ સદ્‌ગોર ને ફર્માને ચાલીયા, તે જઇ પહોંચ્યા સ્વર્ગ દ્વાર. ચેતો-૧૯૩
હેજી, ત્રણ યુગ હવે પુરા થયા, આવી કલિયુગની વાર,

 આગળ જે જીવન ચેતીયા તેણે લીધો છે આ કલિમાં અવતાર ચેતો-૧૯૪ 
હેજી, આ નિરંજનદેવ અલી કહીએ, સદ્ગોર બ્રહ્મા નબી મહંમદ સાર,
તેને ફર્માને જે જીવ ચાલશે, તે જીવ ઉતરશે પરલે પાર, ચેતો-૧૯૫
હેજી, તેના પરવાર ગુપ્ત ચાલિયા, અમારી સાથે પ્રીતે અપાર,
નરઅલી મહંમદશાહથી વર અમે પામીયા, જ્યારે સેવા કીધી અપાર, ચેતો-૧૯૬
હેજી, નુર સદુગોર પ્રથમ જાહેર થયા, તે પામ્યા આ ઘર મોઝાર,
તેમણે સેવા કીધી નરઅલી તણી, ત્યારે ચાલ્યા સત્પંથ સાર. ચેતો-૧૯૭
હેજી, નુર સદ્ગોરે પ્રબોધ કરી, અને આપ્યો તે ધર્મ સંભાર,
વીરા મારા ભાઇ તમે સાંભળો, આ સદ્ગોરર કહે રે પોકાર. ચેતો-૧૯૮
હેજી, તેમણે બોધીને ખોજા કર્યા, અને આપ્યા તે ધર્મ આચાર,
ત્યાંથી સત્પંથ ચાલીયો, અને દશાંશ તણો વ્યવહાર. ચેતો-૧૯૯
હેજી, પીર સલાહોદીન ત્યાંથી ચાલીયા, સદ્ગોર નુરતણો ચાલ્યો પરવાર
નુર સદ્ગોર અર્શ થકી ઉતર્યા, તે તો આવ્યા પાટણ મોઝાર. ચેતો-૨૦૦
હેજી, ખેલ રમત ત્યાં રૂડી કરી, બોધ્યા રાજા પ્રજા સંસાર,
રાણી પાલણદે ને પરણીયા, તે તો નબી મહંમદનો અવતાર. ચેતો-૨૦૧
હેજી, સદ્ગોર નુરથી નુર ચાલીયા, પીર સલોહાદીન તણો અવતાર,
તેમણે પીરશા નો જાપ જપાવીઓ, હાજર જામો દેખડયો સાર ચેતો-૨૦૨
હેજી, પીર સલોહાદીને સર્વને બાંધીયા, દાન દેતા ખાટયાની સાર,
આ સદ્ગોર ને વાયકે ચાલીયા, તેથી વાધ્યો ધર્મ આચાર. ચેતો-૨૦૩
હેજી, તે સલાહોદીનથી શમ્સદીન થયા, તે આવ્યા ઉંચ મુલક મોઝાર,
આ પીરશમ્સથી ધર્મ ચાલીઓ, તમે ઋષિવરો થાઓ હુંશિયાર, ચેતો-૨૦૪
હેજી, ત્યારે ઉંચ મુલકથી સીધારિયા, પીર શમ્સ ચોટનો અવતાર,
તે ફરીયા ચોવીસ મુલક માંહી, ત્યાં બાંધીયા મુરીદ અપાર. ચેતો-૨૦૫
હેજી, તે ફરતા ગયા ચીણનગરી માંહે, ત્યાં બોધ્યાં સુરજા રાણી નાર,
પુત્ર તેના કમલા કુંવર કહીયે, દહીત કાલીંગો તેમનો ભરથાર. ચેતો-૨૦૬
હેજી, સદ્ગોર શમ્સદીને બોધીયા, બતાવ્યા ધર્મ આચાર,
કમાઇ કરો તે માંહેથી આપજો, તમે દશાંશ સદ્ગોર મુખે સાર. ચેતો-૨૦૭
હેજી, હક કમાઇ એ જો આપશો, તો પોહોંચશે ગોર મુખે આહાર,
જે વગર હકનું ઓછું કરી આલશો, તેનું નહિ ઉગે નિર્ધાર. ચેતો-૨૦૮
હેજી, ચાર પોહોર દનનો ધંધો કરીએ, તેમાંથી ગણી દેજો સદ્ગોર મુખે આહાર,

સંતોષ કરીયે બાકી રાતના, શ્રી શઆહોજી શું રાખીએ વહેવાર. ચેતો-૨૦૯

હેજી, તે માંહે ખટ ઘડી પાછલી, તેમાં સાહેબની બંદગી કરીએ સાર,

એટલી ફરજ તમે પાલજો, તો ઉતરશો પરલો પાર. ચેતો-૨૧૦

હેજી, રાત દનનો હિસાબ ગોરે કરી આલીયો, તેમાં શંકા ન આણશો લગાર,

આ દનના ધંધાનું ધન ઠરાવ્યું, રાત્રીનો ખટ ઘડીનો કહ્યો વ્યવહાર. ચેતો-૨૧૧

હેજી, જો જાણોતો કરો એટલુ તો પહોંચે સદગોર મુંખે આહાર

જો એમાંથી ઓછુ કરશો તો તેનો તમ માથે છે ભાર. ચેતો-૨૧૨

હેજી, એટલું ફર્માન સદ્ગોરે કર્યું, નિદા જુઠ ન કરશો લગાર,

વહેર ક્રોધ કોઇ સાથે ન કરશો, નમ્યા ક્ષમાનો રાખો વ્યવહાર. ચેતો-૨૧૩

હેજી, સદ્ગોરનો ફર્માન માની કરી, ધર્મ લીધો ત્યાં સાર,

ત્યાં સાડીસાત ક્રોડી ધર્મિ થયા, તેમનો કમલા કુંવર સરદાર. ચેતો-૨૧૪

હેજી, સદ્ગોર શમ્સ ત્યાંથી ચાલીયા, તે તો આવ્યા ઉંચ મોઝાર,

ત્યાં સદ્ગોરજીને કોઇએ ન ઓળખ્યા, બાવદીન નેમાને સર્વ સંસાર. ચેતો-૨૧૫

હેજી, સર્વ લોક મુરીદ બાવદીન તણા, સદ્ગોરને ઉતરવા નહિ કાંએ ઠાર,

ફરતા ગયા એ મસ્જીદ માંહે, નીમાજ કીધી ત્યાં એઠાર. ચેતો-૨૧૬

હેજી, ત્યાં બાલાક એક આવીયો, તેણે સદ્ગોર ઉપર ધર્યો પ્યાર,

રાત દિવસ સદ્ગોર પાસે રહે, તે બાદશાહનો પુત્ર સાર. ચેતો-૨૧૭

હેજી, એક દીન સદ્ગોરજી બાહેર નીસર્યા સેલ કરવા તે સાર,

તે રમતા રમતા આવીયા, દરીયા કિનારે તે વાર. ચેતો-૨૧૮

હેજી, સદ્ગોરના મનમાં એમ ઉપન્યું, દીઠું તે દરિયાનું નીર સાર,

ત્યાં કાગળ કાઢયો દસ્તારથી, તેની નાવ કરી તૈયાર. ચેતો-૨૧૯

હેજી, તે નાવ લઇ પાણીમાં મેલી, તેમાં પોતે થયા અસ્વાર,

સેલ કરે સાહેર તણી, તેમાં બેઠા તે ઘણીવાર. ચેતો-૨૨૦

હેજી ત્યારે બાવદીન બેઠો મેડીએ, ગોખમાંથી જોયું તેણીવાર,

મહાસમુદ્રમાં દીઠી નાવડી, અને દીઠો કાગળનો આકાર. ચેતો-૨૨૧

હેજી, ત્યારે બાવદીન વીમાસીયું, આ નાવડીમાં કોણ છે સાર,

કાગળ નાવે સેલ કરે છે, એવા પુરુષ ન સુજે સંસાર. ચેતો-૨૨૨

હેજી, ત્યારે બેડી તે લાગી ભીંજવા, સદ્ગોરે નિર્ખ્યું તેણીવાર,

ત્યારે બેડી તે રહી ભીંજતી, સદ્ગોરે મનમાં તે કર્યો વિચાર. ચેતો-૨૨૩

હેજી, કોણ અધર્મિ છે આ શેહેર માંહે, અને જોયું તે માતમી સામુ સાર,

મુસ્તક ઉચું કરી જ્યારે જોયું, ત્યારે દીઠો બાવદીન ગોખથી બાર. ચેતો-૨૨૪



હેજી, તેનું ગોખથી બાહેર માથું રહ્યું, પીરે આજ્ઞા કરી જેણી વાર,
સીંગડાની તે વાણી કરી, સીંગડા ઉગ્યા તેણી ઠાર. ચેતો-૨૨૫
હેજી, તેનું માથું તે બાહેર રહ્યું, અને ધડ રહ્યું ઘર માંહી,
બાવદીન ત્યારે ધ્રૂજીયા, આ કોઇક દીશે છે કિર્તાર. ચેતો-૨૨૬
હેજી, જ્યારે સેલ કરીને ઉતર્યા, નાવડી મેલી સહેરથી બાર,
ત્યાંથી સદ્‌ગોર ચાલીયા, તે તો આવ્યા નગર મોઝાર. ચેતો-૨૨૭
હેજી, ત્યારે સદ્‌ગોર ને ખોળી કાઢીયા, આવી પૂછયું મસીદને દ્વાર,
યહાં કોઈ મુસાફર ઉતર્યા છે ? તેની દશ કોઈ આપે આ ઠાર. ચેતો-૨૨૮
હેજી, મસીદમાંથી છોકરો આવીયો, જેનું પીરથી અતીશે પ્યાર,
તેણે આવી સમજાવીયું, પુરુષ બેઠા છે મસીદ મોઝાર. ચેતો-૨૨૯
હેજી, ત્યારે તો માણસ માંહે આવીયો તેણે આવી પીરના કીધા દીદાર,
તે સલામ કરી ઉભો રહ્યો, તેણે જોયા તે સૃજનહાર. ચેતો-૨૩૦
હેજી, કરી સલામ પાછો વળ્યો, ગયો તે બાવદીનને દ્વાર
જેટલી દીઠી તેટલી વાત કહી, પુરુષ એક બેઠા છે મસીદ મોઝાર. ચેતો-૨૩૧
હેજી, ત્યારે બાવદીને પુત્ર પોતાનો બોલાવીયો, સાંભલો કહું તેનો વિચાર,
આવો હાલ અમારો થયો છે, ધડ માંહે ને માથું બહાર. ચેતો-૨૩૨
હેજી, કોઈ પુરૂષ આવ્યો છે આપણા શહેરમાં, તે ઉતર્યો મસીદ મોઝાર,
અરદાસ કરો તે આગળ જઇ, અમારી તકસીરનો નહિ કાંઈ પાર. ચેતો-૨૩૩
હેજી સેખસદરે ત્યારે પુછીયું, બાવા બાવીદીનને વિચાર,
તમારે માથે શિંગડા કેમ થયા, તેનો ભેદ કહો નિર્ધાર. ચેતો-૨૩૪
હેજી, ત્યારે બાવદીન મુખથી બોલીયા, સાંભળો કહું વાત થયેલ,
પુરુષ એક નાવમાં બેશી કરી, કરતા હતા દરિયાની સહેલ. ચેતો-૨૩૫
હેજી, તેમણે નાવ બનાવી કાગળ તણી, તેમાં પાણી ના સંચરે લગાર,
તે સામું અમે જોયું નજર ભરી, કાગળ તે ભીંજવા લાગ્યો સાર. ચેતો-૨૩૬
હેજી, તે પુરુષના મનમાં શક આવીયો, તેમનો અમને થયો શ્રાપ,
આ માથું તે મેડીમાં આવે નહિ, રહે છે તે ઝરૂખાથી બહાર. ચેતો-૨૩૭
હેજી, તમે તે જાઓ એ પુરુષ કને, જઇ સંભળાવો વાત વિચાર,
એમની દુઆથી ફજલ થાશે, માથું આવશે ગોખ મોઝાર. ચેતો-૨૩૮
હેજી, શેખ સદર ત્યાંથી ચાલીયા, તે તો બાવીદીનનો પરવાર

તેમણે એક માણસ ભેળો લીધો, આવ્યા તે મસીદ મોઝાર. ચેતો-૨૩૯
હેજી, ત્યારે સદ્‌ગોરજી સામાં બેઠા હતા, તેમના શેખ સદરે દીઠા દીદાર,
સલામ કરી સદ્‌ગોરને નમી, હાથ બાંધી દીન થઈ કર્યો પોકાર. ચેતો-૨૪૦
હેજી, સદ્‌ગોરજીયે પુછયું, કેવા કામે આવા સાર,
ક્યાં થકી તમે આવીયા, કોણ તાત તણા પરવાર. ચેતો-૨૪૧
હેજી, સેખ સદર ત્યારે બોલીયા, અમે રહીયે આ નગર મોઝાર,
તાત અમારો બાવદીન કહીયે, અમેબેઉ ભાઈ એમનો પરવાર. ચેતો-૨૪૨
હેજી, સદ્‌ગોરજી એમ બોલીયા, પીર શમ્સ તે વર દાતાર,
નામ શું છે બે ભાઈઓના, બાપ તમારા કોણ છે સાર. ચેતો-૨૪૩
હેજી, ત્યારે શેખ સદર એમ બોલીયા, તમે સાંભલો સરદાર
સેખ 'સદર' હમારૂં નામ છે, 'રૂકનુદીન' હમથી નાનેરો સાર. ચેતો-૨૪૪
હેજી, તમ કૃપાથી હમે છુટીએ, શેખ બાવદીનનાદુઃખનો નહિ પાર,
તેમના ઉપર તમે મેહેર કરો, તમે છો ગુનાહ બક્ષણ હાર. ચેતો-૨૪૫
હેજી, ત્યારે સદ્‌ગોરજીએ પૂછીયું, અમને એ વાતનો કહો વિસ્તાર,
શા કારણીએ તમારા તાતનો, મુસ્તક રહ્યો ગોખથી બહાર. ચેતો-૨૪૬
હેજી, ત્યારે શેખ સદરે અરજ કરી, સ્વામી તમે હતા દરિયા મોઝાર,
ત્યારે શેખ બાવદીન ગોખમાં, તેની નજર પડી તમારી નાવ પર સાર. ચેતો-૨૪૭
હેજી, ત્યારથી ગોખમાં ગરાએ નહિ, માથું રહ્યું છે ગોખથી બહાર,
તેની અરજે અમે આવીયા, તમે મેહર કરો દાતાર. ચેતો-૨૪૮
હેજી, ત્યારે સદ્‌ગોર શમ્સ બોલીયા, અમને રીસ હતી તે અપાર,
મારી નાવમાં પાણી આણીયુ, તેથી શીંગડા થયા તત્કાળ. ચેતો-૨૪૯
હેજી, શેખ સદર તમે આવીયા, જાઓ મસ્તક આવશે ગોખ મોઝાર,
શીંગડા તે સર્વે સમાઈ જશે, પણ મટશે નહિ કદી આકાર. ચેતો-૨૫૦
હેજી, તમારી આલનોજે થાશે, તેના માથે રહેસે શીંગનો આકાર,
એ એંધાણી છે તમ તણી, બાવદીન તણે પરવાર. ચેતો-૨૫૧
હેજી, શેખ સદર સલામ કરીને ચાલીયા, અને આવ્યા પિતાને દ્વાર,
ત્યારે બાવદીન મેડી માથેથી ઉતર્યા, તેણુ પુછીયું સર્વ વિચાર. ચેતો-૨૫૨
હેજી, બાવદીનને મન ચિંતા ઉપની, અને સાંસો પડયો અપાર,
અમારે એક શેહેરમાં કેમ ચાલશે, ઉંચ નગર મોઝાર. ચેતો-૨૫૩
હેજી, શેખ સદરને તેમણે કહ્યું, કરી મન માંહે વિચાર,

હેવ એ સાથે કેમ ચાલશે,આ ઉંચ નગર મોઝાર. ચેતો-૨૫૪

હેજી, વાટકો ભરી આપું ખીરનો, તે લઈને જજો પીરની પાશ,
એ વાટકો લઈને પાછા આવજો, કાંઈ વાતન ા કરશો લગાર. ચેતો-૨૫૫
હેજી, વાટકો દુધનો છલાછલ ભર્યો, તે ખાલી નહિ લગાર,
શેખ સદરે તે ઉપાડીયો, તે આલ્યો સદ્‌ગોરજીને હાથ. ચેતો-૨૫૬
હેજી, એ આવી અરજ કરે, સદ્‌ગોરે જોયું સામું તે વાર,
અમારા પિતાએ દુધ મોકલ્યું, સાહેબ તમે લેજો દાતાર. ચેતો-૨૫૭
હેજી, સદ્‌ગોર સામું જોઈ કરી, ઉભો રાખ્યો તેણે ઠામ,
અરશમાં હાથ ઉંચો કરી, ફુલ મંગાવ્યું એણે ધામ. ચેતો-૨૫૮
હેજી, તે ફુલ મુક્યું દુધમાં, અને મુખથી કહ્યો વિચાર,
જઈ દેજો તમારા બાપને, કહેજો સાંસો ન કરે લગાર. ચેતો-૨૫૯
હેજી, બીજો બારે હાથ કાઢીયો, તેમાં ખાખ આણી તે સાર,
તેના તે ત્રણ ભાગ કર્યા, સૌ સૌને નામે દીધી તે વાર. ચેતો-૨૬૦
હેજી, શેખ સદર ત્યાંથી ચાલીયા, સદ્‌ગોરની હજુરથી બહાર,
દુધ ખાક ત્યાંથી લેઈ આવીયા, બાવદીન પાસે સાર. ચેતો-૨૬૧
હેજી, બાવદીને તે લઈ માથે ધર્યા, દુધ ફુલ જેણી તે વાર,
શેખ સદરે ત્યારે પુછીયું, એનો ભેદ કહો પિતાજી સાર. ચેતો-૨૬૨
હેજી, શા ભેદે દુધ તમે મેલીયો ? એ સૈયદને દ્વાર,
તેમણે ફુલ માથે મૂકીયા, કહ્યું સાંસો ન ધરશો લગાર. ચેતો-૨૬૩
હેજી, બાવદીન ત્યારે બોલીયા, એમાં તમે સમજ્યા નહિ લગાર ?
અમે એમને એમ કહ્યું, ઉંચ માંહે ઓલીયા છે અપાર. ચેતો-૨૬૪
હેજી, ત્યારે તે એમણે એમ કાવ્યું, દુધ ઉપર ફુલનો શું ભાર,
એ રીતે અમે રેહશું, તેનો સાંસો ન કરસો લગાર. ચેતો-૨૬૫
હેજી, શેખ સદરે ફરી પુછીયું, આ ખાકનો કહો વિચાર,
તેની વાત જાહેર ના કરી, બાવદીનના મને ઉપજ્યો કાલ. ચેતો-૨૬૬
હેજી, સૌ સૌને થાનકે બેશી રહ્યા, બાવદીનને સંશે ન મટે લગા,
અંતરમાં રાખી અદેખાઈ ઘણી, આપણા દીનથી છે એતો બહાર. ચેતો-૨૬૭
હેજી, એતો ત્રણ યારને નાના માને, એ અલી નબીનો પરવાર,
તે દિવસથી છેટા પડયા છે, હતી અલી નબીની વાર. ચેતો-૨૬૮
હેજી, તેમાં અંધ્યે ના જાણ્યું એટલું, પંજે તન સરખા કેમ થાએ યાર ?

( ૩૪૬ )

જેને કુદરતથી કીતાબ ઉતરી, આવ્યા દુલ્દુલને જુલફિકાર. ચેતો-૨૬૯
હેજી, ચાદર અરશથી ઉતારી, તેણે ઢાંકયા પાંચે તન સાર,
હુંરા અરશથી ઉતર્યા, બીબી ફત્માહને દરબાર. ચેતો-૨૭૦
હેજી, જાહેર કરામત દેખાડીયા, દીઠી તે કેટલી વાર,
મુશરિકોએ માન્યું નહિ, અંતરમાં ન આણ્યો ઇતબાર. ચેતો-૨૭૧
હેજી, પીર શમ્સ બેઠા મસીદ માંહે, એક બાલક ધરે છે પ્યાર,
રાજાને દ્વારે એ બાલક હતો, ત્યારે એ પોહોંચ્યો સાહેબને દરબાર. ચેતો-૨૭૨
હેજી, એ પુત્ર હતો બાદશાહ તણો, તે હતો ઉંચ નગરનો સાર,
બાદશાહને શંસો ત્યારે ઉપન્યો, તેણે કીધો મનમાં વિચાર. ચેતો-૨૭૩
હેજી, અમે એ શાંભલ્યું હતું, મૂવા જીવાડે પેગંબરનો પરવાર,
તેણે મૂવો બાલક મેલીકરી, તેડાવ્યા કાજી મુલ્લાને સાર. ચેતો-૨૭૪
હેજી, કાજી મુફિત તેડી કરી, અને કરીયો તે એક વિચાર,
અમો તમને રોજ ખવરાવતા, તમો ઇલમ પડતા તે સાર. ચેતો-૨૭૫
હેજી, એ ઇલમમાં તમે એમ કહેતા, મુવા જીવાડે પેગંબરનો પરવાર,
તે માટે તમે હવે તે કરો, મુઓ માણસ પડયો છે અમારે દ્વાર. ચેતો-૨૭૬
હેજી, તેને તમે જઇ જીવતો કરો, નહિ તો પીલાવીશ તમારો પરવાર,
કાજી મુફિત અરજે ઉભા રહ્યા, પડો વગડાવ્યો નગર મોઝાર. ચેતો-૨૭૭
હેજી, પડો વગડાવ્યો શેહેરમાં, જે આવે પેગંબરનો પરવાર
ત્યારે શહેર સર્વ ભેગું થયું, કોઇથી જીવતો ન થયો એ બાલ. ચેતો-૨૭૮
હેજી, ત્યારે માંહો માંહે બેઠા વાતો કરે, તેમના મને પડી બહુ જંજાલ,
બાદશાહ આપણને પીલાવશે, આ સૌનો તે આવ્યો કાલ. ચેતો-૨૭૯
હેજી, સર્વ ને તે સાંસો પડયો, તેમાં એકને ઉપન્યો વિચાર,
એક મરદ બેઠો મસીદ માંહી, તેને લાવો બાદશાને દ્વાર. ચેતો-૨૮૦
હેજી, ત્યારે સભા ઉઠી કરી, તે આવી મસીદ મોઝાર.
સદ્‌ગોર શમ્સ બેઠા હતા, તેમને કહ્યો સર્વ વિચાર. ચેતો-૨૮૧
હેજી, સદગોર આગળ સર્વ વિનંતી કરે બાદશાહ પીલાવસે અપારો પરવાર
તે માટે સાહેબ તમે કૃપા કરો ઉઠાડો બાદશાહનો બાળ. ચેતો-૨૮૨
હેજી, સદ્‌ગોર શમ્સે ત્યારે પુછીયું, યહાં કોઇ નથી પેગંબરનો પરવાર,
જેથી આ બાળ જીવતો થઇ ઉઠે, રહે બાદશાહનો પરવાર. ચેતો-૨૮૩
હેજી, અમે ગુલામ છૈયે નબી તણા, અને શું છે અમારો ભાર,

ઓલીયા છે આ નગરી તણા, તેને પુછી કરો તકરાર. ચેતો-૨૮૪
હેજી, જેટલા હતા તે સર્વ બોલીયા, અમે પુછ્યું શેહેરમાં અપાર,

હવે માત તાત તમે થાઓ, તો ઉગરે અમારો પરવાર. ચેતો-૨૮૫
હેજી, ત્યારે મેહેર કરી મુરશદ ઉઠીયા, આવ્યા બાદશાહને દ્વાર,
બાંહે ગ્રહીને ઉઠાડીયો, બાળક શાહનો સાર. ચેતો-૨૮૬
હેજી, ઉઠાડ્યો પોતાના હુકમથી, સાથે ન લીધો કિર્તાર,
બાળકને જ્યારે ઉઠાડીયો, ત્યારે ઓળખ્યા સર્વે સંસાર. ચેતો-૨૮૭
હેજી, ત્યારે મુનાફકોના મન ડોલીયા, આપે થયો કિર્તાર,
ત્યાં સર્વે મલી અદેખાઇ કરે, અને કરે પરસ્પર વિચાર. ચેતો-૨૮૮
હેજી, પીર શમ્સ પાસે કોઇ આવે નહિ, પુઠે નિંદા કરે અપાર
બેઇમાનીના જીવ ડોલીયા, તે કોઇ ના પામ્યા પાર. ચેતો-૨૮૯
હેજી, શેહેર સારામા પડો વગડાવીયો, એને કોઇ ખાવા ન દેજો લગાર.
એણે પોતાનો હુકમ ચલાવીયો, એ માથે છે સરાનો ભાર. ચેતો-૨૯૦
હેજી, ત્યારે સરાનો ભાર ઉતરશે, ખાલ ઉતારે શરીરની સાર,
ત્યાંસુધી કોઇ ખાવા આપે નહિ, પડો ફેરવ્યો નગર મોઝાર. ચેતો-૨૯૧
હેજી, સદ્‌ગોર શમ્સને માલમ થયું, ફરતાં આવ્યા કસાઇને દ્વાર,
પૈસા કાઢી દીધા હાથમાં, તમે ખાવા આપોને કાંઇ સાર ચેતો-૨૯૨
હેજી, ત્યારે કસાઇયે વિચારીયું, કેમ દઇએ તેમને આહાર ?
શેહેરમાં એવીં ડુંડી ફરે, એમને કોઇ ખાવા નદેજો લગાર. ચેતો-૨૯૩
હેજી, કસાઇ મનમાં ઝાંખો થયો, તે તો બહુ કરે વિચાર,
કહેતો કાચોમાંસઆલીએ, બીજો કાંઇ નહિ ઇખત્યાર. ચેતો-૨૯૪
હેજી, ત્યારે પીર શમ્સે હાં કહો, કસાઇએ માંશ આપ્યો તેણીવાર,
તે દેવતા લેવા આગળ ચાલીયા, દેવતા કેણે નાઆપ્યો સાર. ચેતો-૨૯૫
હેજી, સદ્‌ગોર બાળકને તેડી કરી, અને ગયા નગરથી બહાર,
તેમણે ખાધું પીધું કાંઇ નહિ, દહાડો ચઢયો ત્યાં અપાર. ચેતો-૨૯૬
હેજી, સદ્‌ગોર શમ્સને સર્વે એમ કહે, તમે તોડી સરાહની પાલ
તન્ન માથેથી ખાલ ઉતારીયા, અને પોતે હાથે કિર્તાર. ચેતો-૨૯૭
હેજી, તે તો દીધી બાળકના હાથમાં, બાળક આવ્યો નગર મોઝાર,
બાળકે દીધી તેના હાથમાં, તે ખાલ આપી નિર્ધાર. ચેતો-૨૯૮
હેજી, એરે ખાલ તમે લીઓ, સદ્‌ગોરે ફરમાવ્યું તેણીવાર,

આ બંદાને અમે ઉઠાડીયો, તેનો અમસર સરાનો ભાર. ચેતો-૨૯૯
હેજી, ત્યારે સૌના મન થર કરાવિયા, તેમણે તે ઓળખ્યા દાતાર,



સદ્દગોરને ખુધ્યા ઉપની, ગયા ગામમાં તેણીવાર. ચેતો-૩૦૦
હેજી, ત્યારે તો શુધાવ્યાપી ધણી, દહાડો રહ્યો ઘડી ચાર,
સૂર્યને લેઇ ત્યારે હુકમ કર્યો, તે તો હાજર થયો તેણીવાર. ચેતો-૩૦૧
હેજી, ત્યારે સૂર્ય આવી હાજર થયો, અને શું છે અમારૂં કામ,
તમ હુકમે અમે હાજર છું, ફર્માવો તે કરીએ કામ. ચેતો-૩૦૨
હેજી, સદ્દગોર શમ્સે ફર્માવીયું, ગોશ પકવી કરો તૈયાર,
તો અમો આરોગીએ, ક્ષુધા લાગી બહુ અપાર. ચેતો-૩૦૩
હેજી, માંસ લઇ હાથ મેંહે ધર્યું, પકવવા કીધો વિચાર,
ત્યારે સૂર્ય આવી ઉભો રહ્યો, ત્યારે ખલ્કને થયો બહુ આજાર. ચેતો-૩૦૪
હેજી, ત્યારે ખલ્ક સર્વ બળવા લાગી, નગર માંહે પડયો પોકાર,
દિન કયામતનો આવીયો, કેમ કરી છુટાએ એથી સાર ? ચેતો-૩૦૫
હેજી, ત્યારે રાજા પ્રજા બલવા લાગ્યા, પશુ પંખી તરફડે અપાર,
તોબા તોબા સૌ કોઇ કરે, કોનું જોર ન ચાલે લગાર. ચેતો-૩૦૬
હેજી, ત્યારે કોઇ કેને ઘેર આવે નહિ, થઇ પડયો સૌને આજાર,
ત્યારે સૌ કોઇ વિમાસે મન વિષે, આનો કોણ કરણ હાર. ચેતો-૩૦૭
હેજી, ત્યારે ખલ્ક સર્વ આવી મલી, તેનો નહિ કાંઇ શુમાર,
કાજી મુફ્તિ સૌ આવીયા, ઓલીયા અંબીયા સર્વે સાર. ચેતો-૩૦૮
હેજી, સૌ કોઇ આવી પાય પડયા, ત્યાં સર્વે નરને નાર,
તોબા તોબા સૌ કોઇ કરે, બીજો કાઇ ન રહ્યો ઉપાયે, ચેતો-૩૦૯
હેજી, માંસ રંધાએ સૂર્ય સ્થાને ગયો, સદ્દગોર બાલકને પૂછે તે વાર,
કહો બેટા ક્યાં ચાલીશું, તમે ભૂખ્યા હશો અપાર ? ચેતો-૩૧૦
હેજી, ત્યારે બાલક એમ બોલીયો, સાહેબ તમારો અખ્તિયાર,
હમને તો ખુધ્યા કાંઇ નથી, અમને આવે છે ઓડકાર. ચેતો-૩૧૧
હેજી, જ્યારે તમે સાહેબ સૂર્ય બોલાવીયો, તેથી પકવ્યો માંસ સાર,
ત્યાં ખલ્કત સર્વ શેહેરની, તે તો બળી હશે અપાર ? ચેતો-૩૧૨
હેજી, તમે કર્તા થયા છો મેહેરબાન, તેનો ખલ્ક ને નથી વિચાર,
એ અચરજમાં અમો છૈયે, તમે સાહેબ બક્ષણ હાર. ચેતો-૩૧૩
હેજી, બાદશાહ રાણી સહીત આવીયો, તોબા તોબા કરતો અપાર,

તેતો આવી સદ્‌ગોરને પાયે પડયો, પુછયું બાળેકને વિચાર. ચેતો-૩૧૪
હેજી, બાળકના એ પિતા માતા, રાખ્યો સદ્‌ગોર ઉપર પ્યાર,

બાળકને ભેદ સર્વે પૂછીયા, શાકારણ સૂર્ય મંગાવ્યોગુરુજીએ સાર? ચેતો-૩૧૫
હેજી, બાળકે ભેદ સર્વ ખોલીયા, તમે સાંભળો માત તાત,
અમને ભૂખે દિવસ વહી ગયો, ખાવાની ન થઇ કાંઇ વાત. ચેતો-૩૧૬
હેજી, અમે બે ભૂખ્યા થયા, પાછા આવ્યા શેહેર મોઝાર,
આવી શેહેર માંહે પુછીયું, ખાવાનું કોઇ ન દે લગાર. ચેતો-૩૧૭
હેજી, ત્યારે કસાઇને દયા આવી, પણ અમને ન આપ્યો અહાર,
પૈસા છોડી ગોરે આપ્યા હાથમાં, તો એ ખાવાની ભણી નકાર, ચેતો-૩૧૮
હેજી, કસાઇએ ફરી વિચારીયું, માંસ કાચો આપ્યો તે વાર,
તે લઇ અમે ફર્યા ઘણું, રાંધી દેવા કોઇ ન કરે હકાર. ચેતો-૩૧૯
હેજી, ઠામ કોઇ આપે નહિ, અને અગ્નિ એ ન દે કોએ,
ફરી ફરી થાકી ગયા, એવા હાલ અમારો હોએ. ચેતો-૩૨૦
હેજી, ત્યારે બધો દીન ભૂખ્યા રહ્યા, દન પાછલો રહ્યો ઘડીચાર,
ત્યારે સદ્‌ગોરે સૂર્યાને સાદ કર્યો, એ આવી હાજર થયો તે વાર. ચેતો-૩૨૧
હેજી, સવા નેજે સૂર્ય આવીઓ, સદ્‌ગોરે માંસ કીધો તૈયાર,
સૂર્ય તાપે માંસ પકાવીઓ, સદ્‌ગોર કરામતના દાતાર. ચેતો-૩૨૨
હેજી, સદ્‌ગોરે એવી કરામતો દેખાડિયો, દુનિયાનેના સુઝે લગાર,
મૂઓ માણસ સજીવન કર્યો, કાગલ બેડીએ સમુદર તરીઆ. ચેતો-૩૨૩
હેજી, પોશ ઉતારી પોતાના દેહની, અને સુર્ય મંગાવ્યો સાર,
એવી કરામતો દીઠા છતાં, અંધી દુનિયાનાલાવી ઇત્બાર. ચેતો-૩૨૪
હેજી, એવી જાહેર કરામતો દેખાડીયા, તે તો દુનિયાને જાણવાસાર,
એ કરામતો જોવાઇ ગઇ, એથી બીજો નથી કિર્તાર. ચેતો-૩૨૫
હેજી, ત્યારે રાજા રાણી ઉઠીયા, તે તો આવી પડયા ગોરજીને પાએ,
ઉઠો સાહેબ મેહેર કરો, પધારો અમારે દ્વાર. ચેતો-૩૨૬
હેજી, તેના માત તાત સદ્‌ગોરના પાએ પડયા, ઓળખ્યા તે સૃજંના હાર,
પાએ પડી ગોરને મનાવીયા, તમો તો સૌના તારણ હાર. ચેતો-૩૨૭
હેજી, સદ્‌ગોર શમ્સ એમ બોલીયા, તમે એવા લોક સંસાર,
અમારે તમારે નહિ બને, અમે રહિશું મસીદ મોઝાર. ચેતો-૩૨૮
હેજી, ત્યારે રાજાએ બાલકને કહ્યું, હતો પોતાનો પરવાર,

આ સદ્‌ગોરને તેણે સમજાવીયા, લઇ ચાલ્યો પોતાને દ્વાર. ચેતો-૩૨૯



હેજી, રાજાને પ્રજા સર્વે ઉભા, અને ધ્રુજે બહુ અપાર,



ત્યાં શેખ સૈયદ સર્વ ઉભા ઘણા, ત્યાં ઉભો બાવદીનનો પરવાર. ચેતો-૩૩૦

હેજી, બાવદીન પોતાની મેડીએ, મનમાં કરે વિચાર,
એવો પુરૂષ કાંઇ દીઠો નહિ, અમે જોયો સર્વ સંસાર. ચેતો-૩૩૧

હેજી, ત્યારે બાવદીન મેડીથી ઉતર્યો, એ આવ્યો સદ્‌ગોર હતા જ્યાંએ,
ઉભા જુએ સદ્‌ગોર ને, આવી લાગ્યા શમ્સદીનને પાએ. ચેતો-૩૩૨

હેજી, ત્યારે સર્વે મળી કહ્યું, અને કહ્યું સદ્‌ગોરનેસર્વ સાર,
સ્વામી અમારી ભૂલ અતી ઘણી, બક્ષો તમે બક્ષણ હાર. ચેતો-૩૩૩

હેજી, ત્યારે સદ્‌ગોર શમ્સ એમ બોલીયા, અમો આવ્યા નગર મોઝાર,
મુસાફર થઇ બેઠા મસીદ માંહે, અમારી કોઇએ ન લીધી સંભાળ. ચેતો-૩૩૪

હેજી, ત્યાં એક મુવેલો માણસ હતો, તેનો તમસર હતો ભાર,
ત્યારે તમે આવીને કરગર્યા, એ આફતથી અમને બચાવો સાર. ચેતો-૩૩૫

હેજી, ત્યારે એ જીવને અમે ઉઠાડીયો, હતો જે રાજાનો બાલ,
ત્યાં તમારા મન ડોલીયા, તાજીર આણી અમ્ પર તે વાર. ચેતો-૩૩૬

હેજી, ત્યારે અમે ખાલ ઉતારીયા, તે તો દીઠી સર્વ સંસાર,
તમે પડો ફેરવ્યો શહેરમાં, એને કોઇ ખાવા ન દેજો લગાર. ચેતો-૩૩૭

હેજી, આખો દહાડો અમો ભુખ્યા રહ્યા, જ્યારે દહાડો રહ્યો ઘડી ચાર,
શેહેર સર્વે અમે ઢુંડીયો, કોઇને મેહેર ના આવી લગાર. ચેતો-૩૩૮

હેજી, કસાઇ હતો એક શહેરમાં, તેણે માંસ કાચો આપ્યો સાર,
તે લઇ ફર્યા આખા શહેરમાં, કોઇએ દેવતા ન દીધો લગાર. ચેતો-૩૩૯

હેજી, ત્યારે સૂર્યને અમે સાદ કર્યો, તે તો આવિયો તતકાળ,
તેથી માંસ પકાવીયો, હવે જાસુ મસ્જીદ મોઝાર. ચેતો-૩૪૦

હેજી, બાદશાહ ત્યારે બોલીયો, જે મુલતાનનો સરદાર,
સદ્‌ગોરજી અમને ધર્મ દીઓ, આ છુટિએ સર્વ જંજાલ. ચેતો-૩૪૧

હેજી, તમે સદ્‌ગોર ને અમે સેવક, તમે કૃપાકરોદાતાર,
તમો તાત થઇ ગુનાહ બક્ષજો, અમારા અવગુણનો નહિ પાર. ચેતો-૩૪૨

હેજી, અમે ગુનેહગાર સર્વે બંદા, તેની તમો કરો સંભાળ,
આવી અમારા દેશમાં, અમને તમો ઉતારો પાર. ચેતો-૩૪૩

હેજી, સદ્‌ગોરજી હવે અમને ધર્મ દીયો, પધારો અમારે દ્વાર,

કૃપા કરી પધારજો, તમો રીસ મકરજો લગાર. ચેતો-૩૪૪
હેજી, સદ્‌ગોર શમ્સ એમ બોલીયા, તમે ધર્મ લેશો સાર,
આ કઠણ ધર્મ છે અમતણો, તેના પરેજ તણો નહિ પાર. ચેતો-૩૪૫
હેજી, ત્યારે રાજાએ સર્વે કબુલીયું, ફર્માન કર્યો શમ્સ દાતાર
અમેરે ગુલામ સદ્‌ગોર તમ તણા, તેનો કાંએ મધરજો વિચાર. ચેતો-૩૪૬
હેજી, ત્યાં સદ્‌ગોરજી પહોંચીયા, અને રાજા તણે દ્વાર,
ત્યાં ચંદ્ર સૂર્ય બેઉ આવીયા, હજુરમાં તેણી વાર. ચેતો-૩૪૭
હેજી, સદ્‌ગોરજી અમને ફર્માવજો, અમો છયેં તમારા દાસ,
અમે તમારા બંદા છૈયે, તમે સ્વામી અમારા બક્ષણ હાર. ચેતો-૩૪૮
હેજી, નુરના તેજ અર્શેથી આવીયા, જેમ જુએસર્વ સંસાર,
ત્યારે સર્વે તે મનમાં જાણીયું, એ છે પોતે સાહેબ સૃજનહાર. ચેતો-૩૪૯
હેજી, મધરાતનો સમો હતો, ત્યારે કર્યું તે સદ્‌ગોરજીએ સાર,
ચંદ્ર સૂર્ય તે ઉભા હજુર માંય, સદ્‌ગોર વેદ ભણ્યા તે વાર. ચેતો-૩૫૦
હેજી, ચંદ્ર સૂર્ય સર્વ સાંભળે, સદ્‌ગોરની વાણી મીઠી અપાર,
તે સાંભળી સર્વ રાજી થયા, ત્યાં સમય સૂર્યોદયનો થયો સાર. ચેતો-૩૫૧
હેજી, જ્યારે સૂયર્યોદયનો સમય થયો, સૂર્યે સદ્‌ગોર શું માંગી વિદાય,
હુકમ કરો તો અમે જઇયે, રહેણી રહી નથી જરાએ. ચેતો-૩૫૨
હેજી, આજ્ઞા લઇ ચંદ્ર સૂર્ય ચાલ્યા ગયા, ગયા સૌ સૌને દ્વાર,
ત્યારે સદ્‌ગોરે વેદ સંભળાવીયા, એથી મોહિત થયો સંસાર. ચેતો-૩૫૩
હેજી, રાજા રાણીએ ધર્મ લીધો, સદ્‌ગોરે પાવલ પાયું સાર.
સદ્‌ગોર સત્યપંથ તેમને દેખાડીયા, જે સર્વોત્તમ પંથ સાર. ચેતો-૩૫૪
હેજી, રાજા સાથે સૌ કોઇ નમ્યા, સર્વે રાખ્યો સદ્‌ગોર ઉપર ,પ્યાર,
ત્યાં પ્રબંધ પીરે ચલાવીયો, કીધા મુરીદ ઉંચ નગર મોઝાર. ચેતો-૩૫૫
હેજી, સદ્‌ગોરે સત્પંથ દેખાડીયા, ને શીખવાડયા ધર્મ આચાર,
રાજા રાણી આવ્યા ધર્મમાં, એક પુત્ર પણ તેનો સાર. ચેતો-૩૫૬
હેજી, જેના જીવ સદ્‌ગોરે ચલાવીયા, મૂવેલ જીવતા કર્યા દાતાર,
ત્રણ જણને ધર્મ આલીયા, બીજા બોધ્યા લોક અપાર. ચેતો-૩૫૭
હેજી, તેને સદ્‌ગોરે વાણી કહી, મૂરીદ કર્યા ઉંચ નગર મોઝાર,
સદ્‌ગોરને ફર્માને જે જીવ ચાલીયા, તે પામ્યા મોક્ષ દિદાર. ચેતો-૩૫૮
હેજી, સદ્‌ગોરને ફર્માને સુધા ચાલશો, દશાંશદેશો સદ્‌ગોર મુખે સાર,

ચાલીશો પીરનો આપશો, કરજો મુક્તિ તે આ સંસાર. ચેતો-૩૫૯

 હેજી, ખરા દશાંશી શુક્તિવંતા, તે આવશે અમારે દ્વાર, 

આખરની વેળા જ્યારે આવશે, ત્યારે ઉતરશે તે ભવપાર. ચેતો-૩૬૦

હેજી, તેને હાજર જામો દેખાડીયો, નર કાશમશાહનો અવતાર,

કાશમશાહને અલી કરીને માનજો, એમાં શંકા મ આણસો લગાર. ચેતો-૩૬૧

હેજી, એમને જે ઓછું કરી માનશે, તે પાંખંડી' સત્પંથી નહિ લગાર,

જેના પૂર્વે પુન્ય પૂરા નહિ, તે નહિ માને હાજર જામાનો અવતાર. ચેતો-૩૬૨

હેજી, અલખ નિરંજન એને કહીયે, તેની કળાનો નહિ પાર,

આદ ઉનાદનો એ નર કહીયે, તેની યુગો યુગે રમત સાર. ચેતો-૩૬૩

હેજી, એ ધરે ધરમ આપશે, તેને આવા ગમન નહિ સંસાર,

આ કલિસંઘે જે થર રહેશે, તે પામશે મોક્ષ દિદાર. ચેતો-૩૬૪

હેજી, કલિયુગ કઠણ જ્યારે આવશે, કુડ કપટ વ્યાપશે અપાર,

ધર્મના કામ ઢીલા પડશે. ફેડશે ઋષિવરનાં વહેવાર. ચેતો-૩૬૫

હેજી, ધર્મી થઇ અધર્મે ચાલશે, મેહેર નહિ આવે લગાર,

એ પાપે સર્વે દુઃખી થાશો, દુઃખી થાશે સર્વસંસાર. ચેતો-૩૬૬

હેજી, ધર્મિ જ્યારે અધર્મિ થશે, તેને હૃદય તે વ્યાપશે કાળ,

એથી સંસાર વણસશે, તેથી કોઇ નહિ પામે મોક્ષ દીદાર. ચેતો-૩૬૭

હેજી, સંસાર બગડશે ગુરૂ વિના, તેને ધર્મનાસૂજે લગાર,

અવતાર દશમાનો ઘર ભૂલીયા, ત્રણ વેદમાં કરશે વ્યવહાર. ચેતો-૩૬૮

હેજી, ત્રણ વેદ ત્રણ યુગમાં વહી ગયા, હવે આવી ચોથા કલિયુગની વાર,

તેસદ્ગોરે ઋષિવરને કહ્યા, અને કહ્યા તે સર્વ વિચાર. ચેતો-૩૬૯

હેજી, તે માંહેથી જાણી જોઇને ભૂલશે, તે માથે રહેશે સૌનો ભાર,

ઋષિવરને પાપે પ્રથમ પીડાશે, જે જાણી કરશે વક્રમ અપાર. ચેતો-૩૭૦

હેજી, ધરમ કરતાં ઝઘડો મચાવશે, સૌ ચાલશે પોતાતે વિચાર,

તે દીલ દયા નહિ ઉપજશે, તે જાશે નર્કને દ્વારે. ચેતો-૩૭૧

હેજી, સદ્ગોરને દાન દેતાં ઠરે નહિ, પાંખડી સાથે રાખે વ્યવહાર,

તેને સદ્ગોર પોતાનો નહિ ગણે, ભઠ પડયો તેનો અવતાર. ચેતો-૩૭૨

હેજી, સુપાત્રે દાન દેતાં ઓછું આણશે, ચાલા ચરપટે રહેશે હુશિયાર,

આ સદ્ગોર વિના ધર્મ જેટલા, તે સર્વ પાખંડની જાલ. ચેતો-૩૭૩

હેજી, ગુરૂએ ધર્મ દેખાડિયા, દેખાડયા પ્રગટ નર અવતાર,

બીજા સંસારથી ગુપ્ત રહ્યા, સદ્ગોર મૂખે રાખો વિશ્વાસ. ચેતો-૩૭૪

હેજી, સદ્ગોર ઋષિવરને સમજાવીયા, દેખાડયા નર અલી નકલંક અવતાર,



એ નરને દેખી જે નર ભૂલશે, તે તો ઠામ નહિ પામે લગાર. ચેતો-૩૭૫

હેજી, એવી વાણી તે સદ્ગોરે કહિ, તેનો ઋષિવર કરજો વિચાર,

આ સંસાર માયા છે મીઠડી, મન થર એથી નહિ રહે રલગાર. ચેતો-૩૭૬

હેજી, તેમાં જે જીવ ચેતશે, અને મેલશે માયાનો જંજાલ,

ખરા દશાંશી સદ્ગોર મુખે, શ્રી અલીને માનશે નિર્ધાર. ચેરો-૩૭૭

હેજી, તે જીવ અમારે ઘેર આવશે, તેને કલિયુગ નહિ લોપે લગાર,

ધન પુત્ર માયા છે કારમી, તેને જાતાં નહિ લાગે વાર. ચેતો-૩૭૮

હેજી, એવી વાણી સદ્ગોર બોલીયા. અને મુરીદને કહ્યા વિચાર,

સત્પંથ ગુપ્ત ચલાવિયા, ઋષિવરને કહ્યા, નિર્ધાર. ચેતો-૩૭૯

હેજી, પીર શમ્સના પીર નશીરદીન થયા, અને કાશમશાહ નર અવતાર,

એ સદ્ગોરે બહુ જીવ બોધીયા, તે વરિયા સર્વ સંસાર ચેતો-૩૮૦

હેજી, પીર નસીર દીનના સાહેબ દીન થયા, તે તો શમ્સ દીનનો પરવાર,

એ આલ અલી નબીજીની કહીએ, આદ ઉનાદથી ચાલી આવી સાર. ચેતો-૩૮૧

હેજી, પીર સાહેબ દીનથી સર્જીયા, પીર સુદર દીન તે સાર,

એ બારક્રોડીના તારણહાર કહીયે, ઈસ્લામશાહ કાશમશાહનો પરવાર. ચેતો-૩૮૨

હેજી, સદ્ગોદ સુદરદીનો નરની સેવા કીધી, જાણી નર નકલંક અવતાર,

યુગો યુગ નરની સેવામાં રહ્યા, ઓળખ્યા તે અવતારો અવતાર. ચેતો-૩૮૩

હેજી, શાહોજીએ પ્યાર કીધા પ્રેમ શું, સેવા કીધી સદ્ગોરે સાર,

ત્યારે શ્રી ઈસ્લામશાહ ત્રુઠિયા, અને હુવા તે વર દાતાર. ચેતો-૩૮૪

હેજી, ચોરાશી આસણે પીરે તપ સાધ્યું, શાહોજી ઉપર રાખ્યો ઈતબાર,

આપણા કાજે પીરે તપ સાધ્યું, અને ક્રિયા કીધી અપાર. ચેતો-૩૮૫

હેજી, છત્રીશ યુગને ચોરાસી ચોકડી, સદ્ગોરે તપ કીધો સાર,

અહીં અનેક તપ આદર્યા, તેનો ના થાએ વિસ્તાર. ચેતો-૩૮૬

હેજી, આઠ લાખ કરણ આગે તપશ્ચર્યા કીધી, અનેંક કલફો યુગોમાં સાર,

તે અલી રૂપે નર ઓળખ્યા, સદ્ગોર બ્રહ્મા નબી મહંમદ અવતાર. ચેતો-૩૮૭

હેજી, એની ખેલ રમત આદે ઉનાદની, જ્યાં થકી સજર્યા સંસાર,

આદિ નર તે અલી પુજીયે, નબી મહંમદે ઓળખ્યા ભરથાર. ચેતો-૩૮૮

હેજી, ઠામે ઠામે અલી એજ નર કહીયે, પંથા પંથમાં એની સેવા સાર,

જેટલી વરણ આ સંસારસાં, સર્વે અલી નામજપે નિર્ધાર. ચેતો-૩૮૯
 હેજી, વરણા વરણ માંહે ઠરાવીયા, અલી નામ તે કિર્તાર, 
જમી અસ્માન જેણે પેદા કર્યા, તેના નામે ચાલે સર્વ સંસાર. ચેતો-૩૯૦
હેજી, તે પીંડ શ્રી ઈસ્લામ શાહનું, નબી મહંમદ સુદરદીન સાર,
યુગો યુગ એ નરની જોડી કહીયે, એ તો બ્રહ્મા વિષ્ણુ અવતાર. ચેતો-૩૯૧
હેજી, તેરે વર અમે પામીયા, નર મહંમદશાહ અવતાર,
અમે અમારો વર ઓળખ્યો, મુનિવર તમને કહું પોકાર. ચેતો-૩૯૨
હેજી, નર ઈસ્લામશાહે ઓળખ્યા, ફર્માન આલ્યું હતું સદ્ગોરને સાર,
ત્યારે છત્રીસ ક્રોડી જીવનિર્મી કરી, જઈ બોધ્યા દુનિયા મોઝાર. ચેતો-૩૯૩
હેજી, તે ફર્માન લઈ સદ્ગોરજી આવીયા, વાણી કીધી યુગમાં સાર,
તે ફર્માની બંદા ઈસ્લામશાહ તણા, ક્રોડી છત્રીસ બોધ્યા સાર. ચેતો-૩૯૪
હેજી, ત્યાં ધર્મ નિમ સૌને આપીયા, આવી તેડયા નરને નાર,
સદ્ગોરે સર્વને બતાવીયું, કરજો હક્ક કમાઈ સાર. ચેતો-૩૯૫
હેજી, જુઠ નિંદા કોઈની ન કરજો, જેથી પડીએ દોહેલે ઠાર,
સતી જીવ સાચે ચાલજો, તો તરી ઉતરશો પાર. ચેતો-૩૯૬
હેજી, જે સદ્ગોરનું ધર્મ લીધું, તે સદ્ગોરની વાણીનો કરજો વિચાર,
તે સદ્ગોરને અમે એક છીએ, નર ઈસ્લામશાહ તેનરમહમદશાહ દાતાર. ચેતો-૩૯૭
હેજી, એ નરની સેવા તમને બતાવીયા, જે સર્વનો સૃજન હાર,
તે નર નકલંક ઈસ્લામ શાહ, તેનું થાનક એરાખંડ મોઝાર. ચેતો-૩૯૮
હેજી, એ આસણ નરજીનું કહીયે, સદ્ગોર બેઠયા જંબુદ્વીપ મોઝાર,
એને ફર્માને તમે ચાલશો, હક્ક કમાઈ કરજો સાર. ચેતો-૩૯૯
હેજી, સૌ સૌને થાનકે પરવર્યા, ગોર નર બંને જાંબુદ્વીપે ઠાર,
હક્ક કમાઈએ તમે ચાલજો, તેમાં દશાંશ નરની પાંતીનો વ્યવહાર. ચેતો-૪૦૦
હેજી, ધરમ લીધો તે ખંડિત ન કરજો, ખટ્ટી કમાઈએ રળજો સાર,
સાચા ઈમાને આપજો, દશાંશ નરનો છે આહાર. ચેતો-૪૦૧
હેજી, દશાંશશ્રી ઈસ્લામશાહને આલજો, કલિયુગ સંઘે નકલંક અવતાર,
ચાલીશો બ્રહ્માજીનો અમને આપજો, તેથી બરકત થાશે તમને અપાર. ચેતો-૪૦૨
હેજી, મલજો નિત્ય નિત્ય ગત માંહે, ગોર મુખી સાથે કરજો સદ્ વિચાર,
તો પાપ તમારાં સર્વ ઉતરશે, દુઃખ ધંધાનો મટશે, આજાર. ચેતો-૪૦૩
હેજી, ગોર મુખી હસ્તે દુઆ કરાવીયે, કોડી પૂજા દીજીએ સાર,

ધર્મ દશાંશ ગોર મુખે દીજીએ, ધંધાની પાંતીનો પુરો વ્યવહાર. ચેતો-૪૦૪

હેજી, નિત નિત ગતમાંહે મલજો, અનેક રીતે ધર્મ આચાર,
હાલ વાએકે આપો મુનિવરો, આપણા સદ્‌ગોર મુખે પુરોવ્યવહાર. ચેતો-૪૦૫
હેજી, એવા પરબોધ ચલાવીયા, નિમીયા તે છત્રીસકરોડ,
તે ઈસ્લામશાહને સેવતા, તેમાંથી પાકયા બાર કરોડ. ચેતો-૪૦૬
હેજી, બાર કરોડ ધર્મિ પૂરા થયા, તેણે ઓળખ્યો પોતાનો ભરથાર,
દશાંશ સુક્રિતે પુરે હતા, તે તો પામ્યા મોક્ષને દિદાર. ચેતો-૪૦૭
હેજી, ચોવીસ કરોડીએ ચિત્ત ડોલાવીયા, ના રાખ્યો સદ્‌ગોર શું વ્યવહાર,
તે બાર કરોડથી જુદા પડયા, ચોવીસ કરોડ ચાલ્યા ઘોર અંધાર. ચોતે-૪૦૮
હેજી, દશાંશ કારણ જીવ ડોલાવીયા, માયા શું રાખ્યો પ્યાર,
તેથી તે ક્રિયા ભંગ થયા, હાજર જામાનો ફળ ન થયું લગાર. ચેતો-૪૦૯
હેજી, દશાંશ ખંડત ન કીજીએ, અનાદિનો ધર્મ આચાર,
દશાંશ સદ્‌ગોર મૂખે દીજીએ, તેનો સંશય ના આણો લગાર. ચેતો-૪૧૦
હેજી, ધરમ ખંડિત નવ કીજીયે, એથી જીવ પડશે જંજાલ,
ચોવીસ કરોડ એ ચંત ડોલાવીયા, તેને માયાનો લાગ્યો પ્યાર. ચેતો-૪૧૧
હેજી, તે જીવ સદ્‌ગોર વચને ના ચાલીયા, તેનું દાન પુન્ય તિર્થ અફળ સાર,
આ તમનેકહું શું મુનિવરો, સદ્‌ગોર વાણીનો કરજો વિચાર. ચેતો-૪૧૨
હેજી, જીવ આ જુગમાં નહિ ચેતીયા, તેના જીવ પડયા જંજાલ,
સદ્‌ગોરના શરણથી ચુકીયા, ચોવીસક્રોડીની વાટ પડી ઘોર અંધાર. ચેતો-૪૧૩
હેજી, આપણા સદ્‌ગોરને તેણે લજાવીયા, ને પોતે ગયા ઘોર અંધાર,
તેત્રીસ ક્રોડીનામેલાથી નીસર્યા, ન ઓળખ્યા 'જ્યોતિ' પાત્રઅવતાર. ચેતો-૪૧૪
હેજી, પ્રથમ પીરે ત્યાં ચરિત્ર કીધા, તેઓના મન ન રહ્યા થર લગાર,
ત્યારે હુકમ હુઓ નર ઈસ્લામશાહ તણો, છત્રીસમાં અમઘર કરોડી બાર. ચેતો-૪૧૫
હેજી, ના માન્યું તે તેના અગમાં, એથી હુકમ થયો કિર્તાર,
માંડયું મિથ્યા થાતું .નથી, તેમાં કેનુ નાં ચાલે લગાર. ચેતો-૪૧૬
હેજી, દશાંશ દેતાં જીવ ડોલાવીયા, ન ઓળખ્યો પોતાનો ભરથાર,
નાવ ભાંગી તેની સાહેર વચ્ચે, તેનો કોઈ ન લંભે પાર. ચેતો-૪૧૭
હેજી, સંસાર ઉંડો જાણજો, તેમાં લોભ તૃષ્ણાનું જળ અપાર,
જે તે જળમાં અહીં બૂડશે, તેની નાવ નહિ થાશે પાર. ચેતો-૪૧૮
હેજી, નાવ બુડાડી નાખવે, જે ગોર થઈ લીધો આહાર,

( ૩૫૬ )

તે ખેવણ હારો ખોટો થયો, તે ભાર ભરી બૂડાડયા સાર. ચેતો-૪૧૯

હેજી, ત્યાં નીચું જોયું નાખુએ, ભૂંડે સદ્‌ગોરનું ના માન્યું લગાર,
નાવ ભાંગી તેની સત્ય લોકની, તેણે કોઇ રાખ્યો નહિ વિચાર. ચેતો-૪૨૦

હેજી, તે સદ્‌ગોરની શિખે ન ચાલીયા, તેણે રાખ્યો ખોટો ખેવણ હાર,
માંહે માલમી મુર્ખ બેસાડીયા, માંહે ભરીયો ઘણેરો ભાર. ચેતો-૪૨૧

હેજી, એ ખોટી નાવ અસત્યની, તેમાં અસતિયા બેસણ હાર,
જુઠા ગોરે તેના દાન લીધાં, એથી ન પામ્યા એ ઓપાર. ચેતો-૪૨૨

હેજી, એ ત્યારે અસત્યનું નાવડું, કબુદ્ધિના વા અપાર,
તેથી એ નાવ બૂડી ગઇ, એથી ગયા એ ઘોર અંધાર. ચેતો-૪૨૩

હેજી, સદ્‌ગોર વાય કે થી ઓતળ્યા, હાજર જામાનું ફર્માન ગુમાવીયું,
એ નાવ ડૂબાડી ગપાર, ચાલ્યા ચોવીસ ક્રોડી ઘોર અંધાર. ચેતો-૪૨૪

હેજી, ધર્મ દેતાં જીવ ડોલાવીયા, માયા મોહે ભૂલ્યા ગમાર,
જુઠા ગોરને તે જઇ મલ્યા, જેને પોતાનો ન સૂજે અવતાર. ચેતો-૪૨૫

હેજી, એ ગોર અવરને કેમ તારશે, જેનો ભૂતખાનાનો વ્યવહાર.
તેથી ગફલતે દુનિયા મોહી રહી, એથી કોઈના ઉતરે પાર. ચેતો-૪૨૬

હેજી, સત્પંથ વિના ધર્મ જેટલા, તે તો નિષ્કલંકી રાહથી બહાર,
તે સ્વર્ગ ભોગવી ઉતરે, નહિ પામે અમરાપુર સાર. ચેતો-૪૨૭

હેજી, બાર કરોડી સાચા ગોર મુખે, એવા મુનિવર પામે પાર,
હાલ વાયકે દશાંશી ખરા, જેણે દીધા સદ્‌ગોર મુખે આહાર. ચેતો-૪૨૮

હેજી, તેણે તે સદ્‌ગોર મુખે વાવીયું, ઓળખી હાજર જામો અવતાર,
હાજર જામો તેને સફળ થયો, જેણે બીજે ન રાખ્યો વ્હવહાર. ચેતો-૪૨૯

હેજી, સદ્‌ગોરની શીખે તે ચાલીયા, સુદરદીન પીર પરખ્યા પુરે ઈમાન,
તે સદ્‌ગોર પ્રતાપે ઓધર્યા; તેને મટીયા ચોરાસી ફેરા નિધાન. ચેતો-૪૩૦

હેજી, સાચી નાવ તે સદ્‌ગોર તણી, તેમાં ખુબી છે ખેવણ હાર,
તેમાં નાખવો છે નર ઈસ્લામશાહ, તેમાં માલમ સદ્‌ગોર સુરદીન સાર. ચેતો-૪૩૧

હેજી, સઢ તે સદ્‌ગોરજીના નામનો, ખુપ ધરમનો રાખ્યો સાર,
લંગર નાવ તે નિજ નામનો, જ્ઞાની ઘોડા ચાલ્યા અપાર. ચેતો-૪૩૨

હેજી, સદ્‌ગોર સડપુરી ચાલીયા, સિયળનો વાવલીયો સાર,
માલમી મલ્યા અલી નબી, જે અનાદિના ભરથાર. ચેતો-૪૩૩

હેજી, આદિ ગોર બ્રહ્મા તે સુદરદીન, જેણે બાર ક્રોડી ઉતર્યા પાર,

 એ નર ઈસ્લામશાહના નામથી, પીર સુદરદીન ખેવણ હાર. ચેતો-૪૩૪ 

હેજી, એ નાવ તારી શ્રી નરજીએ, શ્રી ઈસ્લામશાહની વાર,
તેણે બાર ક્રોડી ઓધારિયા, પીર સુદરદીન પહોંચ્યા પાર. ચેતો-૪૩૫
હેજી, પીર સુદરદીના નુરથી ઉપન્યા, પીર કબીરદીન અવતાર,
તેણે સેવા કીધી સાચા સ્વામી તણી, ઓળખી પોતાનો ભરથાર. ચેતો-૪૩૬
હેજી, નારી થઈ નરજી ઓળખ્યા, બીજો કાંઈ ન રાખ્યો વિચાર,
કસણી કીધી એના નામની, ત્યારે પામ્યા એવા ભરથાર. ચેતો-૪૩૭
હેજી, ત્યારે નર ઈસલામશાહ નિવાજીયા, કબીરદીન ઉપર હેત ધર્યું અપાર,
સ્વામીજીએ કૃપા કરી, હશન કબીરદીન ઉપર ધરિયા પ્યાર ચેતો-૪૩૮
હેજી, મેહેર કરી મારા સ્વામીજીએ, સેવક જાણી કીધી સંભાળ,
સદ્‌ગોરે તપ એવા સાધીયા, જેથી પ્રસન્ન થયા કિર્તાર. ચેતો-૪૩૯
હેજી, સેવા દીઠી સ્વામીજીએ, યુગોયુગ કીધી ગુરુજીએ સાર,
અનાદિથી ગોર સ્વામીને વચને રહ્યા, સદ્‌ગોરજીને માન આપ્યું અપાર. ચેતો-૪૪૦
હેજી, અનાદિથી ગોરજીએ તપ કીધા, તેના તપનો ના આવે પાર,
યુગોયુગો વિનંતી કીધી ધણી, ઓળખ્યા હાજર જામો અવતાર. ચેતો-૪૪૧
હેજી, આદિ અમે સૌ ભેળા એક હતા, બ્રહ્મા વિષ્ણુ માહેશ્વર સાર
એ ત્રણ મુરત એક દેવ છે, તેમાં વિષ્ણુ છે સૃજન હાર. ચેતો-૪૪૨
હેજી, સેવાને કારણે એ સૃજીયા, બ્રહ્મા માહેશ્વર અવતાર,
પોતાના નુર માંહેથી નિપાવીયા, મૂક્યા તે દુનિયા મોઝાર. ચેતો-૪૪૩
હેજી, તમે યુગમાં જઈ વાણી કરો, ઓળખાવો અમારો અવતાર,
એમ કરતાં કરતાં તો વહી ગયા, અનંત કલફ યુગ અપાર. ચેતો-૪૪૪
હેજી, સદ્‌ગોર આ યુગ સંઘે અવતર્યા, એ નબીમહંમદ અવતાર,
તેરે અવતારે સદ્‌ગોર જાણીએ, પીર સુદરદીનનો કબીરદીન પરવાર. ચેતો-૪૪૫
હેજી, એ સદ્‌ગોરે અનેક જીવ ઓધારીયા, સતીયા સેવાએ રહ્યા સાર,
આ સદ્‌ગોરને સહી કરી જાણજો, શંકા ન આણસો લગાર. ચેતો-૪૪૬
હેજી, પાત્ર અવતાર આ યુગ સંઘે, બેઠા મલેચ્છ રૂપે મૂરાર,
અલીજીનો અવતાર તે કહીયે, શંકા ન આણશો લગાર. ચેતો-૪૪૭
હેજી, જેણે અલીજીને માનીયા, સેવા કીધી યુગોયુગ સાર,
ત્યારે શ્રી ઈસ્લામશાહ નવાજીયા, જે હતા કેક નગર મોઝાર. ચેતો-૪૪૮
હેજી, તેણે માયા ધરી બોલાવીયા, પોતાના જાણી લીધી સંભાળ,

ત્યારે હશન કબીરદીન બેઠા હતા, તે ઉંચ મુલક મોઝાર. ચેતો-૪૪૯



હેજી, હશનશાહે સ્વામીજીને ઓળખ્યા,નર ઈસ્લામશાહ મુજ ભરથાર,

સદ્‌ગોરે તપ અદકા કર્યા, ત્યારે સ્વામીજીએ અતીધર્યા પ્યાર. ચેતો-૪૫૦

હેજી, ઉંચથી હશનશાહ ચાલીયા, શાહ દર્ગાહનો રાખી વિચાર,

નર નકલંક તે ભેટીએ, એથી ટાળયા જીવતણા આજાર. ચેતો-૪૫૧

હેજી, ચાલતાં માર્ગ માંહે સદ્‌ગોર આવીયા, મનમાં ઉપન્યો વિચાર,

સ્વામી કાજે શું લઇ જવું ? તોફો કાંઇક જોસે સંભાર. ચેતો-૪૫૨

હેજી, ત્યારે હશનશાહ પડયા વિચારમાં, સાથી રીઝે ભરથાર ?

કાંઇક તો એવું બનાવીએ, વસ્તુ આપણા સ્વામીને કાજ, ચેતો-૪૫૩

હેજી, આંકડા વાટમાં અતી ઘણા, ડોડા તેના તોડયા તે વાર,

તે માંહેથી રૂ કાઢીયું, તે કાઢી કીધો તૈયાર. ચેતો-૪૫૪

હેજી, માર્ગે ચાલતાં કાંતિયું, તે ઝીણા સુત અપાર,

તેનો તોફો બનાવીયો, તેની પાઘડી વણી કીધી તૈયાર. ચેતો-૪૫૫

હેજી, પાઘડી પીરે તો હાથે કરી,તે પાચસે ગજનો વિસ્તાર,

ગજ ગજ ઉપરે સીફત લખી, સદ્‌ગોરે અરજ વિનંતિ અપાર. ચેતો-૪૫૬

હેજી, તે પાઘડી ગોરે તૈયાર કીધી, તેના નવ છોગા રાખ્યા સાર,

તે છોગે છોગે વિનંતિ લખી, તે વિનંતિનો નવલંભે પાર. ચેતો-૪૫૭

હેજી, અરજ વિનંતી અતી ઘણી કીધી, નારી રૂપે દેખાડયો આચાર,

માતમ ના રાખ્યું મોટાઇનું, જેથી વાધે મનમાં અહંકાર. ચેતો-૪૫૮

હેજી, નારી થઇ નર ઈસ્લામશાહને ઝીતીયા, તે પીર કબીરદીન સાર,

તેણેથી સ્વામીજીએ કૃપા કરી, તેડાવ્યા પોતાને દ્વાર. ચેતો-૪૫૯

હેજી, હશનશાહ શાહ દર્ગે જઇ પોતા, નુર નકલંકીનું દીઠું સાર,

ત્યારે નુરમાં નુર સમાઇ રહ્યા, ઓળખ્યા પોતાના ભરથાર. ચેતો-૪૬૦

હેજી, શાહોજીએ બ્રહ્મા કહી બોલાવીયા,. હૃદયે રાખ્યું હેત અપાર,

ત્યારે સદ્‌ગોરજીએ વીનંતી કરી, તમે સાંભળો પરવરદિગાર. ચેતો-૪૬૧

હેજી, બેડી ભરી અમે આવીયા, નારી થઇ તમારે દ્વાર,

દુહાગણના દુઃખ સર્વ ટાળી કરી, સોહાગણ કરો ભરથાર. ચેતો-૪૬૨

હેજી, અમે નારી તમે વર સદાં, અમે સેવક તમો સરદાર,

આ તોફો તમ કાજે લાવીયા, તે કબુલ કરજો મુરાર. ચેતો-૪૬૩

હેજી, હું નારી સાદાએ તમતણી, મારા અવગુણનો નહી પાર,

તમારે ઓરડે અમ આવીયા, સ્વામી તમે બક્ષણ હાર. ચેતો-૪૬૪

હેજી, સદ્‌ગોરે સર નામી કરી, કીધી તે અરજ અપાર,
ત્યારે પાઘડી લઇ પીરે આગળ ધરી, જે માર્ગે કરી હતી તૈયાર. ચેતો-૪૬૫
હેજી, સ્વામીજીએ છેડો કાઢીયો, પોતાને હાથે બાંધ્યો દસ્તાર,
જ્યાં શીરબંધ સ્વામીજીએ બાંધીયા, ત્યારે રાજી થયા અપાર. ચેતો-૪૬૬
હેજી, ત્યારે નરજી બોલ્યા મુખ થકી, સુણો સત્ય બ્રહ્મા પુછું વિચાર,
બ્રહ્માજીશીરબંધ તમે જે લાવીયા, તેનો ન કાંઇ થાએ સુમાર. ચેતો-૪૬૭
હેજી, સદ્‌ગોરજી ત્યારે બોલીયા, તમે સાંભળો કીર્તાર,
અમે નારી સ્વામીજી અવગુણ ભરી, તમો કિર્તાર અમારા ભરથાર. ચેતો-૪૬૮
હેજી, જે નારીથી નર રીઝે નહીં, તેના અવગુણનો નહીં પાર,
ત્યારે સ્વામીજી આ તોફો બનાવીયો, નવ છોગે વીનંતી કરી અપાર. ચેતો-૪૬૯
હેજી, ત્યારે સ્વામીજીએ શીરબંધ બાંધીયું, અને પ્રસન્ન હુવા વરદાતાર,
માંગો માંગો સદ્‌ગોર સ્વામીજી કહે, ધન્ય ધન્ય તમ અવતાર. ચેતો-૪૭૦
હેજી, અમારો તમારો તન એક છે. તેમાં અંતરો નહિ લગાર,
તમને સત બ્રહ્માજી કરી સૃજિયા, તમ સેવાનો નહિ પાર. ચેતો-૪૭૧
હેજી, કૃપા તે કીધી નર ઇસ્લામશાહે, હશનશાહ શું કર્યો વિચાર ?
આજે માગો તે આલીયે, તમને ત્રુઠયા ત્રીભોવન મૂરાર. ચેતો-૪૭૨
હેજી, સદ્‌ગોર હશનશાહ બોલીયા, તમ ત્રુઠે સર્વે આનંદ સાર,
સૃજનહાર તમે સાંભળો, જ્યારે થયા તમારા દીદાર, ચેતો-૪૭૩
હેજી, અમે સ્વામીજી શરણે તમારી, જેનું નામ તે સૃજન હાર,
આ નારી તમારા નામની, તેને સોહાગણ કીધી ભરથાર. ચેતો-૪૭૪
હેજી, તમ આગળ નારીનું શું ચાલે ? બોલ્યા હશનશાહ તે વાર,
શાહો તમારા બીરદ સામું જોઇ કરી, પાવન કીધી અબલા નાર. ચેતો-૪૭૫
હેજી, માત તાત બંધવ તમે, સદાના સ્વામી મારા ભરથાર,
અમેરે બાંદી સ્વામી તમ તણી, તમે પુરુષ નિરંજન અવતાર. ચેતો-૪૭૬
હેજી, બાંએ ગ્રહી અમને ઉતારીયા, જાતી કાઢી સાહેરથી બેડી પાર,
અમારા અવગુણ સામી નાં જોયું, એ લાભ અનંત અપાર. ચેતો-૪૭૭
હેજી, મુજ નારીથી અવગુણ અતિ થયા, તે લેઇ આવી તમ દ્વાર,
મારા અવગુણ સામી નવ જોઇ, મને રાખી પોતાને દ્વાર. ચેતો-૪૭૮
હેજી, અમે ઉણિયા ચારી તમારા બંદા, મારૂં જોર ના ચાલે લગાર,

સ્વામી ગુનેગાર નારીને પાવન કીધી, તમારા ગુણનો નાંહિ પાર. ચેતો-૪૭૯
હેજી, દેવ દ્વારે અમે આવીયા, છુટયા અનંત કરોડી જંજાલ,
હીણા ખીણા બહુ ઓધર્યા, મારો જીવ છે ઉમેદવાર. ચેતો-૪૮૦
હેજી, તેને પ્રતાપે અમને બક્ષજો, નારી ના એબ અપાર,
ગુણ મારો રતી નહિ, જેથી રીઝે મારા ભરથાર. ચેતો-૪૮૧
હેજી, ત્યારે નર નકલંકે માયા કરી, મુખથી બોલ્યા સૃજન હાર,
અનંત ક્રોડી જીવ નિમ્યા આજથી, ત્રુઠયા ગુરુજી નર અવતાર. ચેતો-૪૮૨
હેજી, અનંતનો વર આપ્યો તમને, બોધ દુનિયામાં જઇ કરજો સાર,
તમ બ્રહ્મા ને અમે બક્ષિયા, અનંત કોડી લાવશો અમારે દ્વાર. ચેતો-૪૮૩
હેજી, તે જીવ અહીંયા તમે લાવશો, તે આવા ગવન નહી જાએ સંસાર,
તમ કારણ એ જીવ બક્ષિયા, તેનો તમ શિર છે બ્રહ્માજી ભાર. ચેતો-૪૮૪
હેજી, ત્યારે હશનશાહ સ્વામીજીને પાએ પડયા, વિનંતી કીધી અપાર,
ધન્ય ધન્ય સ્વામીજી તમને કહીયે, અમ નારીનું શું છે ભાર ? ચેતો-૪૮૫
હેજી, એ જીવ અમથી ન ઓધરે, સ્વામીજી કૃપા કરો કિર્તાર,
અમેરે ગુનેહગાર બહુ બંદા, તમો સાહેબ છો બક્ષણ હાર. ચેતો-૪૮૬
હેજી, સ્વામીજી એવડો ભાર અમ શિર ભર્યો, અમથી શું થાએ કિર્તાર ?
તમો મેહેર કરો સાંઇયાં, અમશિરથી ઉતારો અનંતનો ભાર. ચેતો-૪૮૭
હેજી, સદ્ગોર સ્વામીજીના ચરણેથી, ઉંચો શિર ના કર્યો લગાર,
અનંત કરોડી જીવ વિનતિ કરે, સાહેબ બોલ્યા મુખથી તેણીવાર. ચેતો-૪૮૮
હેજી, ત્યારે સાહોજી હસી એમ બોલીયા, તમે સાંભળો બ્રહ્માજી અવતાર,
અમો તમો ઘર નર થઇને આવશું, તેને સેવશે સર્વ સંસાર. ચેતો-૪૮૯
હેજી, અનાદિના સદ્ગોરજી તમે, સદ્ગોર બ્રહ્માજીનો અવતાર,
અમો વિષ્ણુ નર દાતાર છીએ, કલિયુગે મલેચ્છે થયો અવતાર. ચેતો-૪૯૦
હેજી, એ અવતારને જે જાણશે, તેને શરણ સદ્ગોરજીનો સાર,
શાહે હાથ દેઇ મસ્તક ઉચું કર્યું, વિષ્ણુ હુવા વર દાતાર. ચેતો-૪૯૧
હેજી, સદ્ગોરજી સ્વામીજીને કહે, મસ્તક ઉંચો કીધો તેણી વાર,
ભાર ત્રણ ભોવનનો શિર ધર્યો, અમ કીડીનો સો વિસ્તાર ? ચેતો-૪૯૨
હેજી, અમ કીડીથી નવ ઉપડે, સ્વામીજી ત્રણ ભોવનનો ભાર,
અમેરે ગુનેહગાર ઉણિયા આચારી, સ્વામીજી તેનો કહું વિચાર. ચેતો-૪૯૩
હેજી, અનંતનો વર આપીયો, આગલ કઠણ કલિ કાલ,

તે માંહે દશાંશ કોણ દેશે ? ને દાનદેશે પુરે વ્યવહાર ? ચેતો-૪૯૪



હેજી, કોણ અવતાર પાત્રને માનશે ? કોણ કરશે સદ્ગુરુની સંભાળ ?
કોણ જીવ ક્રિયાના પુરા હશે ? કોણ નિંદા જુઠ શું રેહેશે નિરાધાર ? ચેતો-૪૯૫
હેજી, કલિયુગનાં જીવ થાનકે પોતા, અમારા બાપ દાદાથી રાખ્યો વ્યવહાર,
કેવા જીવ કલિમાં બાકી રહ્યા ? જેનો અમ શિર રાખ્યો ભાર, ચેતો-૪૯૬
હેજી, અમ ગુનેગારથી નવ ઉપડે, આ કલિના જીવોનો ભાર,
એ અસતિયા ઉણિયાચારી, એના મન થર નહિ રેહશે લગાર. ચેતો-૪૯૭
હેજી, જુઠો આ કલિયુગ કહીયે, તેમાં જુઠા તે જીવ અપાર,
આ જુગમાં અમને મૂકતાં, કેમ કરી ઓધરશે સંસાર ? ચેતો-૪૯૮
હેજી, ઉણિયાચારી જીવ ઉગર્યા, સતીયા સ્વર્ગ સધાર્ય સાર,
જીવને પરબોધ કેવો લાગશે ? જેના મનમાં રેહેમ નહિ લગાર. ચેતો-૪૯૯
હેજી, કલિયુગ સંઘે જેજીવ રહ્યા, તે કરશે કુબુદ્ધિનો આચાર,
ધર્મ બુદ્ધિએ નહી ચાલશે, નિંદા જુઠ શું રાખશે વ્યવહાર. ચેતો-૫૦૦
હેજી, સાડીઓગણિ વશા પાપના, અધમ વશો ધરમનો સાર,
કલિયુગ કઠણ એવો ઉપન્યો, તેમાં કોણ ચાલશે ધર્મ આચાર. ચેતો-૫૦૧
હેજી, સંસાર સઘળો ભમે જાહુમાં, તેના જુઠા ક્રિયા આચાર,
જુઠા જુઠી સોબતે બેસશે, તે આપ મુરાદી મનહઠી અપાર. ચેતો-૫૦૨
હેજી, ત્યાં સૌ મળી ધર્મ ખંડિત કરશે, એવો યુગતણો આચાર,
તે જીવને ધર્મ કેવો લાગશે ? સીધું બોલતાં કરે અહંકાર. ચેતો-૫૦૩
હેજી, એવો સંસાર બાકી રહ્યો, સ્વામી તેનો અમશિર રાખ્યો ભાર,
સંસાર ધાશે પાખંડને, ભૂત ભક્તિ શું રાખે વ્યવહાર. ચેતો-૫૦૪
હેજી, સત્યની વાત સમજે નહિ, ભૂત ભક્તિ શું રાખે પ્યાર,
તેમાંહે જેઉપર તમ કૃપા કરો, તે જીવ આવશે તમારે દ્વાર. ચોત-૫૦૫
હેજી, સદ્ગોરને સ્વામીએ એમ કહ્યું, તમે સાંસોમ ધરશો લગાર,
અમો અમારા જીવ ઓળખી લેશું, હમે તમ ઘર બેઠા સાર. ચેત-૫૦૬
હેજી, કઠણ પોરે જે જીવ ચેતશે, તે રાખશે જીવ તણો વિચાર,
તે જીવનું સત અમે રાખશું, તે ના ઘટે નહિ ઉપજશે કાલ. ચેતો-૫૦૭
હેજી, તેને આઠે પોર ચિંતા જીવની, રાખશે એ ઘટમાં વિચાર,
સત્ય ધર્મ તેને સૂજશે, તે નહિ મેલે ધર્મ આચાર. ચેતો-૫૦૮
હેજી, એ જીવ તમ શરણે આવશે, તમ ગતમાં મલશે નિત્ય,

એ જીવ હક હલાલ ઓળખી લેશે, ખરી કસોટીએ પાલશે સત્ય, ચેતો-૫૦૯



હેજી, હલાલ કમાઇ તેને સૂઝશે, નહિ કરે જુઠ નિંદાનો આહાર,

કઠણ વેળા કલિયુગ તણી, તેનાં મન થર રહેશે સાર. ચેત-૫૧૦

હેજી, કલિયુગ કઠણ ઉપન્યો, કુડ કપટે બંદાનો વ્યવહાર,

સતી જીવ સતે ચાલશે, તે આવશે આપણે દ્વાર. ચેતો-૫૧૧

હેજી, જે જીવ નિત્ય ગતમાં મલશે, સુખ દુઃખ દિલમાં નહિ રાખે લગાર,

દુઃખ સુખ દેહી સાથે મઢીયા, જેમ અન્ન પાણીનો અહાર. ચેતો-૫૧૨

હેજી, સતી જીવન તો કસણી ઘણી, જગતનો એવો વ્યવહાર,

હરામ હલાલ ઓળખી જે ચાલશે, પારકી આશ ન કરશે લગાર. ચેતો-૫૧૩

હેજી, તે જીવ પાખંડ શું પ્રિત નહિ રાખે, જુઠી મિજલસ શું નહિ રાખે વ્યવહાર,

અરી પરી કેની કરશે નહિ, ધંધામાં રહેશે હુંશિયાર. ચેતો-૫૧૪

હેજી, દને ધંધો કરે પેટનો, જપશે દમે દમે સૃજન હાર,

હક કમાઇએથી તે આલશે, ગોરને દેશે દશાંશનો આહાર. ચેતો-૫૧૫

હેજી, કેની નિંદા બદ્‌ગોઇ કરશે નહિ, ગોર નર શું રહે પુરો વ્યવહાર,

તે જીવ અમઘર આવશે, તેની નિંદા કરશે સર્વ સંસાર. ચેતો-૫૧૬

હેજી, તેના ઇકોતેર સોપરીયા માઇ બાપના, સાત પેઢી સાસરીનીસાર,

તે લઇ અમરાપુરે મહાલશે, ખરા દશાંસી શુક્તિવંતા સાર. ચેતો-૫૧૭

હેજી, સતના ધર્મે આ જુગ માંહે, આપશે એક કણ સાર,

તેનું સવા લાખ ઘણેરૂ લેશે, આપણા માંથે નહિ કોંઇ ભાર. ચેતો-૫૧૮

હેજી, જે દેશે સતીજીવ ધર્મ શું, તેનું તલભાર ન જાશે લગાર,

સુપાત્રે દાન તો બહુ ફલે, સવા લાખ ઘણેરૂ સાર. ચેતો-૫૧૯

હેજી, અમરાપરી મા તે ઘર ચણાવશે, તેમાં હીરા જડિત્ર અપાર,

સુવર્ણ ઇંટે ઘર ચણીયા, ગારા કસ્તુરીના સાર. ચેતો-૫૨૦

હેજી, હુરાં પંચાસતે ઘરમાં રાખશે, તેનો એક તે થાશે ભરથાર.

પચાસ પુત્ર તે જીવના થાશે, ફર્માની આગળ રમશે બાળ. ચેતો-૫૨૧

હેજી, પચાસ મલાયક હજુરમાં, ફર્માની રહેશે એ ઘર મોઝાર,.

તે તો આસન આલીને ઉભા રહેશે, સહેલ કરશે સ્વર્ગ મોઝાર. ચેતો-૫૨૨

હેજી, અમને તમને જે જીવ ઓળખશે ? તે અમરાપુરી પામસે સાર,

દશાંશી સુક્રિતે સદ્‌ગોર મુખી, તેને કલિયુગ નહી લોપે લગાર. ચેતો-૫૨૩

હેજી, સત્ય ધર્મ જે જીવ ચાલશે, તેને આવા ગમન નહીં સંસાર,

( ૩૬૩ )

બ્રહ્મા ને સત્ય કરી માનશે, ઓળખે હાજર જામો અવતાર. ચેતો-૫૨૪
હેજી, એવા ધર્મે અમરાપુરી આપશું, આપશું આખરતી દીદાર,

આવા સુખ જેને નહીં ગમે, તેનું આપણ સાથે નહીં વ્યવહાર. ચેતો-૫૨૫
હેજી, સુપાત્રે દાન જે આલસે, સદ્‌ગોર સાંભળો તેનો કહું વિચાર,
તે સ્વર્ગ તેવા પામશે, જે રાખ્યા મહેરૂ પર્વત મોઝાર. ચેતો-૫૨૬
હેજી, તે સ્વર્ગ માંહે તેવા ઉતરશે, જુઠા ગોરને દીધા છે દાન અપાર,
તે તો સ્વર્ગ ભોગવી પાછા આવશે, તે લેશે દુનીયામાં અવતાર. ચેતો-૫૨૭
હેજી, જેણે દુનીયામાંજેવા ધર્મ કીધા, પાછો તેવો લેશે અવતાર,
તે તો જઈ પડશે ચોરાસીમાં, તેના દુઃખનો નહિ આવે પાર. ચેતો-૫૨૮
હેજી, ત્યાં ધર્મ અવતાર તેને આલસે, ચારે ખાણીમાં લેસે અવતાર,
એકવીસ લાખ અવતાર એક ખાણના, એ ભોગવશે દુનિયા મોઝાર. ચેતો-૫૨૯
હેજી, આતે જીવ તોબા તોબા કરે, ત્યાં નહીં કોઈ છોડાવણ હાર,
તે ફેરા ફરસે લક્ષ ચોરાસી તણા, નર ઓળખ્યા વિના જાસે ઘોર અંધાર. ચેતો-૫૩૦
હેજી, એવા અવતાર કોણ છોડાવે તમ વીના, સદ્‌ગોર હશનશાહ કહે સાર,
અમે બંદા ગુનેગાર તમતણા, તમારી કુદરતનો નાલંભે પાર. ચેતો-૫૩૧
હેજી, ત્યારે સદ્‌ગોર લાગ્યા ધ્રૂજવા, વીનંતીઓનો નહી સુમાર,
અન્નંત ક્રોડી જીવ કેમ ઓધરે, કલીયુગ કઠણ જમાનો સાર. ચેતો-૫૩૨
હેજી, તે લક્ષ ચોરાસીમાં કોણ આવશે ? સદ્‌ગોર પુછે તેનો વિચાર,
આ સૃષ્ટી સ્વામી તમ તણી, સર્વોના તમે છો સૃજન હાર. ચેતો-૫૩૩
હેજી, માતા તાતના જે બાળકો, તેમાં વહાલું વેરીનહીં છે પરિવાર,
અદકું ઓછું એમાં કોઈ નહીં, તેતો તમતણો છે પરિવાર. ચેતો-૫૩૪
હેજી, સ્વામી સૃષ્ટિનાં સૃજનહાર છો, તમો માત તાત બંધવ મોસાલ,
કુટુંબ કબીલો સ્વામી છો તમે, તમ વિના નહિ કોઈ રખવાલ. ચેતો-૫૩૫
હેજી, માયા તમારીથી કેમ છુટીએ, સ્વામી ટાળો સર્વેના જંજાલ,
તમે તમારા બીરદ સામી જુઓ, ન જુઓ અમ અવગુણ સાર. ચેતો-૫૩૬
હેજી, હિન્દુ મુસલમાન સંસારમાં, સૌના તમે સૃજન હાર,
વ્હાલું વ્હેરી તમારે ક્રોઈ નહિ, સર્વના રોજીપુરણ હાર. ચેતો-૫૩૭
હેજી, સર્વના અવતાર તમથકી, તેમાં નહિ ઓતમ મદ્ધમ સંસાર,
જીવોની રક્ષા તમથકી, તમ કૃપાએ ઓધરે નરને નાર. ચેતો-૫૩૮
હેજી, સ્વામી તમ નર આદે અંતના, અમે નારી સર્વે સંસાર,

સોહાગ તમ શું અમે પામીયા, દોહાગણ આ સંસાર. ચેતો-૫૩૯

હેજી, ઓત્તમ સદ્‌ગોરજી કહીયે, ધર્મે ઓત્તમે ઓત્તમ આચાર,

આ જુઠ નિંદા જેને પરહરી, નમી ખમી ચાલે સંસાર. ચેતો-૫૪૦
હેજી, નમણી ખમણી સર્વને પ્યારી, જેથી રીઝે સર્વ સંસાર,
તેનુજશ બોલાએ લોકમાં, કોઇ કથણી ન કરે જુગ મોઝાર. ચેતો-૫૪૧
હેજી, જેની વાણી મીઠી દુનિયા માંહે, હશે તે ધર્મે આચાર,
તેને દુનીયા બુડાડસે નહિ, તે પર રાજી હોસે સૃજન હાર. ચેતો-૫૪૨
હેજી, જે જીવ શીળ સંતોષિ ક્ષમાવંતા, નીચી દ્રષ્ટે ચાલણ હાર,
એણે આચારે ઉત્તમ જાણીયે, સર્વ કુટુંબનો ખેંચે ભાર. ચેતો-૫૪૩
હેજી, ક્રીયા ચાર તે જીવ પુરા, ધર્મ માર્ગે રાખે અતી પ્યાર,
તેના હૃદય કમલ નહીં ડોલશે, જે ઓળખશે હાજર જામો અવતાર. ચેતો-૫૪૪
હેજી, એણે આચારે મિત્ર થાશે આપણો, તેને દોહલું ન થાશે લગાર,
અમરાપુર તે જીવ પામશે, તે કલિયુગ ઉતરશે પાર. ચેત-૫૪૫
હેજી, ભૂડે કામે તે જીવ ચલાવશે, નવ પાલે તે ક્રિયા આચાર,
તે પોતે બૂડી બીજાને બૂડાડશે, તે પામશે મદ્ધમ અવતાર. ચેતો-૫૪૬
હેજી, એણે આચારે મધ્યમ જાણીયે, જુઠ નિદા કપટ શું વ્યવહાર,
તેને ધર્મ આચાર સૂજે નહીં, તે તો જાશે નર્કને દ્વાર. ચેતો-૫૪૭
હેજી, ધર્મ દેતાં ઝગડો માંડશે, ભઠ પડયો તેનો અવતાર,
પોતે પુને પુરા નહી, બીજાને કરાવશે બહાર. ચેતો-૫૪૮
હેજી, પિંડ પોતાને સારે નહીં, તેમાં બીજાનો લેશે ભાર,
આખર વેળા જ્યારે આવશે, ત્યારે તેને બાંધી દેશે માર. ચેતો-૫૪૯
હેજી, તેને મારતાં મારતાં કયામત થાશે, ત્યાં બહુ કરશે પોકાર,
તેને આડે કોઇ આવે નહીં, માઇ બાપ કુટુંબ પરવાર. ચેતો-૫૫૦
હેજી, સગા સાગવા સંસારમાં, કોઇનો જોર ત્યાં ન ચાલે લગાર,
અજાણ થઇ પોતાના કર્યા, લીધો પોતા માથે તેનો ભાર. ચેતો-૫૫૧
હેજી, દુનિયામાં પોતાના કરી રાખશે, આગળ કઠણ છે દરબાર,
ગોર કહે સત્ય વિના નહિ છુટશો, આખર જાશો તે ઘોર અંધાર. ચેતો-૫૫૨
હેજી, એણે આચારે જીવ શત્રુ આપણો, સદ્‌ગોર કહે નિર્ધાર,
અહીં જે સત્પંથ ભાંગશે, તેની કોઇ નહિ કરશે વહાર. ચેતો-૫૫૩
હેજી, શત્રુ જે સદ્‌ગોરને જાણે નહિ, ચાલે અધર્મે આચાર,

ગુરૂ લોપી તે મહા પાપી, જેના હૃદયમાં ઉપજે કાલ. ચેતો-૫૫૪
હેજી, તેને મદ્ધમ ચંડાલ કરી જાણજો, તેનું મુખ દીઠે દોશ અપાર,

તેણે માત તાત સર્વ બૂડાડિયા, જેણે ન ઓળખ્યો હાજર પાત્ર અવતાર. ચેતો-૫૫૫
હેજી, જે અવતાર પાત્રને ઓછો કરી માનશે, રાખે જો એવા વિચાર,
એ માણસ રૂપે બેઠા મલેચ્છમાં. એવા કેમ હોએ કિર્તાર. ચેતો-૫૫૬
હેજી, તેને કિર્તાર કદી માનશે નહિ, દશાંશ દેતાં રોસ કરશે અપાર,
દાન લેતે અલ્લા કેવો, અલ્લાહ સર્વનો રોજી પુરણહાર. ચેતો-૫૫૭
હેજી, એણે આચારે મધ્યમ થાશે, તેનું મન થર નહિ રહે લગાર,
આ માયા ખોટી કલિયુગ તણી, તેને નહિ ઓળખે મૂર્ખ ગમાર. ચેતો-૫૫૮
હેજી, જેના પૂર્વ પુનઃ પુરા નહિ,તે વખોડશે શ્રી હરિને અવતાર,
હરિને નિંદે તે માણસ નહિ, નિંદકે ખોટો મનુષ્ય અવતાર. ચેતો-૫૫૯
હેજી, મહા અમુલ્ય પદાર્થ મનખો, એ મનખો નહિ આવે વારોવાર,
લક્ષ ચોરાસી ભોગવી ઉતરે, ત્યારે પામે એક મનુષ્ય અવતાર. ચેતો-૫૬૦
હેજી, આઠ અવતાર મનુષ્યના આ યુગમાં, કરણી એ ઓત્તમ મધ્યમ સાર,
તેમાં અવતાર પાત્ર જે નાં ઓળખે, તે જાશે નર્કને દ્વાર. ચેતો-૫૬૧
હેજી. સંસાર સગલો થાશે પાખંડી, ધર્મ વેલા કરશે નિદા અપાર,
દશાંશ તેની સદ્‌ગોર મુખે ક્યારે પોહોંચે ? તે તો જાશે ક મુખે આહાર. ચેતો-૫૬૨
હેજી, ધર્મ જેનું સદ્‌ગોર મુખે નહિ, તેને તેવી બરકત સાર,
જેના પૂર્વ પુનઃ સાચા નહિ, તે કેમ ઓળખે પાત્ર અવતાર. ચેતો-૫૬૩
હેજી, મનુષ્ય અવતાર તે તો ઉત્તમ કહીયે, એ રૂપ બ્રહ્મા વિષ્ણુ માંહેશ્વર સાર.
તેવો મનખો દીધો સંસારમાં, તેના ગાફલ ન કરશે વિચાર. ચેતો-૫૬૪
હેજી, પૂર્વની કરણીએ આવીયા, આવ્યા તે મનુષ્યા અવતાર,
જેની બુદ્ધિ સીધી સૂર્તા નહિ, તેના માથે ભર્યા છે ભાર. ચેતો-૫૬૫
હેજી, સદ્‌ગોરજી જુગમાં જઇ વાણી કરો, અનંત ક્રોડીને આલજો ધર્મ,
અમને તમને જે ઓળખશે, માનશે તે પુરે મર્મ ચેત-૫૬૬
હેજી, ત્યારે હશન કબીરદીન બોલીયા, સાંભળો સૃજન હાર,
કલિયુગ કઠણ એવો પરવર્યો, તમ વિનાબોધ ન ચાલે લગાર. ચેતો-૫૬૭
હેજી, કૃપા કરી સ્વામીજી બોલીયા, તમે સાંભળો સદ્‌ગોરજી વિચાર,
અમે તમ ઘર આવશું, તેનો સાંસો મધરજો લગાર. ચેતો-૫૬૮
હેજી, અનંત ક્રોડી જીવ નીમશો, તેમાં અડતાલીસ ક્રોડ આવશે સાર,

( ૩૬૬ )

તેનાં માલિક તમો સદ્‌ગોરજી, તમારી કરણીનો નહિ પાર. ચેત-૫૬૯
 હેજી, મહાદન જ્યારે આવશે, ત્યારે તમે સર્વ ના થાશો સરદાર, 
અરબી રૂપ થાશે તમ તણુ, સાચા જુઠાનો થાશે વિસ્તાર. ચેતો-૫૭૦
હેજી, તમ ઘર પીર ઈમામશાહ બાલ, જે મહા બ્રહ્મા અવતાર,
તે ઘર અમો નર મહંમદ થઈ આવશું, તેનો કોલ આપું નિર્ધાર. ચેતો-૫૭૧
હેજી, કોલ લેઇ સદ્‌ગોરજી સીધાવીયા, ગોરે ધર્મ દીધો સંસાર,
પ્રથમ ઉંચ માહે ચલાવીયા, ત્યાં બોધ ચલાવ્યો સાર. ચેતો-૫૭૨
હેજી, ત્યાં જઈ નરજીનાં વચન સંભળાવીયા, ધર્મ ચલાવ્યો સાર,
શાહ દર્ગે દીઠું જેટલું, તેનો હશન શાહે કર્યો પોકાર. ચેત-૫૭૩
હેજી, સ્વામીએ અમને ઓળખાવીયા, નારી થઈને રહ્યા દ્વાર,
એને અમ જેવી નારીયું ઘણી, સ્વામીજી સૌના ભરથાર. ચેતો-૫૭૪
હેજી, નર ન કલંકને અમે ભેટીયાં, ત્યાંકુદરત દીઠી અપાર,
કોલ સાહેબજીનો સંભળાવીયા, એ ઘર વિના ભૂલશે સંસાર. ચેતો-૫૭૫
હેજી, એ ઘર દાન દીજે હેત શું, તેમાં શંકા ન આણે લગાર,
એ નરનું દિદાર અમે પામીયા, તે છે સર્વ સૃષ્ટિનો સૃજનહાર. ચેતો-૫૭૬
હેજી, હમ દુહા ગણને લઈ સોહાગણ કરી, અનંતનો પહેરાવ્યો શણગાર,
તે કારણઅમને મૂકીયા, સ્વામીએ કૃપા કીધી અપાર. ચેતો-૫૭૭
હેજી, સ્વામીજીના વચન તમને કહ્યા, અમે સાંભળ્યા શાહોનો દરબાર,
તેમને વચને જે જીવ ચાલશે, તેના ટલશે સરવે જ જાલ. ચેતો-૫૭૮
હેજી, પ્રથમ પહેલું એમ કહ્યું, તેનો તમને કહું વિચાર,
આદ્ય નિરંજન અલી એક છે, મુજ નારીનાં ભરથાર. ચેતો-૫૭૯
હેજી, હશનશાહ વાણી કરો, આપજો સત્પંથ ધર્મ સાર,
પાંચ, સાત, નવ, બાર જે ઓધર્યા, તેઓની જઈ કરો સંભાળ. ચેતો-૫૮૦
હેજી, અનંતનો વર અમને આલીયે, અડતાલીશનો કહ્યો છે વિસ્તાર,
સત્ય ધર્મે જે જીવ ચાલશે, તેને સ્વામી રાજા લેશે ઉગાર. ચેતો-૫૮૧
હેજી, સતી જીવ સત્ય ધર્મે ચાલજો, તો ઉતરશો પર લે પાર,
આ દશ અવતાર સ્વામીનાં પૂરા થયાં, હવે નથી અગીયારમો અવતાર. ચેતો-૫૮૨
હેજી, છેલ્લો અખાડો કલિયુગ તણો, શાહો ઓળખ્યા તે પામ્યા પાર,
અમને, તમને, સર્વ જગતને સૃજીયા, અને ઓલખ્યા વિના નહિ જાએ જંજાલ. ચેતો-૫૮૩
હેજી, મારો તમારો કોલ છે, ઋષિવરો કહું વિચાર,

આલ અલી તે શ્રી ઈસ્લાલશાહ કહીયે, તે શ્રીનરઅલી મહંમદશાહ અવતાર. ચેતો-૫૮૪

 હેજી, હવે પ્રગટ અવતાર આગળ નહિ, એ નરનો ગુપ્ત ચાલસે પરવાર, 

તેને સંસાર નહિ ઓળખે, નહિ માને પાત્ર કરી અવતાર. ચેતો-૫૮૫

હેજી, હવે અમે તે સહી કરી માનીયું, આદ નિરંજન અવતાર,

તે નુરનાં પગલાં અમે નિર્ખિયાં, તે શ્રી નર મહંમદશાહ અલી સાર. ચેતો-૫૮૬

હેજી, અમારે વચને જે જીવ ચાલશે, તે તો એ ઘર મેલી નહિ જાશે બહાર,

એ નર મહંમદશાને અલ્લાહ કરી માનશે, તેમાં શંકા ન આણસે લગાર. ચેતો-૫૮૭

હેજી, પશ્ચિમ દેશ એરા ખંડમાંહે નર હતા, ને ત્યાં ધર્યા હતા અવતાર.

તે હાજર જામો મુજ ઘરમાં આવીયો, તે નર મહંમદશાહ અલી અવતાર. ચેતો-૫૮૮

હેજી, અમ ઘર દશાંશ ધરમ આલજો, નહિ તો જાશે ઘોર અંધાર,

જુઠ નિદાં કોની માં કરજો, મા કરજો લગાર. ચેતો-૫૮૯

હેજી, હક કમાઈ ખાજો પેટમાં, આછા ધંધા કરજો નરને નાર,

અજંપા જાપે ઓધરસો, ઓળખજો નર મહંમદશાહ અવતાર. ચેતો-૫૯૦

હેજી, એને ઓળખ્યા વિના નહિ છુટસો, કોલ દીધો ઈસ્લામશાહ દાતાર,

સદ્ગોર વચને જે જીવ અમને ઓળખશે, તેજીવ આવશે અન્નંત મોઝાર. ચેતો-૫૯૧

હેજી, અનંતનો તારણ તે નર મહંમદશાહ કહીયે, જે કોલે બંધાયા હમારે સાથ,

એ નરની નિંદા કરશે, નિંદા કરશે જગત સંસાર. ચેતો-૫૯૨

હેજી, એક બીજાને ઉથાપશે, અને ખોટા તે દેશે આલ,

ઘરો ઘર જઈ વાતું કરશે, તેના મનથી નહિ રહે લગાર. ચેતો-૫૯૩

હેજી, આ કલિયુગમાં એવા જીવ ઉપજશે, પોતે ડુલે બીજા ડુલાવશે સાર,

સદ્ગોરનાં વચન ઉથાપશે, તે પોતા તણે વિચાર. ચેતો-૫૯૪

હેજી, સદ્ગોર ધર્મ દેઈ દેખાડિયા, તે ગોરની ચાડી કરશે અપાર,

તેના પૂર્વ પુનઃ સાચા નહિ, તે કેમ ઓળખે શ્રી અલી અવતાર ? ચેતો-૫૯૫

હેજી, ત્યારે સંસાર સર્વ થાશે પાખંડી, તે ગીત નાદ કથા પર ધરશે પ્યાર,

અહીં દુનિયા તેને કેડે પડશે, તેનો વારો હતો દ્વાપર યુગ મોઝાર. ચેતો-૫૯૬

હેજી, તે જીવ કામી ક્રોધી લાલચુ, સ્વાર્થ લૂટે છે સર્વ સંસાર,

તેને પોતાની પીઠ સૂજે નહિ, બતાવે બીજા ધર્મના આચાર. ચેતો-૫૯૭

હેજી, બધી દુનિયા એવી થાશે, જે નવ ઓળખે કુડા આચાર,

જુઠું બોલી મીઠું ખાશે, તેનો માનસે સર્વ સંસાર. ચેતો-૫૯૮

હેજી, એવા પાખંડે તે જીવ ચાલશે, ગોર નરની લાજ ન આવશે લગાર,

એવા ગોરનું કેવું ચાલશે, જે થઇ બેસશે પોતે કિર્તાર. ચેત-૫૯૯

 હેજી, સર્વ પાખંડ આ યુગ તણા, સાચ જુઠનું થાશે નિસ્તાર, 

અધર્મે કરી યુગ પુરો થાશે, ત્યારે મેહેંદી થાશે અશ્વાર. ચેતો-૬૦૦

હેજી, એવી વેલામાં ચેતીને ચાલશે, સત્પંથ માર્ગે રહેશે હુંશિયાર,

કાનેથી વાત કેની નહિ સાંભળે, નિંદા જુઠ શું નહિ રાખે વ્યવહાર. ચેતો-૬૦૧

હેજી, ચરપટ ચાળા દેખી આ યુગ તણા, ન ભૂલજો સર્વ સંસાર,

નબીજી યુગમાં અવતાર પાત્ર છે, એથી ઓતળ્યા તે જાશે નર્ક મોઝાર. ચેત-૬૦૨

હેજી, નર મંહમંદશાહ અવતાર અલી તણો, ને ઇમામશાહ નબી મહંમદ અવતાર,

તેમને ઓછા કરીને માનશે, તેનો એળે ગયો અવતાર. ચેતો-૬૦૩

હેજી, એ ઘરની ઉમ્મેદ રાખજો ઋષિવરો, જ્યાં હોવ ત્યાં સેવજો સાર,

સદ્ગોર હશનશાહે એ ઘર બતાવ્યું, તેમાં હે સાંસો મધરજો લગાર. ચેત-૬૦૪

હેજી, સદ્ગોર ભૂલ્યા તમે ભૂલ્યા, સદ્ગોર ઝીતે તેમને વધાઇ અપાર,

બીજો ગોર તે સદ્ગોર નહિ, તે વાતનો રાખજો વિચાર, ચેતો-૬૦૫

હેજી, કાયમ શ્રી અલીમહંમદશાહ નર છે, તેમનો કલિ સંઘ નકલંક અવતાર,

એ નરને ઓળખી ઓળખાવિયા, અમારે તમારે જાવું નકલંકદ્વાર. ચેતો-૬૦૬

હેજી, શ્રી નકલંક સુખી તો આપણે સુખી, એને દુઃખે આપણને કાંઢી વિચાર,

તે માટે ઋષિવરો સદ્ગોર કહે, નકલંક ચરણે રહેવું નિર્ધાર. ચેતો-૬૦૭

હેજી, નિશ્ચે કરી સેવો સ્વામી આપણો, શ્રી નર મહંમદશાહનો અવતાર,

એણે આગળ અનેક જીવ ઓધારીયા, આપણી કરશે એ સંભાળ. ચેતો-૬૦૮

હેજી, આ ગોરને મેલી બીજે સેવા કરશે, તેનું આગળ માન નહિ રહેશે લગાર,

સદ્ગોર વિના બીજી જુઠી સેવા, જુઠા ગુરૂ જુઠા ધર્મા આચાર. ચેતો-૬૦૯

હેજી, સદ્ગોર મલ્યા તમને મુનિવરો, ધર્મ ખંડિત માં કરશો લગાર,

તેની પરિક્ષા પડશે આગળે, જ્યારે મહાદન પુંછાશે સાર. ચેતો-૬૧૦

હેજી, ધર્મે જે જીવ પુરા હશે, દશાંશ શુક્રીત નહિ ખડે લગાર.

તે જીવ સર્વ ત્યાં જાશે સાચ શું, તે શાહો કરશે નીર્ધાર. ચેતો-૬૧૧

હેજી, જ્યારે મહાદનનું મંડાણ થાશે, ત્યારે થાશે હલહલ કાર,

તેરે વેલા થાશે ઘણી દોહેલી, જેના ગુરૂ જુઠા તે ખાશે ત્યાં માર. ચેતો-૬૧૨

હેજી, ત્યારે તખ્તે કાયમ સ્વામી બેસશે, જે અલી નકલંક અવતાર,

તેનું તેજ તપ બહુ વાધ શે, થાશે આરબી અલી વર દાતાર. ચેતો-૬૧૩

હેજી, ધરતી થર થર ધ્રૂજશે, આશમાન ન કંપશે અપાર,

પીર પેગમ્બર ખડા ધ્રૂજશે, ત્યાં આપ આપણી પડશે જંજાલ. ચેતો-૬૧૪
 હેજી, ગુનેગાર શીર લેખું થાશે, તે લેશે સ્વામી રાજા સંભાર, 
સાચ જુઠનાં પડશે પારખા, ઋષિવરો કહું છું પોકાર. ચેતો-૬૧૫
હેજી, ધન્ન ધન્ન અવતાર પાત્રને, સ્વામીએ આલ્યો આપણને દીદાર,
તેથી સેવાથી ન ચુકો ઋષિવરો, એના ચારિત્રનો નહિ પાર. ચેતો-૬૧૬
હેજી, સદ્‌ગોરે એમ સંભળાવીયું, મુનિવર રાખજો હૃદયમાં વિશ્વાસ,
એમ કરતાં જે જીવ નર્કે જાશે, તેના સદ્‌ગોર હશનશાહ માથે નહિ ભાર. ચેતો-૬૧૭
હેજી, આવું સાંભળી સતે નહિ ચાલશે, ઓળખશે નહિ હાજર જામો અવતાર,
તે જીવ પીસ્તાલીશ ભેળા થાશે, તેની સદ્‌ગોર નહિ કરે સંભાલ. ચેતો-૬૧૮
હેજી, આપીસ્તાલીસે ધર્મ ખંડિત કર્યા, તે ચાલ્યા ઘોર અંધાર,
જેણે દશાંશ દેતા ચિત્ત ડોલાવિયા, ન ઓળખ્યા હાજર પાત્ર અવતાર. ચેતો-૬૧૯
હેજી, ગોરનાં ચરિત્ર દેખી ભૂલશે, ગોર ઉપર નહિ આણે ઈત્બાર,
મૂર્ખ માણસ રૂપે કરી જાણીયું, ગુરૂ વચને ન રહ્યા થર લગાર. ચેતો-૬૨૦
હેજી, ધન્ન ધન્ન ગોર હશનશાહ કહીયે, ધન્ન ધન્ન ઈસ્લામ શાહ અવતાર
આ ધન્ન ધન્ન તે જીવને કહીયે, જેણે ઓળખ્યા સત્પંથ મોઝાર. ચેતો-૬૨૧
હેજી, ધન્ન ધન્ન સદ્‌ગોરની આલને, તેમનો સદ્‌ગોર ઈમામશાહ પરવાર
સદ્‌ગોર હશનશાહ સુત પીર ઈમામશાહ, જેણે બોધ્યા મુરીદ અપાર. ચેતો-૬૨૨
હેજી, એ સદ્‌ગોરનાં વચન સત્ય કરી જાણજો, એમાં અસત્ય નહિ લગાર,
એમ કરતાં જીવ ડોલશે, તેની કૃત કમાઈ સાર. ચેતો-૬૨૩
હેજી, ધન્ન ધન્ન પીર સુદરદીન, તેમના હશન કબીર દીન પરવાર,
તેમનાં સદ્‌ગોર ઈમામશાહ, આખરત વેલાનાં સરદાર. ચેતો-૬૨૪
હેજી, આ જ્ઞાન ભાંખ્યું સદ્‌ગોર ઈમામશાહે, મુમન ચેતામણી સાર,
વચને વચને કહી સંભળાવીયા, મુનિવર રાખો હૃદયમાં સાર. ચેતો-૬૨૫
હેજી, સર્વ બંદા શાહોજી તણા, તેની સામર્થનો નહિ પાર,
આજ નર મહંમદશાહ અલી આવીયા, સૌને જાવું એને દરબાર. ચેતો-૬૨૬

## શ્રી મન'હર જ્ઞાન

સદ્‌ગુરુ સાહેબને કરૂં સલામ, સમરૂં એક નિરંતર નામ. ॥૧॥
સાંઈ સમરી નિત્ય જ્ઞાને મલીયે, સઘલા મનના કુલક્ષણ ટાલીયે. ॥૨॥
ગુરૂ વચન તે સ્થિર થઈ સુણિયે, સદ્‌ગુરૂ બોધ તે પ્રેમે ભણિયે. ॥૩॥
ચંચલ મન તો થર થાએ, રૂષિવર કરવો સમરણ ઉપાએ. ॥૪॥



**Real Patidar <mail@realpatidar.com>**

# Series 17 -Gujarati Dictionary -Jodni Kosh -Meaning of Satpanth and Sanatan / ગુજરાતી જોડણી કોશ -સતપંથ અને સનાતન શબ્દ નો અર્થ.

**Real Patidar <mail@realpatidar.com>** **Tue, Jul 20, 2010 at 12:48 AM**
To: group@realpatidar.com, realpatidar@googlegroups.com

20-Jul-2010
Hello / ભાઈઓ,

ગુજરાત વિદ્યાપીઠ અમદાવાદ દ્વારા બહાર પડેલી Dictionary જોડણી કોશ માં જણાવેલ "સતપંથ" શબ્દ નો અર્થ જુવો અને "સનાતન" શબ્દ નો અર્થ જુવો.
Gujarat University had published a dictionary for Gujarati language, which has meaning of the word "Satpanth" and "Sanatan"

આ જોડણી કોશ ને આપણા દેશ ના રાષ્ટ્ર પિતા મહાત્મા ગાંધી ના પણ આશીર્વાદ મળ્યા છે.
This dictionary enjoys the blessings of the father of our nation, Mahatma Gandhi.

આ જોડણી કોશ માં એમ ચોખું લેખ્યું છે કે સતપંથ એટલે ખોજા મુસલમાન નો એક પંથ. (તમારી જાણ માટે ખોજા મુસલમાન, નીઝારી ઈસ્માઈલી ધર્મ પળે છે.)
This dictionary clearly mentions that Satpanth is a sect of Khoja Muslims. (For your information Khoja muslims follow Nizari Ismaili Religion)

તમારી જાણ ખાતર, એ જોડણી કોશ ના પાના (જેમાં મહાત્મા ગાંધી ના આશીર્વાદ નું પાનું પણ છે),આ email સાથે જોડેલા છે. તેમજ તમે આ લીંક http://issuu.com/patidar/docs/series_17_-attachment_1_-jodni_kosh_-gujarati_dict પર પણ વાંચી શકશો.
I have attached the relevant pages of the dictionary, including the pages which mentions the blessings of Mahatma Gandhi. You can also find these pages in this link http://issuu.com/patidar/docs/series_17_-attachment_1_-jodni_kosh_-gujarati_dict

આ જોડણી કોશ ની માહિતી મને એક ભાઈએ email દ્વારા મોકલી છે. એ ભાઈ ને માહિત મોકલવા બદલ ઘણા આભાર.
This information was sent to me by one well wisher through email. My sincere thanks to him for supporting me.

**ખાસ નોંધ: આ email નો જવાબ ફક્ત અને ફક્ત નવા group ના id પર મોકલજો, એટલે realpatidar@googlegroups.com. જો તમે આ નવા group ના મેમ્બર ન બન્યા હો તો આ લીંક http://groups.google.com/group/realpatidar પર જે ને મેમ્બર બની શકશો.**

**NOTE: Please send your replies to this email ONLY on new group i.e., realpatidar@googlegroups.com. In case you are not the member of the new group, you can visit http://groups.google.com/group/realpatidar and request to become a member.**

Real Patidar

---

- Views expressed here are for the sake of discussion and knowledge only
- To fully understand the contents of this email, you may be required to read email with "Series 1" in the subject line.
- See here for Series 1 email: http://issuu.com/patidar/docs/series_1_-covering_email_contents

20-Jul-2010

# ગાંધીજીના આશીર્વાદ

૧

[જોડણીકોશની ૧લી આવૃત્તિ ઈ. સ. ૧૯૨૯માં બહાર પડી, તેની નોંધ લેતાં તા. ૭-૪-'૨૯ના 'નવજીવન'માં (પા. ૨૫૩) લખેલું—]

## જોડણીકોશ

ગૂજરાત વિદ્યાપીઠ તરફથી આ અઠવાડિયે જોડણીકોશ પ્રગટ થયો છે. આવો કોશ આ પહેલો જ છે. આપણી ભાષામાં શબ્દકોશો તો બે ચાર છે, પણ તેમાં જોડણીનું કશું માપ કે પ્રમાણ નથી. નાક વિનાનું મનુષ્ય જેમ શોભે નહિ, તેમ જોડણી વિનાની ભાષાનું સમજવું. આથી અંકાયેલા જોડણીકોશની ખામી મને તો હંમેશાં જણાઈ છે. 'નવજીવન'ના વાંચનારની સંખ્યા જેવી તેવી નથી; ગૂજરાત વિદ્યાપીઠનો આશ્રય લેનારની સંખ્યા પણ ઓછી નથી. આ બધાને જોડણીકોશ વિના કેમ ચાલે? આ પ્રશ્નના ધ્યાનમાંથી મજકૂર કોશ તૈયાર થયો છે.

આ કોશની જ જોડણી ખરી ને બીજી બરોબર નહિ એ કેમ કહેવાય?—આવો પ્રશ્ન કોઈ કરે તેનો જવાબ એ છે કે, અહીં ખરાખોટાનો નિર્ણય કરવાનો સવાલ નથી. ઠીક ઠીક ગૂજરાતી જાણનારા, વ્યાકરણશુદ્ધ ગુજરાતી લખવાનો પ્રયત્ન કરનારની કલમેથી જે જોડણી ઊતરી તે ખરી ગણાય. આ ધોરી નિયમને અનુસરીને કોશ તૈયાર થયો છે.

જે ગૂજરાતીને ભાષાનો પ્રેમ છે, જે શુદ્ધ ભાષા લખવા ઇચ્છે છે, અથવા જે રાષ્ટ્રીય હિલચાલમાં ગૂંથાયેલ અસંખ્ય ગૂજરાતીઓ લખવા માગે તે જોડણીનો સ્વીકાર કરવા ઇચ્છતા હોય, તે બધાએ આ જોડણીકોશ મેળવી લેવો ઘટે છે.

અંગ્રેજી ભાષાના શબ્દોની જોડણી ખોટી કરતાં આપણને શરમ લાગે છે, તેના કરતાં માતૃભાષાની જોડણીનો વધ કરતાં આપણને વધારે શરમ લાગવી જોઈએ. હવે પછી કોઈને સ્વેચ્છાએ જોડણી કરવાનો અધિકાર નથી. મારા જેવા અધૂરું ગૂજરાતી જાણનારને આ કોશની મદદ લઈને જ પોતાના કાગળપત્રો લખવાની હું ભલામણ કરું છું.

આ કોશમાં ૪૩,૭૪૩ શબ્દો છે. તેની રચના, જોડણીના નિયમો વગેરે વિષે હું લખવા નથી ઇચ્છતો. સહુ તે કોશ મેળવીને આ વીગતો જાણી લે. જેમને ભાષાનો પ્રેમ હોય એવા ધનિક લોકોએ પોતાના પ્રત્યેક મહેતાને આ કોશ આપી તેને અનુસરીને પોતાનું ગૂજરાતી લખાણમાત્ર કરવાની ભલામણ ઘટે છે.

સંચાલકો ઓછી શ્રદ્ધાવાળા હોવાથી તેમણે પહેલી આવૃત્તિની માત્ર ૫૦૦ નકલ કઢાવી છે. 'નવજીવન'ના ઘરાકોમાં જ આટલી સંખ્યા પૂરી નહિ પડે એવી મારી આશા છે. કોશની પડતર કિંમત પોણા ચાર રૂપિયા છે. વેચવાની કિંમત ત્રણ રૂપિયા રાખી છે. પૂંઠું પાકું

૧૫

રાખ્યું છે. કોશમાં ૩૭૩ પાનાં છે. મારી ઉમેદ છે કે, આ કોશને તુરત ઉપાડી લઈ ભાષાપ્રેમી ગૂજરાતી સંચાલકોની શ્રદ્ધાની ન્યૂનતા દૂર કરશે ને જોડણીકોશ પ્રત્યેની પોતાની સહાનુભૂતિ સિદ્ધ કરશે.

(મો. ક. ગાંધી)

૨

[ઈ.સ.૧૯૪૦માં મુંબઈ સરકારે એવો હુકમ બહાર પાડચો કે, 'જોડણીકોશ'માં નક્કી કરાયેલી જોડણીને અનુસરે એવાં જ પુસ્તકોને પાઠચપુસ્તકોની થયેલી યાદીમાં મંજૂર મુકાશે. તેની યાદી તેના પ્રકાશન ખાતા તરફથી બહાર પડી તે વિષે 'હરિજનબંધુ', તા. ૪-૨-'૧૯૪૦ (પા. ૩૮૩)માં લખેલું:—

## ગૂજરાતી જોડણી

જેવી અરાજકતા ગૂજરાતી શબ્દોની જોડણી વિષે વર્તે છે, એવી ભાગ્યે જ બીજી કોઈ ભાષામાં હશે. મરાઠીમાં નથી, બંગાળીમાં નથી, તામીલમાં નથી, ઉર્દૂમાં નથી. યુરોપની ભાષાઓમાં તો નથી જ. જે ભાષાના શબ્દોની જોડણી બંધાઈ ન હોય, તે ભાષાના બોલનારા જંગલી ન કહેવાય તો શું કહેવાય? મનુષ્ય જેમ આગળ વધે તેમ તેની ભાષા વધે જ છે. ભાષા ઉપરથી તેના બોલનારાની પરીક્ષા ઘણી બાબતમાં કરી શકાય છે. 'હગ મર ટપર' લખનારના જ્ઞાનની પરીક્ષા કરવામાં વાર ન લાગે.

આવા મારા વિચાર ભાષાને વિષે હોઈ, જ્યારે મગનભાઈએ મને નીચેની કાપલી મોકલી ત્યારે હું રાજી થયો:—

"મુંબઈ સરકારના પ્રકાશન ખાતા તરફથી નીચે પ્રમાણેની યાદી બહાર પડી છે:

'ગૂજરાતી શબ્દોની સાચી જોડણી વિષે ગૂજરાતમાં ઘણા વખતથી ચર્ચા ચાલી રહી છે. એને પરિણામે એ ભાષાના અભ્યાસમાં નડતી મુશ્કેલી દૂર કરવાના હેતુથી ગૂજરાત વિદ્યાપીઠે, સામાન્ય રીતે સ્વીકારાયેલા અમુક સિદ્ધાંતોને આધારે, 'જોડણીકોશ' નામનો એક શબ્દકોશ પ્રગટ કર્યો છે. આ 'જોડણીકોશ'માં સ્વીકારાયેલી જોડણીનો ગૂજરાત સાહિત્ય પરિષદ, મુંબઈ યુનિવર્સિટી, તેમ જ ઘણાખરા ગૂજરાતી પ્રકાશકો, વર્તમાનપત્રો અને સામયિકોએ પણ સ્વીકાર કર્યો છે. સર્વત્ર એક જ પ્રકારની જોડણી રહે, તેમ જ ભાષાના અભ્યાસમાં ચોકસાઈ સચવાય, એ હેતુથી મુંબઈ સરકાર એ જરૂરી અને ઇષ્ટ માને છે કે, 'જોડણીકોશ'માં નક્કી કરેલી સર્વસામાન્ય અને એક જ પ્રકારની જોડણી ઇલાકાની શિક્ષણ-સંસ્થાઓમાં અનુસરવામાં આવે. આ અનુસાર સરકારે એવો હુકમ બહાર પાડચો છે કે, ભવિષ્યમાં 'જોડણીકોશ'માં નક્કી કરાયેલી જોડણીને અનુસરે એવાં જ પુસ્તકોને પાઠચપુસ્તકોની મંજૂર થયેલી યાદીમાં મૂકવામાં આવશે.'"

મુંબઈ સરકારે આ નિર્ણય કરતાં વખત તો ઠીક લીધો, પણ છેવટે નિર્ણય કરી શક્યા તેને સારુ તેમને ધન્યવાદ ઘટે છે. મારી આશા છે કે, સહુ પત્રકારો અને લેખકો વિદ્યાપીઠના કોશને અનુસરશે. આમ તેઓ કરી શકે તેને સારુ વિદ્યાપીઠે તુરત સાધનો પૂરાં પાડવાં જોઈશે. દરેક ભાષાપ્રેમીના ખીસામાં કે તેની પાટલી ઉપર જેમ, અંગ્રેજી લખતો હોય તો, અંગ્રેજી કોશ હોય છે જ, તેમ ગૂજરાતી જોડણીકોશ હોવો જોઈએ.

**સધર્માં** વિ૦ [સં.] સમાન ધર્મવાળું; સહધર્મી
**સધવા** વિ૦ સ્ત્રી૦ (૨) સ્ત્રી૦ [સં.] સૌભાગ્યવતી સ્ત્રી
**સધવું** અ૦ક્રિ૦ સધાવું; સિદ્ધ થવું; સીધવું [પ્રેરક
**સધાવું** અ૦ક્રિ૦, **-વવું** સ૦ક્રિ૦ 'સધવું', 'સાધવું'નું કર્મણિ ને
**સધિયારો** પું૦ (કા.) ટેકો; આલંબન; સાથ; આધાર
**સધુર** વિ૦ [સં.] પત્નીવાળો (પતિ) ('વિધુર'થી ઊલટું)
**સધ્ધર** વિ૦[સર૦મ.]શાખવાન; સબળું(૨)પૈસાદાર.[**-આસામી** =લેણું ખોટું ન કરે એવું માણસ (૨) પૈસાદાર આસામી.] ૦તા સ્ત્રી૦ [પ્રમાણે
**સન** સ્ત્રી૦ [અ.] શક; સંવત (ખ્રિસ્તી કે હિજરી). **-ને** અ૦ સન
**સનકારવું** અ૦ ક્રિ૦ [પ્રા. संना(સં. संज्ञा)+ કરવું; સર૦ हिं. सनकारना] આંખનો ઇશારો કરવો
**સનકારો** પું૦ ['સનકારવું' પરથી] (આંખ વડે કરેલો) ઇશારો (૨) [!] અખબારપત્ર (૩) [સન (સં. शून्य)+ કાર] બહેરાટ
**સન(-નં)દ** સ્ત્રી૦ [અ.] પરવાનગી; પરવાનો. **-દી** વિ૦ સનંદવાળું
**સનનન** અ૦ [રવ૦] બાણ કે બંદૂકની ગોળી છૂટતાં થતો અવાજ
**સનમ** સ્ત્રી૦ [અ.] માશૂક; પ્રિયા; પ્રેયસી [ગીર થવું
**સનમનવું** અ૦ક્રિ૦ ['સનમના' પરથી] (પ.) સનમના થવી; દિલ-
**સનમના** સ્ત્રી૦ [સં. शून्यमनस्; અથવા સં. सन्न + मनस्] (પ.) ઉદાસીનતા; દિલગીરી
**સનસ** સ્ત્રી૦ માનમરતબાની શેહ – શરમ (૨) ગરજ; પરવા
**સનસનાટી** સ્ત્રી૦ [રવ૦ ! हिं., म. सन्नाटा; हिं. सनसनाहट] આશ્ચર્ય કે ભય કની સ્તબ્ધતાની વ્યાપક અસર; તરખાટ [**-ફેલાઈ** જવી] [मुमुक्ष्, तितिक्ष् [વ્યા.]
**સનંત** વિ૦[સં.] સંસ્કૃતમાં ક્રિયાપદનું ઇચ્છાવાચક (રૂપ). જેમ કે,
**સનંદ, -દી** જુઓ 'સનદ'માં
**સનાતન** વિ૦ [સં.] શાશ્વત (૨) પરાપૂર્વથી ચાલ્યું આવતું. ૦તા સ્ત્રી૦, ૦ત્વ ન૦. ૦**ધર્મ** પું૦ પ્રાચીન કાળથી ચાલ્યો આવતો (હિંદુ) વેદધર્મ. **-ની** વિ૦ (૨) પું૦ સનાતનધર્મનો અનુયાયી
**સનાથ** વિ૦ [સં.] નાથ, સ્વામી કે ઓથવાળું. ૦તા સ્ત્રી૦. **-થા** વિ૦ સ્ત્રી૦ સધવા
**સનાદે** અ૦ [સં. सान्निध्य] (પ.) + સાંનિધ્યમાં; પાસે (!)
**સનાન** ન૦ [સં. स्नान] સગાંસંબંધીના મરણથી કરવાનું સ્નાન. [**-કાઢવું** = મરનારનાં સગાંને ત્યાં શોક કરવા એકઠું થવું. **-ના સમાચાર** = માઠા – અશુભ સમાચાર (૨) આફત; કમભાગ્ય. **-પાણી આવવું** = કોઈ મરી ગયું હોય એવા ભારે નુકસાનમાં આવવું. **-માંડવું** = જુઓ સનાન કાઢવું. (તારું સનાન મંડાય ! = તું મરે ! એક ગાળ.) **-લાગવું** = મરણને કારણે નાહવાનું આવવું (૨) મરનાર જોડે સનાન લાગે એવો સંબંધ હોવો.] ૦સૂતક ન૦ સનાન અને સૂતક (૨) [લા.] લેવાદેવા; સંબંધ. [**-આવવું, હોવું** = સનાન સૂતક લાગે એવો સંબંધ હોવો. (સંબંધ નથી એમ બતાવવા તુચ્છકારમાં વપરાય છે.)] **-નિયું** વિ૦ સનાનની ખબર લાવનારું (૨) જેને સનાન આવતું હોય તે (૩) એવાને અડી અભડાયેલું
**સનાહ** ન૦ [हिं.; સં. संनाह] બખતર
**સનૂબર** ન૦ [અ. सनौबर] એક ઝાડ – ચીડનું ઝાડ
**સને** અ૦ જુઓ 'સન'માં

**સનેડો** પું૦ [સં. स्नेह ઉપરથી; સર૦ નેડો] + સ્નેહબંધન; હેડો
**સનેપાત** પું૦ ત્રિદોષ; મુઝારો (૨) અજંપો; સતપત. **-તિયું** વિ૦ સનેપાતવાળું; સતપતિયું
**સનો** પું૦ [સં. संज्ञा; જુઓ હનો;] ઇશારો (૨) મમત; જીદ
**સન્નારી** સ્ત્રી૦ [સં.] સારી કે ભદ્ર સ્ત્રી; બાનુ
**સન્નિધિ** સ્ત્રી૦ [સં.] જુઓ સંનિધિ
**સન્નિપાત** પું૦ [સં.] સનેપાત; મૂંઝારો
**સન્નીતિ** સ્ત્રી૦ [સં.] સુનીતિ
**સન્માતા** સ્ત્રી૦ [સં.] સારી માતા [વિ૦ સ્ત્રી૦ સન્માન કરનારું
**સન્માન** ન૦ [સં.] સત્કાર (૨) પ્રતિષ્ઠા. ૦કારી વિ૦, ૦કારિણી
**સન્માનનીય** વિ૦ [સં.] સન્માનને પાત્ર; આદરણીય
**સન્માનવું** સ૦ક્રિ૦ [સં. सन्मान પરથી] સન્માન કરવું
**સન્માનિત** વિ૦ સત્કારાયેલું; સન્માનેલું
**સન્માન્ય** વિ૦ [સં.] જુઓ સન્માનનીય
**સન્માર્ગ** પું૦ [સં.] સારો – નીતિનો માર્ગ
**સન્મિત્ર** પું૦ [સં.] સારો મિત્ર
**સન્મુખ** વિ૦ [સં.] જુઓ સંમુખ
**સપક્ષ** વિ૦ [સં.] પાંખવાળું (૨) જેની પાછળ પક્ષ હોય એવું (૩) એકસમાન પક્ષનું (૪) સનાન (૫) જેના ઉપર સાધ્યનો નિશ્ચય થયો છે તેનું (ઉદાહરણ) [ન્યા.]. **-ક્ષી** વિ૦ સપક્ષ – એકસમાન પક્ષનું [(પ્રેરક)
**સપટાવું** અ૦ક્રિ૦ સપડાવું; ફસાવું; જકડાવું. **-વવું** સ૦ક્રિ૦
**સપડામણ, -ણી** સ્ત્રી૦ સપડાવું તે [સ૦ક્રિ૦ (પ્રેરક)
**સપડાવું** અ૦ક્રિ૦ [જુઓ સપાટો] ફસાવું; પકડાવું. **-વવું**
**સપત્ન** વિ૦ (૨) પું૦ [સં.] શત્રુ; પ્રતિસ્પર્ધી
**સપત્ની** સ્ત્રી૦ [સં.] શોક; પતિની બીજી પત્ની
**સપત્નીક** વિ૦ [સં.] સદાર; પત્નીવાળો કે સજોડે (પુરુષ)
**સપનું** ન૦ જુઓ સ્વપ્ન (**-આવવું**) [ખુશાલીનું
**સપરમું** વિ૦ [સં. सु + पर्व ઉપરથી] શુભ પર્વનું; માંગલિક;
**સપરાણું** વિ૦ [સં. संपूर्ण ઉપરથી; સર૦ हिं. सपरना = પૂરું – સમાપ્ત થવું] (પ.) સઘળું (૨) [સં. स + प्राण ઉપરથી] જબરું (૩) [!] ધન્ય; સફળ
**સપરિવાર** વિ૦ (૨) અ૦ [સં.] પરિવાર સહિત; સકુટુંબ
**સપ સપ** અ૦ [રવ૦; સર૦ म.] ચપ ચપ; ઝડપથી
**સપાટ** વિ૦ [સં. स(सम) + पाट, पट्ट; સર૦ हिं., म.] ખાડાટેકરા વિનાનું; એકસરખું (૨) તમામ; તળિયાઝાટક (૩) સ્ત્રી૦ [સર૦ म. सपातजोडा] એક પ્રકારના (એડી વગરના) જોડા; ખાસડી. [**-કરવું** = ખાડા ટેકરા વિનાનું કરવું (૨) પાધર કરવું; ઉડાડી દેવું.]
**સપાટાબંધ** અ૦ જુઓ 'સપાટો'માં [અથવા બરની ચીપ
**સપાટિયું** ન૦ ['સપાટ' ઉપરથી ? સર૦ ચીપટ] ખપાટિયું; વાંસ
**સપાટી** સ્ત્રી૦ ['સપાટ' ઉપરથી] કોઈ પણ વસ્તુનો છેક ઉપરનો સપાટ પથરાયેલો પૃષ્ઠભાગ કે તલપ્રદેશ
**સપાટો** પું૦ [સર૦ हिं., म.] ઝપાટો; ઝડપ (૨) તમાચો (૩) ચાબુકનો પ્રહાર (૪) ગપાટો. [**સપાટામાં આવવું** = જોર ને ઝડપના ઝપાટામાં આવવું – સપડાવું. **સપાટામાં લેવું** = સપડાવવું **સપાટો કરવો, મારવો, લગાવવો** = જોર અને તાકીદથી કામ કરવું. **-કાઢી નાખવો** = ખો ભુલાવી દેવી; ધમકાવવું; મારવું.]

બંધુઓ ! તમે હિંદુ છો એ વાત શું મારે તમને સમજાવવાની છે ? આપણી કુર્મી ક્ષત્રિય જ્ઞાતિએ શું એટલી બધી અધોગતિ પ્રાપ્ત કરી છે કે તમે હિંદુ છો, હિંદુ શાસ્ત્રોને માનનારા છો અને તમારા પૂર્વજો પણ હિંદુ જ હતા એ વાત તમને મારે સમજાવવી પડે ? નહીં જ. ત્યારે આ કમનસીબી કેવા પ્રકારની ? કબ્રસ્તાની પંથ અને કડવા પાટીદાર જે આપણી કોમ તેને ક્યાંથી ભેળી સાટો થયો એ બાબત ઐતિહાસિક છે એટલે હું જવા દઉં છું અને આ પંથને તજી દેવાની જરૂર પુરતું જ હું આપને કહીશ.

**પીરાણાનો અર્ધદગ્ધ પંથ**

ઈસ્લામ ધર્મના અનુયાયી જે પીરોએ હિંદુઓને વટલાવી પોતાનો નવો પંથ ઊભો કરવાની યુક્તિ રચી, તેમાં પ્રથમ તો હિંદુ શાસ્ત્રોની વાતો લઈ પોતે નવાં ગપાષ્ટક શાસ્ત્રો બનાવ્યાં, તેમાં તદ્દન જુઠ્ઠી અને ઢંગધડા વગરની બનાવટી કિસ્સા કહાણીઓ લખી અને તેમાં મુસલમાની તત્ત્વો દાખલ કર્યાં. પછી ભોળા અને ધર્મશાસ્ત્રોથી અજ્ઞાત રહેલા હિંદુઓને શોધી શોધીને એ કુટીલ માર્ગમાં સામેલ કર્યા, એ કબ્રસ્તાની પંથના પુસ્તકોમાં વેદોનાં નામ જેવા બનાવટી શબ્દો વાપરી, હિંદુઓના તીર્થસ્થળો અને મહાપુરુષોનાં નામોનો ઉમેરો કર્યો, અને યુક્તિ પ્રયુક્તિથી ફેરફાર ઉત્પન્ન કરી પોતાના રચેલાં, હાથનાં લખેલાં પુસ્તકોને પીરાણા કબ્રસ્તાની પંથના સેવકોના હાથમાં આપીને કહ્યું કે, "એ અથરવેદ છે ! હમણાં આ લેખના અર્થવેદનો વારો છે અને તેમાં જે લખ્યું છે એ જ સાચું છે અને એ જ પ્રમાણે પીરાણાના સતપંથીઓએ વર્તવું." ધીમે ધીમે પોતાની જાળમાં ફસાતા અજ્ઞાન હિંદુઓને જલદી મુસલમાની રાહત ઉપર લઈ જવા પીર સોદરદીને કહ્યું કે :-

"હિંદુ શાસ્ત્રો અને પુરાણોમાં નકલંકી અવતાર થવાનો છે એમ જે કહ્યું છે તે અવતાર તો ક્યારનોય થઈ ગયો છે. એ તે દશમો અવતાર થવાનું જે જાહેર થયું છે તે મ્લેચ્છ રૂપે મક્કામાં હજરત અલી રૂપે જાહેર થયો છે." મુસલમાનોમાં ભગવાને અવતાર લીધો એ કારણનું સમાધાન પોતાના મતિવિભ્રમ અજ્ઞાન હિંદુ સેવકોને એવી રીતે કરાવ્યું કે :-

"શ્રી કૃષ્ણ ભગવાન જે ઈશ્વરનો અવતાર હતા તેમણે પાંડવો અને કૌરવો વચ્ચે યુદ્ધ કરાવી પાપી કૌરવોનો સંહાર કરાવ્યો અને પાંડવોને ઉપદેશ આપવા અર્થે અને અજ્ઞાનતામાં પાંડવો કદાચ એમ ન સમજે કે અમારા હાથે જ અમારા કુટુંબીજનોનો નાશ થયો છે, તે માટે શ્રી કૃષ્ણ ભગવાને ગીતા રૂપે ઉપદેશ આપી પાંડવોના સંશયને દૂર કર્યો હતો. પરંતુ તે વખતના બ્રાહ્મણોને ઉંધુંચત્તું સમજાવી

હિંદુઓના શાસ્ત્રો કેવી રીતે વટલાવ્યા હિંદુઓના ભોળપણનો લાભ લઈને જાળમાં ફસાવ્યા

સતપંથનો અથરવેદ હિંદુઓના અથરવેદથી જુદો છે.

દસમાં અવતારને હજરત અલી કેમ બનાવી દીધો, જુવો

દસમો અવતાર મુસલમાનોમાં લેવાના પાછળના કારણો (પીર સદ્દીન પ્રમાણે) (1/2)

દસમો અવતાર મુસલમાનોમાં લેવાના પાછળના કારણો (પીર સદૃદ્દીન પ્રમાણે) (2/2)



મહાભારતના યુદ્ધનું જે પાપ થયું તેથી મુક્ત થવા એક યજ્ઞ કરાવ્યો. જેથી પાંડવોએ રાજસૂય યજ્ઞ આદર્યો તેથી (પીર સદરદીનના કહેવા પ્રમાણે) બ્રાહ્મણો ઉપર કોપ કરીને શ્રી કૃષ્ણ ભગવાને કહ્યું કે, હું દશમો અવતાર હિંદુમાં જ લેવાનો હતો પરંતુ બ્રાહ્મણોએ આડુંઅવળુ સમજાવી પાંડવોના હાથે યજ્ઞ કરાવ્યો તેથી હવે હું દશમો અવતાર મલેચ્છ રૂપે અરબસ્તાનમાં આવેલા મક્કા શહેરમાં હજરતઅલી રૂપે લઈશ !! આ પ્રમાણે દશમો અવતાર બ્રાહ્મણો ઉપર રીસે ભરાઈ શ્રી કૃષ્ણ પ્રભુએ મક્કા શહેરમાં લીધો છે. માટે હજરતઅલી એ જ ભગવાનનો અવતાર છે. માટે હિંદુઓ ! હમણાં ભગવાનના અવતારનો વારો તો ઈસ્માયલી મુસલમાનીમાં છે માટે તેને જ માનવું."

વળી હજરત અલીના માટે આ પીરોએ એક કવિતા રચીને જણાવ્યું કે :-

તમે ઓળખીને ધાવો આજ રે
મુરખ લોકોને આવે છે લાજ રે ટેક.

જીરે કૃષ્ણ બોલતા તે અમૃત વાણી રે,
હવે અરબી ભાષા ક્યાંથી આણી રે. તમે

જીરે કૃષ્ણ ચાલતા તે તિલક તાણી રે,
હવે કલીમાંહે વધારી છે દાઢી રે. તમે

જીરે કૃષ્ણ પહેરતા પીતામ્બર ધોતી રે,
હવે કલીમાંહે પહેરી છે કફની ને ટોપી રે. તમે

જીરે કૃષ્ણ જમતા તે સુવર્ણ થાળી રે,
હવે માટીની સહાનક ધારી રે. તમે

જીરે કૃષ્ણ ચાલતા તે બ્રાહ્મણ વેશે રે,
હવે આવી બેઠો તે આરબ દેશે રે. તમે

જીરે કૃષ્ણ રૂપે તે જાપ જપાવ્યો રે,
હવે કલીમાંહે મોહંમદ નામ ભણાવ્યો રે. તમે

બંધુઓ ! આ વાત આપને કેવી લાગે છે ? મક્કા શરીફમાં શ્રી કૃષ્ણનો અવતાર અને તે હજરતઅલી રૂપે ! શું તમને આ વાત માન્ય છે ? કોઈને એ વાત સાચી લાગે છે ? આપણા શાસ્ત્રોમાં ભગવાનના અવતાર એ જ મુખ્ય વાત છે એવું એ લોકોને લાગવાથી ભગવાનના દશ અવતારનું તેમણે એક શાસ્ત્ર ઉપજાવી કાઢ્યું છે અને તેના પૂંછડે છેવટે એ કબ્રસ્તાની બધા ઈસમાયલી પીરોને લટકાવ્યા છે. તેમણે

ઉપજાવી કાઢેલું શાસ્ત્ર

લખેલ અવતારોની વાતો
તદ્દન જુઠી અને બનાવટી છે



લખેલા અવતારની વાતો તદ્દન જુઠ્ઠી અને બનાવટી છે, એટલું જ નહિ, પરંતુ હિંદુ ધર્મનું એ કેટલું હળહળતું અપમાન કરનારી છે એ વાત આપને પ્રત્યક્ષ કરાવવાની મારે જરૂર છે. વળી ભોળા હિન્દુ ભાઈઓને ઈમાન બેસાડવાની ખાતર તેમાં કેવી યુક્તિ રચી છે અને તેના પૂંછડે પોતે કેમ લટક્યા છે એ પાપ ધ્યાન દઈને સાંભળજો. આપણને તો મોકો દીધો હોય તો ફક્ત ઈમામશાહે જ દીધો છે. તેણે રચેલા અથરવેદમાં દશ અવતાર આવે છે અને જે દશતરી ગાવંત્રી કહેવાય છે તે સૃષ્ટિની ઉત્પત્તિથી શરૂ થાય છે ! તેમાં લખ્યું છે કે -

**દશતરી ગાવંત્રી**

અહીંયાથી નીચે દસ અવતારના વર્ણન કરવામાં આવ્યા છે. (સતપંથ ધર્મ પ્રમાણે)

સત્, સત્ ઉપર દત્, દત્ ઉપર ક્ષમા, ક્ષમા ઉપર ગજા, ગજા ઉપર નીલ, નીલ ઉપર શેશનાગ, શેશનાગ ઉપર ધબળોધોરી; ધબળોધોરીના શીંગડા ઉપર એક રાઈ અને એ રાઈ ઉપર સ્વામીજીએ સૃષ્ટિ નીપાઈ ! પછી સ્વામીજીએ રૂપ લીધાં તેમાં પ્રથમ નામ અહુંકાર, ભહુંકાર, વહુંકાર, નીલ, અનીલ, સુન, સાન, નાન, ગેઆન, માન, નુર, તેજ, બંબ, જલ, કમલ, કદમ, આદબુંદ, નાદબુંદ, તેજતત્ત્વ, પ્રેમતત્ત્વ, આદપુરુષ, આદપુરુષથી નાભીચકર, નાભીચકરથી ભવેત ગોર બ્રહ્મા ! સત્ ગોર બ્રહ્મા થકી સર્વે સૃષ્ટિની ઉત્પત્તિ હુઈ. જે ચાર કલ્કના અવતાર પાત્ર અને જ્યાં થકી ગોરનરે અવતાર લીધા તેમાં પ્રથમ અહું, ઉનાદ, અધીગત, એહદ્, હવ, કવ તથા ધર્મ, તેજ કેવલ નાદ ઓત્રા હરીતક પુર્વા, અતીત વંશીના પરેમ રૂખ. તેના વંશમાં શ્રીમચ્છા અવતાર ! મચ્છની માતા તો સંખાવતી, પીતા તો પરેમરૂખ, શક્તિ દેવી ચંડીકા, ગોર તો માનધાતા, રહેવાનું સ્થાન હેમપુર ક્ષેત્ર તો દ્વારામતી, નરદલો દાણવ સંખાસુર તે વિચારતો ઋગ્વેદ. તે સંખાસુરને મારી સાતે પાતાળના રાજાને વચન આપી ગોર બ્રહ્માના વેદને વાળી, સવા કરોડીસું રાજા રુષમાગતને તારી-શ્રી મચ્છા અવતાર ભલે પધાર્યા ! મચ્છા અવતારના વંશમાં મનાએત, મનાએતના ઉગ્રસેન ઉગ્રેસન અજુવત, અજુવતના ભ્રેસપત, ભ્રેસપતના આસોમંત્ર, આસોમંત્રના પરીકમ રૂખ, પરીકમ રૂખના કુર્મ ભગવાન ! કુર્મ ભગવાનની માતા કમળાવતી, તેની શક્તિ દેવી બૈચરાજી, ગોર તો એકારૂખી, રહેવાનું સ્થાન બગપોર ક્ષેત્ર તો માનસરોવર, ત્યાં નરદળો દાણવ મધુકેટભ તે વિચારતો ઋગ્વેદ તેને મારીને કુર્મ ભગવાને સવા કરોડીસું રાજા અમરીશને તારી શ્રી કુર્મ ભગવાન ભલે અવતર્યા !

૧. શ્રી મચ્છા અવતાર ભગવાન

૨. કુર્મ ભગવાન

શ્રી કુર્મના વંશમાં પ્રથમ વંશરતના દકાઈએત, ના કાજમ, ના પરજાપત, ના દાઢમરૂખી તેના વંશમાં શ્રી વારાહ ભગવાન અવતર્યા ! તે વારાહ ભગવાનની

3. શ્રી વારાહ ભગવાન

Narayan Bapa's Speech on Das Avtaar dt 07-Oct-1922 Series 25





માતા તો પદમાવતી, શક્તિ દેવી સોમયા, ગોર તો એકાસુર, રહેવાનું સ્થાન માયાપોર, ક્ષેત્ર તો ભેંકાસુર, ત્યાં નરદળો દાણવ મોરધ્વજ વીચારતો ઋગ્વેદ તે મોરધ્વજ દૈત્યને મારી, સવા કરોડીસું રાજા ધ્રુને તારી ભલે અવતર્યા શ્રી વારાહ ભગવાન ! શ્રી વારાહ ભગવાનના પુત્ર રૂપંકના ખલીપત, ના ગઉતમ, ના અમરીખ, તેના પુત્ર **શ્રી નૃસીંહાઅવતાર !** તે શ્રી નૃસીંહા ભગવાનની માતા ચંદ્રાવતી, શક્તિ દેવી તુળજા ભવાની ગોર તો અમરતેજ, રહેવાનું સ્થાન તો કાશ્મીર, ક્ષેત્ર તો ચરણાપરી, ત્યાં નરદળો દાણવ હરણાકસ વીચાર તો રઘુવેદ, તેને શ્રી નૃસીંહ ભગવાને મારી સવા કરોડીસું ભક્તપ્રહલાદને તારી ભલે અવતર્યા શ્રી નૃસીંહા અવતાર ! શ્રી નૃસીંહાઅવતારના ! વંશમાં તેનો પુત્ર મનાએત, ના વંશવઢણ, ના વીર લોચન, ના કાસમરૂખી, તેની વંશમાં **શ્રી વામન ભગવાન** ! તેની માતા તો લીલાવતી, શક્તિ દેવી કોકીલા, ગોર તો સેહેજાનંદ રહેવાનું સ્થાન કોયલા પાટણ, ક્ષેત્ર તો વનથળી, ત્યાં નરદળો દાણવ બળીરાજા વીચારતો વજુરવેદ, તેને વામન ભગવાને મારી ઋષિઓને થાપી તમે ભલે અવતર્યા વામન ભગવાન ! વામન ભગવાનના વંશમાં તેમના પુત્ર માન ધાતા, ના પૃથ્વીજે, ના અસરત, ના જમદગ્ની તેમના પુત્ર શ્રી ફરસુરામ તેમની માતા રેણુંકા, ગોર તો જનક વીદેહી, રહેવાનું સ્થાન માયાપર, ક્ષેત્ર તો કોયલા પાટણ ત્યાં નરદળો દાણવ સહસ્રા અર્જુન તે વીચારતો રઘુવેદ, તે સહસ્રા અર્જુનને મારી, શ્રી ફરસુરામે ઋષિઓને સ્થાપી ભલે અવતર્યા તમે **ફરસુરામ ભગવાન !** હવે ફરસુરામના વંશમાં તેમના પુત્ર રઘુ, ના નગુ, ના જેજાઈએત, ના કેવળીક, ના અજેપાળ, ના દશરથ, ના પુત્ર **શ્રીરામ !** ક્ષેત્ર તો લંકાપુરી, ત્યાં નરદળો, દાણવ દશમાં થાવળો રાવણ તે વીચારતો યજુરવેદ. તે રાવણને મારી સાત કરોરીસું રાજા હરીશ્ચંદ્રને નારી ભલે અવતર્યા તમે શ્રી રામદેવ મોરારી ! તેની માતા કૌશલ્યા, શક્તિ દેવી સીતાજી, ગોર તો વશિષ્ટ, રહેવાનું સ્થાન અયોધ્યાપુરી, શ્રી રામના વંશમાં તેમના પુત્ર લવ, ના પદમ, ના પરિખત, ના વીરપાળ, ના વાસુદેવ, ના વંશમાં **શ્રી કૃષ્ણ ભગવાન !** તેમની માતા દેવકીજી, શક્તિ દેવી રૂકમની, ગોર તો વેદ વ્યાસજી, રહેવાનું સ્થાન ગોકુલ, ક્ષેત્ર તો મથુરાં ત્યાં નરદળો દાણવ કંસાસુર તે વીચાર તો સામવેદ તે કંસાસુરને મારી ઋષિઓને સ્થાપી, સહદેવ ભક્તને તારી તમે ભલે અવતર્યા શ્રી કૃષ્ણ મોરારી ! શ્રી કૃષ્ણનાં વંશમાં તેના પુત્ર પ્રદુમનના, સેંસસ્થાનના, બેલસ્થાન ના, વેણી વછરાજના, સંહીરાજ, તેમના વંશ તો **શ્રી બુદ્ધ ભગવાન !** તે બુદ્ધની માતા તો રેણુંકાવ વતી, શક્તિ દેવી હરસિદ્ધ, ગોર તો હંસરાજ રહેવાનું સ્થાન હીમપરી, ક્ષેત્ર તો કુરુક્ષેત્ર, ત્યાં નરદળો દાણવ દરજોધન

૪. નરસિંહ અવતાર

૫. વામન ભગવાન

૬. ફરસુરામ (પર્શુરામ) ભગવાન

૭. શ્રી રામ ભગવાન

૮. શ્રી કૃષ્ણ ભગવાન

૯. શ્રી બુધ ભગવાન

તે વીચાર તો સામવેદ, તેને મારી નવ કરોડીસું રાજા યુધિષ્ઠરને તારી ભલે અવતર્યા તમે બુદ્ધ ભગવાન દેવ મોરારી ! શ્રી બુદ્ધા અવતારના વંશમાં તેમના પુત્ર શીષ, ના સામ, ના સલુકાન, ના હારૂન, ના અસલામ, ના આદમ, ના નીઝાર, ના મીઝાર, ના એલીઆસ, ના મલીઆસ, ના મુલકાનના કાજંમ, ના કાહેર, ના કાએમ, ના ગાલેબ, ના એલબ, ના કાયમ, ના મોરાદ, ના મુનાલેફ, ના હાસમ, ના મતલબ, ના અબુતાલબ, ના વંશમાં તો શ્રી નકલંકી નારાયણ શાહ ! મુરતજાઅલી. તે અલીની માતા બીબી ફાતમા, પીતા તો અબુતાલેબ, શક્તિ દેવી ફાતમા, ગોર તો નબી મોહમદ, રહેવાનું સ્થાન દેલમ દેશ, વરજા શહેર ગામ ક્ષેત્ર તો કુંવારકા, પંચનદી મુલસતાને, તહાં નરદળો દાણવ કાળીંગો ધુઝાલબે વીચાર તો અથરવેદ, તે કાળીંગા દૈત્યને મારી બાર કરોડીસું ભક્તને ઓધારસે, ગુપ્ત અવતાર ત્રેત્રીશ ! પ્રગટ અવતાર એક સાહ મુરતુજાઅલી ! ના ઈમામ, ઈમામના હશન, ના ઈમામ હોસન, ના ઈમામ જેનલાબદીન, ના ઈમામ મહમદ બાકર, ના ઈમામ જાફર સાદક, ના ઈમામ ઈસમાયલ, ના ઈમામ નુર સત ગોર, ના સૈયદ મુસાફરીન, ના સૈયદ જમાલદીન, ના સૈયદ મુસાફરીન, ના સૈયદ મહેરદીન, ના સૈયદ હાદીન, ના સૈયદ સલાઓદીન, ના સૈયદ ફાજલસાહ, ના સૈયદ કામસસાહ, ના સૈયદ એહમદસાહ, ના સૈયદ નાસરસાહ, ના સૈયદ મુસાલકસાહ, ના સૈયદ માહાબુ, ના સૈયદ મસતગ, ના સૈયદ મહીઆદીન, ના સૈયદ મુમનસાહ, ના સૈયદ ખાલકશાહ, ના સૈયદ નીઝારસાહ, ના સૈયદ ઈસલામસાહ, ના સૈયદ સલાઓદીન, ના સૈયદ સમસદીન, ના સૈયદ નસીરદીન, ના સૈયદ સાહેબદીન, ના સૈયદ સોદરદીન, ના કબીરદીન, ના સૈયદ સતગોર પાત્ર બ્રહ્મા ! ઇંદ્ર ઈમામશાહ ! આદે વીસ નવ નરીજન નરઅલી મહમદશાહ હકલા એલાહા ઈલલાહો મદમદુર રસુલલાહે.

૧૦. નકલંકી નારાયણ

માં: બીબી ફાતમા
બાપ: અબુતાલેબ
પત્ની (શક્તિ દેવી): બીબી ફાતમા
ગોર (ગુરુ): મોહમદ પૈગમ્બર

નકલંકી નારાયણ (મુરતજાઅલી) ના વંશમાં ઈમામ? શાહે પોતાને જન્માવી દીધો.

ઈમામ શાહે પોતાને બ્રહ્મા અને ઇન્દ્ર બનાવી દીધો

**બુદ્ધદેવના વંશમાં પાક્યા તે ઈમામશા !**

ઉપર જણાવેલ દસ અવતારમાં કેટલું જુઠ્ઠું અને બનાવટી વાતો છે, તે વાંચો નારાયણ બાપાના જુબાની

આ પ્રમાણે પોતાની વંશાવળીનો છેડો મેળવ્યો છે અને ભગવાનના દીકરા થવાનો લ્હાવો લીધો છે. હવે તેમાં અને તેના લખેલા દશ અવતારની દશતરી ગાવંત્રીમાં સત્ય શું છે અને જૂઠું શું છે તે આપને ટૂંકામાં જણાવીશ. પ્રથમ મચ્છા અવતારની વાત આવે છે. તેમાં મચ્છ ભગવાન સખાવતી નામની સ્ત્રીના ગર્ભથી ઉત્પન્ન થયાનું જણાવે છે ! મચ્છ ભગવાનના પીતા પરમરૂખી એ વાત તદ્દન ગપ છે. મચ્છા અવતાર પછી ઈમામશાહ કૃત દશતરી ગાવંત્રીમાં જણાવ્યા પ્રમાણે મચ્છ ભગવાનના વીર્યથી ઉત્પન્ન થયેલ મનાયત. મનાયતના ઉગ્રસેન

એ પ્રમાણે પરિક્રમ ઋષિના વંશ કહેતાં તેના દીકરા કુર્મ ભગવાન ! શું બુદ્ધિનો ઉપયોગ કર્યો છે ? મચ્છ ભગવાન માછલાનું રૂપ, તેમાંથી જન્મ્યા તે બધા માણસ ! તે છેક પરિકમ ઋષિ થકી અને પરિકમ ઋષિની સ્ત્રી કમળાવતીના દીકરા કુર્મ કહેતાં કાચબાનો અવતાર ! ધન્ય ઈમામશાહની બુદ્ધિને અને ધન્ય છે તમને પીરાણા પંથને માનવાવાળા સતપંથી ભાઈઓને ! કુર્મ અવતાર પણ ક્યા કારણને લઈ પરમાત્માનો અવતાર મનાય છે તે જો પીરાણા પંથીઓ હિન્દુ ધર્મના દશ અવતારો વાંચે તો તો આંખ ઉઘડી જાય. પરંતુ તસ્દી કોણ લે. કુર્મ ભગવાન પાછા કાચબાના રૂપે પરણ્યા હશે ત્યારે જ તેમના વીર્યથી પ્રજા ઉત્પન્ન થઈ શકે. દશતરી ગાવંત્રીમાં કુર્મના વંશમાં પાછા માણસો જનમવા માંડ્યા ! કુર્મના દીકરા વંશરત નાદકાઈએત એમ કરતાં કરતાં પરજાપતના દાઢમ ઋષિની સ્ત્રી પદમાવતીના ઉદરથી પાક્યા વારાહ ભગવાન, વારાહ એટલે સૂવર, શું ઈમામશાહે નજર પહોંચાડીને કામ કર્યું છે ! માણસમાંથી સૂવર જનમે તે પણ ઠીક છે, આપણે તો તેની કથાની ચોખ કરીએ છીએ. કોઈ હૈયાફૂટ્યાએ વળી સૂવરને પણ કન્યા આપી હશે જેથી વારાહ ભગવાનનો પણ વંશ ચાલુ રહ્યો. વારાહના દીકરા પાછા માણસ. તેનું નામ રૂપક-રૂપકના ખલીપત વગેરેના અમરીખને પાછી ભોછપ ખણવી હસે કે જેથી તેની સ્ત્રી ચંદ્રાવતીના પેટે પાછા શ્રી નૃસિંહા ભગવાન જન્મ્યા ! આવી ગપોડ કથાઓ કહેતાં પણ શરમ આવે છે. શું ઈમામશાહ એટલુ પણ નહીં સમજ્યો હોય કે હું મારા ધર્મને ગુપત ! રાખવાની વાતો કરું છું પરંતુ આ છાનું ક્યાં સુધી રહેશે ? માછલામાંથી માણસ જન્મે ને વળી માણસમાથી કાબચો જન્મે ! કાચબાના વંશમાંથી વારાહ જન્મે ! આ પોલંપોલ તો જુઓ ! વળી વારાહના વંશથી માણસો જન્મે અને તેથી પાછો સિંહ જન્મે ! ભાઈઓ, નૃસિંહા અવતારની વાતો તો તમે સાંભળી હશે, ઘણાં ભજનોમાં પણ ગવાય છે કે હરણ્યાકંશે પોતાના દીકરા પ્રહલાદને અનેક સંકટો દીધાં પરંતુ તેનો વાંકો વાળ પણ ન થયો. છેવટે તેણે ક્રૂર સજા કરવા લોખંડનો થાંભલો ધગધગતો કર્યો અને પ્રહલાદજીને હુકમ કર્યો કે તારો ઈશ્વર સાચો હોય તો આ ધગધગતા થાંભલાને બાથ ભીડ ! તે પ્રહલાદજી પ્રભુનું ધ્યાન ધરી લોહસ્તંભને બાથ ભીડવા જાય છે ત્યાં તો લોહ સ્તંભ ફાટ્યો અને શ્રી નૃસિંહ ભગવાન દેખાયા અને હરણ્યાકંસને માર્યો. આમાં નરસિંહ ભગવાનની ન તો મા હતી કે ન તો બાપ હતાં ! છતાં ઈમામશાહના અદ્ભુત પાકમની પ્રસાદી-પીરાણા સતપંથની દશતરી ગાવંત્રીમાં વારાહના વંશના દીકરા નૃસિંહા અવતાર ! કેટલું જૂઠું. તમો કાંઈક તો બુદ્ધિનો ઉપયોગ કરો કે હિન્દુઓને ફસાવી, વટલાવી પોતાના ફંદામાં કેવા જકડી રાખ્યા છે અને પછી

દસ અવતારના ઘણા બધા પોલોમાનો એક પોલ

વાસ્તવમાં નરસિંહ ભગવાનના માં-બાપજ નહતા

હિન્દુઓને ફસાવીને કેવી રીતે જકડી રાખ્યા છે

પોતાની પોલ ના પકડાય એટલા માટે એમ કહેવામા આવતું કે ગુપ્ત ધર્મની વાત ક્યાંય કરવી નહિ.



ગુપ્ત ધર્મની વાત ક્યાંય કરવી નહીં ! તમે હિન્દુ છો. હિન્દુ ધર્મના પુસ્તકો પુરાણો કથાઓ વાંચી જુઓ તો તમને આ ગુપ્ત પંથમાં કેવી રીતે સંડોવ્યા છે તે જણાઈ આવશે. ભગવાન શ્રી નૃસિંહા અવતાર સિંહ રૂપે હતા તેને પણ કોઈ નીરભાગીએ કન્યા આપી હશે એમ પીરાણા સતપંથના ચાલાક ઈમામશાહે નક્કી કર્યું, તેથી નરસીંહજીનો પણ વંશ વધતો જ રહ્યો. સીંહ રૂપે નરસિંહ ભગવાનના દીકરા મનાએત વગેરે કુર્મ કાસમ ઋષિના દીકરા વામન ભગવાન. ધન્ય હો ઈમામશાહ ! હવે તો માણસનાં માણસ જન્મ્યાં. પાછા વામન ભગવાન પરણ્યા તેના દીકરા માનધાતા પૃથ્વીજે. તેના અસરત, અસરતના જમદગ્ની તેના દીકરા ફરસુરામ, જમદગ્નીના દીકરા ફરસુરામ એ વાત તો સાચી પરંતુ ફરસુરામ તો અખંડ બ્રહ્માચારી હતા તે કોઈ દિવસ પરણ્યા જ નથી, છતાં તમારા ઈમામશાહે તો તેને પણ પરણવાની લપ વળગાડી દીધી છે. દશતરી ગાવંત્રી ઈમામશાહ ક્તમાં વળી જણાવ્યું છે કે, ફરસુરામના દીકરા રગુ, નગુ, વગેરેના અજેપાળ તેના દશરથ ! દશરથના રામ એ વાત તો સાચી પરંતુ તમે ભાઈઓ બુદ્ધિ હોય તો વિચાર કરો કે ફરસુરામ તો બ્રાહ્મણ હતા તેના વંશમાં સૂર્યવંશીઓ કેમ જન્મ્યા ? વળી રામને અવતાર લેવાના કારણમાં ઈમામશાહ જણાવે છે કે રાવણને મારી રાજા હરિશ્ચંદ્રને તાર્યો ! ભાઈઓ, આ તે કાંઈ નાનીસૂની ગપ કહેવાય ? હરિશ્ચંદ્રની ખાતર જ રામા અવતાર ! ક્યાં રાજા હરિશ્ચંદ્ર અને ક્યાં શ્રી રામ !

ફરશુરામ (પરશુરામ) તો અખંડ બ્રહ્મચારી હતા, તે પરણ્યાજ નથી તો તેમનો વંશ કેવ઼ી રીતે આવ્યો?

ઈમામ શાહે વંશ બદલાવી નાખ્યો

રાવણ, રાજા હરીશચંદ્ર ને ભગવાન રામની ગપ ગોળ વાતો

ઈમામશાહ તો ગુજરી ગયા પરંતુ તેના વંશના સૈયદોને પણ તમો કોઈ પૂછો છો કે તમો આવી નાલાયક કથા લખી ભોળા લોકોને આંખે પાટા બંધાવી ગંગવા કૂવામાં કેમ નાંખો છો ! ભાઈઓ તમે સમજો કે સૈયદોને તો ગમે તેમ કરી તમને મુસલમાન કરવા છે અને પોતાની આજીવિકા હિંદુઓ પાસેથી આવા ઢોંગધતુરા કરી મેળવવાની છે તે શા માટે કહે ? એ તો આપણે સમજવાનું છે. આગળ ચાલતાં માણસનાં બધાં માણસો જ જન્મે છે એટલું જ ઠીક દેખાશે. સૂર્યવંશમાં રામચંદ્રજી સુધી તો આપણે આવ્યા તેમના દીકરા લવ, લવના પદમ, એમ કરતાં કરતાં વાસુદેવના દીકરા શ્રી કૃષ્ણ, વાસુદેવના દીકરા શ્રી કૃષ્ણ પ્રભુ એ વાત તો સાચી પરંતુ સૂર્યવંશમાંથી પાછો ચંદ્રવંશ આટલો જલદી ક્યાંથી નીકળ્યો ? હોય ! પણ ઈમામશાહના ઈલમમાં કાંઈ ખામી હોય, માણસોમાંથી પશુ અને પશુમાંથી વળી માણસ કરે એવી અદ્દ્ભુત લીલા ઈમામશાહની છે. શ્રી કૃષ્ણના દીકરા પ્રદુમન તેના સેસસ્થાન, બેલસ્થાન વગેરે ચાલે છે પરંતુ પ્રદુમનના દીકરા અનિરુદ્ધ તો દેખાતા જ નથી ! તેને વખતે ચિત્રલેખા ઉપાડી ગઈ હશે એટલે બિચારા ઈમામશાને ક્યાંથી દેખાય !

અસલી કાવતરું

વળી પાછો વંશ બદલ્યો

સાચા દીકરાને તો ઈમામ શાહ ભૂલીજ ગયો

એ બેલસ્થાન પછી અનુક્રમે સંહીરાજના દીકરા બુદ્ધ ભગવાન ! ભલે ભલે ઈમામશાહના બુદ્ધ ભગવાન તમે જન્મ્યા તો ખરા, પરંતુ અમારા હિંદુ શાસ્ત્રો કહે છે કે શ્રી કૃષ્ણની સલાહે પાંડવોએ દુર્યોધનને માર્યો પરંતુ ઈમામશાહની સલાહથી તમારા જેવા મહાન યોગી અહિંસા પરમો ધર્મનું સૂત્ર જગતને શિખવાડનાર તે દુર્યોધનને મારવા ક્યાંથી શ્રી કૃષ્ણની આઠમી પેઢીએ ફૂટી નીકળ્યા ! વાહ રે ઈમામશાહ, તમારી અકલ ! પાંડવોને ગૌવધ કરવાની સલાહ આપનાર તે બુદ્ધા અવતાર ! પાંડવોને તારનાર પીર સદરદીન અને કબીરદીનની પાસે ભેસ્તમાં પાંડવો ગયા નહીં પણ ગુપ્તવાસ પીરાણામાં આવી રહ્યા એ પણ ઈમામશાહના પરતાપે જ ! ઈમામશાહે હિન્દુ ધર્મનું કેટલું સખત અપમાન કર્યું છે તે જુઓ ! બુદ્ધ ભગવાન જે અહિંસા પરમોધર્મનો ઉપદેશ આપનાર ને પાંડવોના હાથે ગૌવધ કરાવે ! બુદ્ધ ભગવાનને સલાહ આપી તે પ્રમાણે પાંડવોએ ગાય મારી ! કેટલી નીચતા ! આવી નાલાયક અને પાપી કથા જે પીરાણા સતપંથીઓ વાંચે છે તે અધમ પ્રકારના હિન્દુ ધર્મદ્રોહી છે. હિન્દુપણાના નામને લજાવનારા છે. ઈમામશાહ તો કાળાંધોળાં કરી મરી ગયો પરંતુ હજુ પણ કેટલાંક અજ્ઞાન લોકો આવી વાતો રાગડા તાણીને વાંચે છે તેના સૈયદોના કહેવા પ્રમાણે પુન્ય થાય છે એવું માને છે. આવા રાગડાઓ તાણી અમે હિન્દુ છીએ એમ કહેનારાઓને લાખોવાર ધિક્કાર છે. પાછળથી ઈમામશાહે બુદ્ધા અવતારની કેવી વલે કરી છે તે તમે સાંભળો. બુદ્ધ ભગવાનના દીકરા સીસ. તેના સામ એ ક્રમે સુલકાન, હારૂન, અસલામ, આદમ, નીઝાર, મીઝાર વિગેરે મુસલમાની પેઢીઓ લગાડી દીધી ! તમને કંઈ પણ શરમ થાય છે ?

દાદા આદમના દીકરા સીસ-સામ શોલકાન વિગેરેની વંશાવળી લઈ છેવટે પોતે પણ દાદા આમદના વંશના છીએ એમ જણાવવા સારું નરસતગોરથી સતપંથ ચાલ્યો છે, તેની વાંસે વાંસે પોતાનાં નામો ઉમેરી દીધાં અને છેવટે સોદરદીનના દીકરા કબીરદીન-કબીરદીનના સપુત્ર તે સતગોર પાત્ર બ્રહ્મા ઇંદ્ર ઈમામશાહ ! હવે છે કંઈ વાંધો ? પાછા આદે વીસનવ નરીજન નરાકાર તે મહાપ્રભુ ઈમામશાહના દીકરા નરઅલી મહમદશાહ અને છેવટે હિન્દુપણાનું નામ નિશાન ભૂંસાડીને, હકલા હે લાહા ઈલ્લાહો મહમદુરસુલીલ્લા હે ! આ પ્રમાણેની ઈમામશાહની ઉત્પત્તિ અને તેના કારસ્થાની કાર્યો રૂપી ઈમામશાહે દશે અવતારો લખીને પીરાણા સતપંથ ધર્મ પાળનારને છેક જ બેવકૂફ બનાવ્યા છે. હજુ એ આવા દેખતા જમાનામાં ઈમામશાહની વંશના સૈયદે, ન હિન્દુ ન મુસલમાન એવા એ અર્ધદગ્ધ પીરાણા કબ્રસ્તાની ધર્મના પોતે આચાર્ય, ગોર અને બાવા તરીકે પૂજાવાનાં ફાંફાં મારી રહ્યા છે.

બુધ ભગવાન ના જન્મનો સમય પણ ખોટો છે

બુધ ભગવાન ક્યારેય ના કરે તેવા કામ (મારવાના) તેમના પાસે કરાવડાવ્યા

બુધ ભગવાનના વંશમાં મુસલમાની પેઢીઓ લગાડી દીધી

સતપંથ ને સનાતન કાલ નો ધર્મ (સનાતન ધર્મ) માં ખપવા માટે ખોટી વાતો લખી

વિષ્ણુનો નિરાકાર રૂપ તે ઈમામ શાહ ના દીકરાને બતાવ્યો.

Chains of Pirana -A short article about changes in Pirana Series 26







**Real Patidar <mail@realpatidar.com>**

## Series 26 -"Chains of Pirana" – An short article about changes in Pirana /પીરાણામાં હાલમાં થતા બદલાવોની ટૂંક નોંધ લેતો એક લે ખ

**Real Patidar <mail@realpatidar.com>** **Sat, Nov 20, 2010 at 9:39 PM**
To: realpatidar <realpatidar@googlegroups.com>

20-Nov-2010
|| જય લક્ષ્મીનારાયણ ||

પીરાણા સ્તિથ, ઈમામ શાહ બાવાની દરગાહ, માં પહેલાં શું હતું અને તેમાં કયા બદલાવ કરવામાં આવ્યા છે એ હકીકતની નોંધ લેતું છાપામાં છપાયલો એક સુંદર લેખ તમને મોકલું છું. આ લેખનું શીર્ષક છે "દી ચૈન્સ ઓફ પીરાણા" (The Chains of Pirana)

આ લેખ વર્ષ ૨૦૦૪ માં Frontline મેગઝીનમાં છપાયેલો છે. આ લેખ વાંચવાથી આપણને પીરાણામાં થથા કહેવાતા બદલાવો પાછળની હકીકત જાણવા મળશે. અને ખાસ કરીને એ જાણવા મળશે કે હકીકતમાં પીરાણામાં શું હતું, તેમાં ઇસ્લામનો કેટલો પ્રભાવ હતો અને છે.

જે લોકોએ પીરાણા જોયું નથી તેવોએ ખાસ કરીને આ લેખ વાંચવો, જેમાં પીરાણાના અમુક ફોટાઓ પણ છે.

તેમાં ખાસ નોંધ પત્ર વાંચવા જેવી વસ્તુઓ નીચે જણાવેલ છે.

1. કાબ્રસ્થાન માં બનેલું આ સ્થળ છે. હાડકાઓના અવશેષો અને કબરઓથી ઘેરાયેલું છે.

2. ઈમામ શાહના બેડ રૂમને (ઢોલિયા) બદલીને તેનો બહારથી હિંદુ ધર્મનું સ્થાન જેવું રૂપ આપવામાં આવ્યું છે.

3. ઈમામ શાહ દ્વારા હસ્ત લેખીત કુરાન, દરગાહ માં રાખવામાં આવતી.

4. કરસન કાકાએ ધાર્મિક પુસ્તકો બદલાવી નાખ્યા.

5. સતપંથ ધર્મના મૂળ મૂલ્યો બદલાવી નાખવાનો પરાયા કરવામાં આવે છે.

6. **સાધુ સમ્મેલનમાં ધર્મ પલટો કરીને હિંદુ ધર્મ અંગીકાર કરવાના તેમજ મંદિર બનાવવાના વચનો આપ્યા છે. તેનો સીધો અર્થ એ થાય છે કે સાધુઓ જાણે છે કે સતપંથ ધર્મ એ હિંદુ ધર્મ નથી અને ત્યાં મંદિર નથી.**

7. પીરાણાની જગ્યાના માલિક સૈયદો છે. સતપંથીઓને ફક્ત વહીવટ કરવા માટે રાખેલા છે.

8. ઔરંગઝેબ (જે હિંદુઓને ડરાવી ધમકાવી અને તલવારના જોરે મુસલમાન બનાવ્યા છે), જે જુલમી, ઇસ્લામ નો હિમાયતી અને હિંદુઓનું દુશ્મન એવા રાજાએ પીરાણા ને મોટું દાન આપ્યું છે. તો મુસલમાનો માટેજ આ દાન હોય શકેને.

Chains of Pirana -A short article about changes in Pirana Series 26
------------------------------------------------------------





આશા છે, લોકોને આ લેખથી ઘણું જાણવા મળ્યું હશે.

આ ઈમૈલ અને લેખ તમે આહી ઓનલાઈન પણ વાંચી શકશો.... http://issuu.com/patidar/docs/series_26_-chains_of_pirana_-a_short_article_about/1?mode=a_p

Real Patidar
www.realpatidar.com

------------------------------------------------------------
- Views expressed here are for the sake of discussion and knowledge only.
- To fully understand the contents of this email, you may be required to read http://issuu.com/patidar/docs/series_1_-covering_email_contents
- To know more visit www.realpatidar.com or send a request-mail to mail@realpatidar.com
- To receive emails send a request to mail@realpatidar.com or join google group http://groups.google.com/group/realpatidar/
------------------------------------------------------------

 **Series 26 -Chains of Pirana -An short article about changes in Pirana -DE.pdf**
547K

Chains of Pirana -A short article about changes in Pirana Series 26






Volume 21 - Issue 18, Aug. 28 - Sep. 10, 2004
India's National Magazine from the publishers of THE HINDU

Krp h • Frqwhqw

COMMUNALISM

## The chains of Pirana

DIONNE BUNSHA
*in Pirana*

**A Gujarat village that follows a Sufi-inspired faith, a blend of Islam and Hinduism, is in danger of being swamped by Hindu fundamentalism.**

Dholia - Imam Shah's Bed Room
હોલિયા - ઈમામ શાહ નો બેડ રૂમ

PICTURES: BY SPECIAL ARRANGEMENT



Imam Shah Bawa's Kabar / Dargah
ઈમામ શાહ બાવાની કબર / દરગાહ

Imam Shah's Descendent's Kabar / Dargah
ઈમામ શાહ બાવાના કબર / દરગાહ

**The Pir Imam Shah Bawa dargah.**

આહીં મૃતકના (ખાસ કન્બીઓના) હાડકાઓ દાટેલા છે અને હવે આ જગ્યા હાડકાઓથી ભરાઈ ગઈ છે.

PIR IMAM SHAH BAWA's devotees are chai ned at t he feet. They close their eyes and pray feventl y while walking towards the Sufi saint's tomb, the Hajr at Pir Imam Sh ah Bawa Roza, in Pirana village, outside Ahmedabad. If the chain disent angles in the first few s teps, it means that your prayer will be grante d soon. If not, it is a sign that it will take some time. Today, the Pi r's followers are entangled in a dispute that could threaten the existence of their faith.

Residents of Pirana stil l follow Imam Shah B awa's teachings of love and harmony, a Sufi-inspired amal gam of Islam and Hinduism. But powerful religious heads close to the Sangh Parivar are trying to communalise their belief, reducing it to little more than a sect o f Hinduism.

Chains of Pirana -A short article about changes in Pirana Series 26





Dul Dul, the horse. This element is as per Satpanth doctrine. Nothing to do with Hinduism.
દલ દલ ઘોડો - આ સતપંથ ધર્મનું એક તત્વ છે. હિંદુ ધર્મ સાથે કોઈ સંબંધ નથી



As per Islamic Values; No Idol is placed, hence only pictures of Gods.
Majority of Hindus (except Arya Samaj) follow Idol worship.
Arya Samaj does not believe in pictures also. It believes only in Yagya (Holy Fire).
ઇસ્લામમાં મૂર્તિ પૂજા વર્જિત છે. તે પ્રમાણે કોઈ મૂર્તિ નથી રાખી, ફક્ત ભગવાનના ચિત્ર રાખ્યા છે. હિંદુઓ (આર્ય સમાજ શિવાય) મૂર્તિ પૂજામાં મને છે. આર્ય સમાજ ચિત્રોને પણ નથી માનતી, ફક્ત યજ્ઞમાં મને છે.

**Dholia, the "bedroom" of Imam, redecorated with pictures of Hindu gods.**

Imam Shah's hand written Koran.
ઈમામ શાહ હસ્ત

In the heat of the conflict, the Koran, handwritten by the Pir, which used to lie near his tomb, myster iously disappeared. Pir Imam Sha h Bawa is believed to have founded the *Satpanth* (true path) faith around 600 years ago. He taught tolerance and the universality of religions.

The sect is an offshoot of Ismaili t eachings, a liberal br anch of Shiite Islam followed by the A ga Khani K hojas, and it attracted devotees from religions other than H unduism and Islam too. All 18 communities living in Pirana village, belonging to different castes and religions, are devotees of Imam Shah Bawa.

An Ismaili Sect, which is part of Shia Muslim.
શિયા મુસલમાન નો એક પંથ

The shrine also attracts followers from different parts of India. Hindu followers, called `Satpanthis', comprise 85 per cent of the sect. Several of them are from the Kutchi Pa tel community. Musl im followers, called `Saiyeds', are considered to be the saint's direct descendents. The Pir's devotees did not define them selves as Hindu or Muslim until they were forced to do so by th e British Census in the mid-19th century. The pres sure of Islamic reforms and the rise of Hindu revivalist groups also made them adopt clearly de fined religious identities.



**A barbed wire fence put up by the Satpanthi dargah**

સતપંથી દર્ગાહ

http://www.hinduonnet.com/fline/fl2118/stories/20040910002704300.htm 20-Nov-2010

Dholia: Imam Shah Bawa's Bedroom.
ઢોલિયાળ ઈમામ શાહ નો બેડ રૂમ (શયન કક્ષ)

Dholia:Masjid and Graveyard.
ઢોલિયા: એક એવી જગ્યા જ્યાં ઈમામ શાહ સૂતાં હતા, એક મસ્જિદ અને કબસ્થાન

**administation to separate the Pir's tomb from the masjid.**

After the death of the saint, a shrine was built over Imam Shah Bawa's tomb. Within the complex, they also built a Dholia at the spot where he used to sleep, a mosque and a graveyard. Until 1931, the complex was a private property belonging to the Saiyeds, and was administrated by the head of the Satpanthis called `Kaka', according to an article by researcher Dominique Sila-Khan. Some Satpanthis filed a case against the then Kaka Ramji Laxman (a Kutchi Patel) for misusing funds.

Property belongs to Saiyeds. Satpanthis only administer it.
જગ્યાના માલિક સૈયદો છે, ફક્ત વહીવટ સતપંથીઓને આપવામાં આવ્યો છે.

The court ordered that a public trust be set up to manage the property. The trust was to consist of seven Satpanthi and three Saiyed representatives elected every five years. But elections to the trust have not been held for the past 15 years. A conflict between the Satpanthis and the Saiyeds emerged when the last religious leader Karsan Das Kaka tried to Hinduise the belief. The dispute has resulted in a spate of legal battles.

Books were changed by Karsan Kaka.
કરસન કાકાએ ધાર્મિક

IN the late 1980s, the Kaka made several changes to the literature, rituals and prayers, removing any hint of Islamic influence. When this writer visited the shrine, the guide appointed by the trust made it a point to keep telling her, "This is a Hindu samadhi mandir. It has no connection with Islam." "Our prayers had words like Om as well as Rehman and Rahim."

Real Satpanth Values are destroyed.
સતપંથના અસલી મૂલ્યોને નષ્ટ કરી નાખ્યા

"The shrine administration has taken out the Islamic words. They are destroying the meaning of the philosophy," said Bharat Patel, a carpenter who lives in Pirana. He is also a Satpanthi, but resents the hijacking of the sect by a few powerful Kutchi Patels. "They are like a gang. It has become very political. The Vishwa Hindu Parishad (VHP), the Bajrang Dal and the police are with them. Anyone who questions them is taken to the police station. There is no meaning to the *Satpanth* anymore. It has become very casteist. In the gurukul, they only look after the children of Kutchi Patels, not others. I used to go to the shrine everyday. But since they have destroyed it all, I don't go there. We don't get any respect," says Bharat Patel.

સતપંથનો હવે કોઈ અર્થ નથી

In the post-Babri Masjid demolition fervour, the VHP allied with Karsan Kaka and the trustees to arrange a huge Sadhu Sammelan inside the dargah complex in 1993. They pledged to `re-convert' to Hinduism and change the shrine in to a temple. The dargah was re-named `Prerna Pith' or `samadhi mandir'.

Sadhu Sammelan: Pledged to Re-covert to Hinduism. That means at present they are not Hindus. This means Sadhus know that Satpanth is not a hindu sect, nor there is a temple there.
સાધુ સમ્મેલન: હિંદુ ધર્મ અંગીકાર કરવાનો વાયદો આપેલ હતો. એટલે સાધુઓ જાણે છે કે સતપંથ હિંદુ ધર્મ નથી અને ત્યાં મંદિર નથી.

Dargah is renamed as Prerna Pith or Samadhi Mandir.
દરગાહનું નામ બદલીને પ્રેરણા પીઠ અને સમાધી મંદિર રાખવામાં આવ્યું



Graveyard
પીરાણાનું ઈમામ શાહ દરગાહ નું કબ્રસ્થાન

**The graveyard within the Pir Imam Shah Bawa dargah complex. Muslim devotees say that coconut trees have been planted at the spot to prevent them from using it as a burial site.**

"Kaka" is renamed to "Maharaj" and "Acharya"
"કાકા" નું નામ બદલીને "મહારાજ" અને "આચાર્ય" રાખવામાં આવ્યું.

The Kaka discarded his old title and re-appointed himself `Maharaj' and `Acharya'. The trust cut off wa ter and electricity supply to the masjid, saying that it was not part of the dargah complex. The `Om' symbol was painted all over the sh rine. The Dholia was renovated with pictures of Hindu gods. The communal violence of 2002 further emboldened the VHP. Led by Bajra ng Dal leader Babu Bajrangi, an accused in the Naroda Patiya mass acre (the worst mas s murder in Gujarat), they stopped the traditional Tazia procession from the masjid to the dargah on the day of Moharram in January 2003.

"Tazia" an Islamic rituals is practiced.
તાઝિયા, એક ઇસ્લામી તત્વ, પાળતો

Both Hindu and Muslim devotees pa rticipate in this procession. A barbed wire fence was built separa ting the masjid from the dargah. Two entrances to the dargah were seal ed off. "In our village, there is no discrimination. Only they are crea ting it within the shrine," said Chandrakant Patel, a Pirana re sident from the Kutchi Patel community. "We used to pray at both the masjid and the dargah. After they put up the fence, it has become difficult to walk across and pray in both. They blocked the route of the Tazia procession. Hindus and Muslims have not done T azia for two years. Th ey are doing this to harass us. They want to cut off th e Saiyeds totally and gain full control."

Koran,used to be kept near the tomb.
ઈમામ શાહના કબર પાસે કુરાન રાખવામ આવતી.

Two copies of the Koran placed n ear the Pir's tomb mysteriously disappeared. One of them was ha ndwritten by Im am Shah Baw a. Other Islamic books lying near th e tomb were also removed. A wooden box with silver used duri ng the Moharram procession also disappeared. Framed copies of a *farman*, a document from King Aurangzeb donating 45 acres of land and money to the trust, also vanished. The original copy of this document is written on a silver plate, which is in the trust's possession. The 50-year-old tomb o f Saiyed Taskdukhusain, a trustee, located near the dargah, was

Aurangzeb donated 45 Acres of land and money.
ઔરંગઝેબે ૪૫ એકર જમીન અને પૈસાનું દાન આપેલ છે.

demolished completely.



**The religious head of Satpanthis, Nanakdas Kaka, who calls himself Guru Maharaj Jagatguru Satpanth Acharya.**

Offerings from Dargah are for Saiyeds.
દરગાહને મળેલ ચડવા ને ભેટો સૈયદો માટે



Ironically, Saiyeds in Pirana who filed a case against the disappearance of these treasures were arrested for looting and sent to the Sabarmati Central Jail. What did they loot? Prasad from the temple - jaggery, sugar and coconuts. Every day, offerings from the dargah are supposed to be given to the Saiyeds. It is an old custom. But in 1998, the administration stopped the practice, in a move to further isolate the Saiyeds.

600 year old history is being tried to change.
હાલનું દરગાહ નું પ્રશાશન, દરગાહનું ૬૦૦ વર્ષ જુનો ઇતિહાસ બદલવા પાછળ જનૂની બની છે.

After an argument, they got the Saiyeds arrested for armed robbery. The present religious head, known as Nanakdas Kaka, who calls himself Guru Maharaj Jagatguru Satpant Acharya, denied that the missing documents or monuments ever existed. He told *Frontline* that the Satpanthi faith was a `Vedic religion', which had followers from various communities. When this writer asked him whether the shrine was a dargah or a mandir, he said, "Muslim followers call it dargah. It is a difference in language. But all donations are given by Hindus, not Muslims."



The dargah administration is adamant about discarding its 600-year-old history. But many devotees would not let them forget the past. It would take a miracle to free the chains now binding Imam Shah Bawa's followers.

Sulqwhu#iulhqgo|#sdjh
Vhqg#wklv#duwlfoh#wr#Iulhqgv#e|#H0Pdlo

Subscribe | Contact Us | Archives | Contents
(Letters to the Editor should carry the full postal address)

[ Home | The Hindu | Business Line | Sportstar



Real Patidar <mail@realpatidar.com>

# Series 27 -Reply to Patidar Sandesh's Editorial dt. 10-Oct-2010 / પાટીદાર સંદેશમાં તા. ૧૦.૧૦.૨૦૧૦ ના છપાયેલ તંત્રી લેખનો સચોટ જવાબ

**Real Patidar <mail@realpatidar.com>** **Sun, Dec 5, 2010 at 1:39 PM**
To: realpatidar <realpatidar@googlegroups.com>

05-Dec-2010

|| Jay Laxminarayan || || જય લક્ષ્મીનારાયણ ||

You all are aware of the recent editorial published in Patidar Sandesh and the massive uproar it caused amongst the people of A.B.K.K.P. Samaj. Many emails in protest, have floated since then. There were calls to completely boycott the newspaper, as well.
હાલમાં પાટીદાર સંદેશમાં છપાયેલ તંત્રી લેખ અને ત્યાર બાદ સમાજમાં તેની સામે ઉદભવેલ પ્રચંડ વિરોધથી તમે વાકેફ છોજ. વિરોધ વ્યક્ત કરતા ઘણા ઈમૈલઓ લોકો દ્વારા મોકલાયા. પાટીદાર સંદેશને બહિષ્કાર કરવાની હકલો પણ થઈ.

I have also learn't that many people have written protest letters to the editors. While others have decided to cancel the subscription. Many sanatanis have resolved not to publish their advertisements in the news paper, as a mark of protest and boycott.
એવું જાણવા મળ્યું છે કે ઘણા લોકોએ તંત્રીઓને વિરોધ વ્યક્ત કરતા પત્રો લખ્યા. ત્યારે બીજી બાજુ લોકો લવાજમ રદ્દ કરવાની પણ વાતો કરે છે. વિરોધ અને બહિષ્કારના પ્રતિક રૂપે, ઘણા સનાતાનીઓએ તો પોતાના ધંધાકીય જાહેર ખબરો પાટીદાર સંદેશમાં ના છાપવાના નિર્ણયો લીધા છે.

One of the important link in the chains of protests is the reply to the editorial, by the Sanatan Dharm Jagruti Samiti. There is lot to read between the lines in the reply. I have highlighted certain important points, where as I am sure there are many more.
વિરોધની આ શ્રૃંખલા માં એક મૂક્ય કડી રૂપે સનાતન ધર્મ જાગૃતિ દ્વારા તંત્રી લેખ સામે આપેલ સચોટ જવાબ છે. તેમના જવાબમાં પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે ઘણું બધું વાંચવાનું અને જવાનું છે. તેવા અમુક મુખ્ય મુદ્દાઓ પર તમારું ધ્યાન દોર્યું છે. મને ખાતરી છે તમને આવા ઘણા મુદ્દાઓ વાંચવા મળશે.

You can read the whole reply with my comments in the attached file or directly online here....
http://issuu.com/patidar/docs/series_27_-reply_to_patidar_sandesh_s_editorial_dt/1?mode=a_p
મારા દ્વારા ધ્યાન દોરાવતા મુદ્દાઓ અને ધર્મ જાગૃતિનો સચોટ જવાબ તમે આ ઈમૈલ સાથે જોડેલી ફાઈલમાં વાંચી શકશો. તેમજ ઉપર જણાવેલ લીંક પર ઓનલાઈન પણ વાંચી શકશો....

Real Patidar
www.realpatidar.com

---

- Views expressed here are for the sake of discussion and knowledge only.
- To fully understand the contents of this email, you may be required to read http://issuu.com/patidar/docs/series_1_-covering_email_contents
- To know more visit www.realpatidar.com or send a request-mail to mail@realpatidar.com
- To receive emails send a request to mail@realpatidar.com or join google group http://groups.google.com/group/realpatidar/

---

**Series 27 -Reply to Patidar Sandesh's Editorial dt. 10-Oct-2010 -D.pdf**
411K

નોંધ: સનાતનીઓની લાગણી દુભાવતો તંત્રી લેખ પાટીદાર સંદેશે છાપયો હતો, જેનો આપણા સમાજમાં ખુબ વિરોધ થયો.



## પાટીદાર સંદેશ ના તા. ૧૦.૧૦.૨૦૧૦ ના અંક માં છપાએલ તંત્રી લેખને અ.ભા.ક.ક.પા.સનાતન ધર્મ જાગૃતિ સમિતિ નો સચોટ જવાબ

પાટીદાર સંદેશ ના તા. ૧૦.૧૦.૨૦૧૦ ના અંક માં છપાએલ તંત્રી લેખ પૂરે પુરો સત્ય થી વેગળો અને એક તરફી (સતપંથ તરફી) માનસિકતા ધરાવતી વ્યક્તિઓએ લખેલ લેખ છે. આને લીધે સમગ્ર કચ્છ કડવા પાટીદાર સનાતની જ્ઞાતિ ની લાગણી દુભાય તેમજ ગેરમાર્ગે દોરાય તેવો પૂરે પુરો સંભવ છે. છેલ્લા ૫૦-૬૦ વરસમાં આપણી સનાતની જ્ઞાતિએ (કેન્દ્રીય સમાજે) સતપંથ ના પ્રશ્ને ઘણું બધું ભોગવ્યું છે. અરે, સનાતની ઓળખ ધરાવતી આપણી કેન્દ્રીય સમાજે સતપંથ ના પ્રશ્ને પોતાની મૂળ ઓળખ સ્પષ્ટ કરવી પડી છે. એટલુંજ નહિ સતપંથ મુદ્દાને લઈને કેન્દ્રીય સમાજે પોતાની આર્થિક સદ્ધરતાને નેવે મુકવી પડી છે. જે પાયા ઉપર, જે ઉદ્દેશોને લઈને, જે હેતુઓને માટે અને જે સંદર્ભોને ધ્યાન માં રાખીને શ્રી અ. ભા. ક. ક. પા. સમાજ ની (કેન્દ્રીય સમાજની) ઘડતર થઇ હતી તેનો તો છેલ્લા અમુક પ્રમુખોની આગેવાની તળે ધ્વંશ થતો જોવામાં આવ્યો.

આપણી સમાજની મૂળ સ્થાપના પાછળની હકીકત

આમ તો આપણી કેન્દ્રીય સમાજ ની સ્થાપના સુધારક વડીલો દ્વારા છેક ૧૯૪૦ માં કરવા માં આવી હતી ત્યારે તેનું નામ હતું "શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજ" અને તેના પ્રથમ પ્રમુખ હતા શ્રી રતનશી ખીમજી ખેતાણી અને પ્રથમ મહામંત્રી હતા શ્રી નથુભાઈ નાનજી કેશરાણી. ત્યાર પછી બંધારણીય ધોરણે વિધિવત આ સમાજ ની સ્થાપના ૧૯૬૦ માં જ્યારે કરવા માં આવી ત્યારે સ્વાગત પ્રમુખ તરીકે મથલ ના સુધારક વડીલ શ્રી પરબત લખુ પોકાર અને પ્રથમ પ્રમુખ તરીકે વિરાણી વાળા વડીલ શ્રી શિવદાસ કાનજી નાકરાણી ની વરણી થઇ હતી અને ભીમજી કેશરા લીમ્બાણી જેવા વડીલ ખજાનચી રહ્યા હતા. ૧૯૬૦ માં બોર્ડીંગ ના ઉદ્ઘાટન વખતે સ્વાગત પ્રમુખ શ્રી પરબત લખું પોકારે જણાવ્યું હતું કે;

સમાજની કાયદેસર સ્થાપના વખતના ભાષાણો

*"આપણી જ્ઞાતિની કરાંચી (હાલ પાકિસ્તાનમાં) અને મુંબઈની પરિષદો મેળવવા માં અને એ પરિષદો દ્વારા જ્ઞાતિ માં સુધારણા ની પ્રવૃત્તિ શુરૂ કરનાર એ નર શાર્દુલ સ્વર્ગસ્થ શ્રી નારાયણજી રામજી લીમ્બાણી નું મને સહેજે સ્મરણ થઇ જાય છે. એ હકીકતનો ઇનકાર થઇ શકે એમ નથી કે 'જો શ્રી નારાયણજીભાઈએ સમાજ સુધારાની પ્રવૃત્તિ નો ઝંડો એ દિવસોમાં ના ફરકાવ્યો હોત તો આપણી જ્ઞાતિની આજે કેવી દુર્દશા હોત તેનો વિચાર માત્ર કરતાં પણ કંપારી છૂટે છે."*

તે વખત ના પ્રમુખ શ્રી શિવદાસ કાનજી નાકરાણીએ તેમના ભાષણ માં જણાવ્યું હતું કે *"આપણી જ્ઞાતિ ની સર્વ પ્રથમ પરિષદો કરાંચી અને મુંબઈ માં મળી હતી તેની પાછળ એક વ્યક્તિની જલવંત તપશ્ચર્યા હતી અને એ*

*વ્યક્તિ તે પ્રાત:સ્મરણીય શ્રી નારાયણજી રામજી લીંબાણી. આપણી જ્ઞાતિની પ્રગતિનો પાયો નાખનાર શ્રી નારાયણજી ભાઈ હતા. અજ્ઞાન અને અંધારામાં અટવાયેલી આપણી જ્ઞાતિના શ્રી નારાયણજી ભાઈ જ્યોતિર્ધર હતા. જ્ઞાતિ ઉપર બની બેઠેલા મોટેરાઓની (પીરાણા ના દલાલો ની) નાગચૂડમાંથી એમણે જ્ઞાતિને છોડાવી. શ્રી નારાયણજી ભાઈને જ સર્વ પ્રથમ લાગ્યું કે આપણી જ્ઞાતિને સુધારવાની ને કેળવવાની જરૂરત પરિષદ જેવી યોજનાઓથીજ મહદઅંશે પાર પડી શકે. એ બધી પરિષદો એમની પ્રેરણા અને દોરવણી નીચે મળી હતી. શ્રી નારાયણજી ભાઈના સ્વર્ગવાસ પછી એ પ્રવૃત્તિ કંઇક મંદ પડતી હોય તેમ લાગ્યું પરંતુ મંદ પડેલી પ્રવૃત્તિમાં ફરી એક વખત જોમ અને જોશ પૂર્યા આપણા બીજા અગ્રણી જ્ઞાતિ ભાઈઓએ. આમાંથી હું માત્ર બે નામોનો જ નિર્દેશ કરીશ: એક શ્રી રતનશીભાઈ ખીમજી વિરાણી વાળા, જેમણે આ પરિષદો વચ્ચેના લાંબા ગાળા દરમ્યાન શ્રી નારાયણજી ભાઈએ અધૂરૂં મુકેલું કાર્ય આગળ ધપાવ્યું. એટલુંજ માત્ર નહિ પણ કચ્છ, ગુજરાત અને અન્ય પ્રદેશોમાં વારંવાર પ્રવાસ કરીને સુધારાની મશાલ જલતી રાખી. આપણા કમનસીબે શ્રી રતનશી ભાઈ આજે અહીં હાજર નથી. તેઓશ્રીની નાદુરસ્ત તબિયતને લીધે તેઓ અહીં હાજર રહી શક્યા નથી. પરંતુ મારી ચોક્કસ ખાતરી છે કે તેઓ દૂર મુંબઈ માં બેઠાં બેઠાંય આપણી પરિષદ ઉપર આશીર્વાદ વરસાવી રહ્યા હશે. બીજા એવા ભાઈ જેમણે શ્રી રતનશી ભાઈને એમના કાર્યમાં સાથ આપ્યો તે આપણા શ્રી નથુભાઈ નાનજી, તેઓ અહીં હાજર છે એટલે તેમના વિષે કંઈક કહેતા હું ક્ષોભ અનુભવું છું."*

ઉપરોક્ત ભાષણોથી એ પુરવાર થાય છે કે આ સમાજ ની (કેન્દ્રીય સમાજની) રચના-સ્થાપના એવા સુધારક વડીલો દ્વારા કરવા માં આવી હતી કે જેઓને ચોક્કસ પણે એવું લાગ્યું હતું કે પીરાણા સતપંથ મત આપણી જ્ઞાતિને લાયક ધર્મ નથી અને તે મત માં રહીને આપણી જ્ઞાતિની ઓળખ એક મુમના મુસલમાન તરીકે થવા જઈ રહી છે અને થઇ જશે તેથી સત્વરે તેનો ત્યાગ કરવો પડશે અને તેથી તેઓએ તેનો સદંતરપણે ત્યાગ કરી આપણા મૂળ સનાતન હિન્દુ ધર્મ નો પુનઃ અંગીકાર કરી જ્ઞાતિને સનાતન ધર્મ તરફ વાળીને માત્ર અને માત્ર તેમના (સનાતાનીઓના) હિતોની રક્ષા કરવા (સત્પન્થીઓ ના હિતોની રક્ષા કરવા નહી) હેતુ થી કેન્દ્રીય સમાજની સ્થાપના કરી હતી.

પીરાણા સતપંથ આપણી સમાજ માટે લાયક ધર્મ નથી.

સનાતાનીઓની હિતની રક્ષા માટે સમાજની સ્થાપના કરી હતી.

ઉપરોક્ત બાબતો તેમજ તેના જેવી ઘણી બધી બાબતોનો આપણી જ્ઞાતિ અને આપણી સમાજનો ઇતિહાસ ગવાહ છે. પણ હાલમાં જ્યારે પાટીદાર સન્દેશ માસિક પત્રિકા માં (જેનો એક જ્ઞાતિનું મુખપત્ર તરીકે ઉલ્લેખ થતો હતો, પણ છે નહીં) સનાતની ઓળખ ધરાવતી આપણી કેન્દ્રીય સમાજને અને તેની નેતાગીરી ને ભાંડવા માં આવી ત્યારે અમારું લોહી ઉકળી ઉઠ્યું અને મન

માં પ્રશ્નો ઉદભવ્યા કે આ પાટીદાર સંદેશ ના કહેવાતા વિદ્વાન તંત્રીઓ ને શું થઇ ગયું છે? આ તંત્રીઓ

૧. શું સનાતાનીઓ છે કે પછી પીરાણા સતપંથ ધર્મ પાળતા સત્પન્થીઓ છે?

૨. કે પછી સનાતની હિન્દુ હોવાનો ડોળ કરીને સનાતાનીઓના સ્વાંગમાં સત્પન્થીઓ છે.

૩. કે પછી માત્ર અને માત્ર આર્થિક લાભ ને ખાતર પોતાની તઠસ્તતા ને નેવે મુકીને સતપંથ અને સત્પન્થીઓ તરફ નું લખાણ લખી રહ્યા છે?

આ કહેવાતા વિદ્વાન તંત્રીશ્રીઓ એ લખેલા તેમના તંત્રી લેખ માં કેન્દ્રીય સમાજના હોદ્દેદારો અને કેન્દ્રીય સમાજ ઉપર આરોપો લગાડ્યા છે તે તદ્દન ખોટા, પાયા વિહોણા અને પીરાણા સતપંથ તરફી માનસિકતા ધરાવતા લેખો છે. તદઉપરાંત પરોક્ષ રૂપે તેઓએ **અ.ભા.ક.ક.પા.સનાતન ધર્મ જાગૃતિ સમિતિ ના આગેવાનો** ઉપર પણ આરોપો લગાડ્યા છે. તેના સચોટ જવાબો અમો અહીં જ્ઞાતિને સાચી હકીકતો જાણ થાય તે માત્ર હેતુ થી આપી રહ્યા છીએ. **આ સચોટ જવાબો પાટીદાર સૌરભ, ઉમા દર્પણ તેમજ પાટીદાર સંદેશમાં અક્ષરસ પ્રગટ થાય તેવું અમે ઈચ્છીએ છીએ.**

૧. પાટીદાર સંદેશ નો આરોપ:

"એક સમયની ગૌરવશાળી (કેન્દ્રીય) સમાજમાં શુરુ થયો...... અંધાધૂંધી નો માહોલ"

ગૌરવશાળી સમાજ

જાગૃતિ સમિતિ નો જવાબ: આપણી કેન્દ્રીય સમાજ ગૌરવશાળી હતી, છે અને ભવિષ્યમાં પણ રહેશે. કદાચ સત્પન્થીઓ અથવા તો તેના તરફ જોક ધરાવતી વ્યક્તિઓ માટે નહિ હોય. જે સતપંથ ને લઈને આખી જ્ઞાતિની ઓળખ એક મુમના મુસલમાન તરીકે થતી હતી તેને ભૂંસવા માટે થઈને આપણી કેન્દ્રીય સમાજની સ્થાપના કરવામાં આવી હતી. ના કે ૫૦ વરસ પછી એ જ કલંકિત સતપંથ મત ને જ્ઞાતિમાં અને સમાજમાં પ્રોત્સાહન આપવા માટે થઇ હતી. કેન્દ્રીય સમાજના સ્થાપક વડીલોનો ચોખ્ખો આદેશ (CLEAR MANDATE) હતો કે આ સમાજ માં જ્ઞાતિના ફક્ત અને ફક્ત એવા માણસો જ રહી શકશે જેઓએ સતપંથ મત નો સદાય ને માટે ત્યાગ કર્યો હોય અને આપણા મૂળ સનાતન હિન્દુ ધર્મ નો અંગીકાર કર્યો હોય. પણ આ આદેશ ઉપર દૂધ અને દહીં માં પગ રાખવા વાળા સમાજના ચંદ માણસોને લઈને કુઠારાઘાત થતો જોવામાં આવ્યો. ત્યારે આજની આપણી કેન્દ્રીય સમાજના નેતાઓને લાગ્યું કે આ બરાબર થતું નથી, કયાંક આપણે ચુક્યા છીએ ત્યારે તેઓએ શ્વેતપત્ર અથવા તો બંધારણ માં સ્પષ્ટતાઓ અથવા તો પંચમ અધિવેશન માં જ્ઞાતિના રીતીરીવાજોમાં સ્પષ્ટતાઓ આણીને તા.૧.૭.૨૦૧૦ ના આદેશ પત્ર જાહેર કરીને કેન્દ્રીય સમાજ એક સનાતની હિન્દુ તરીકે ની

શ્વેત પત્ર તથા પંચમ અધિવેશન માં થયેલ સ્પષ્ટતા

ઓળખ ધરાવતી સમાજ છે એવું જાહેર કરવું શું ગુનો છે. અને એ સમાજ માં ફક્ત અને ફક્ત સનાતન હિન્દુ ધર્મ ને અનુસરતા – પાળતા (સતપંથ ધર્મ પાળતા નહી) કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના વન્સજો જ રહી શકશે એવું જાહેર કરે તો તેની નેતાગીરીને નબળી અને નિષ્ફળ નેતાગીરી છે તેમ જાહેર કરવું સરાસર ખોટું છે અને તે ખોટું કામ આ પાટીદાર સંદેશે કર્યું છે. પાટીદાર સંદેશ ના કહેવાતા વિદ્વાન તંત્રીઓ સતપંથ તરફી માનસિકતા થી પીડાઈ રહ્યા હોય તેવું દેખાય છે. તેમના આવા વિધાનો થી કેન્દ્રીય સમાજની સનાતની જ્ઞાતિમાં દહેશત ફેલાય તે હેતુ માત્ર થી આવું લખાણ લખ્યું છે એવું ચોક્ખું દેખાઈ આવે છે.

૨. પાટીદાર સંદેસનો આરોપ:

"એપ્રિલ ૨૦૧૦ ના અંક માં પ્રસિદ્ધ કરેલ કે શ્વેતપત્ર બહાર પાડવા માટે જવાબદાર મિત્રો એ સમાજ ઉપર પડનારી દુરગામી અસરોની લેશ માત્ર દરકાર કરી નથી."

શ્વેત પત્ર સમાજે બહાર પાડેલું છે અને તેના મુદ્દાઓને પંચમ અધિવેશનમાં પણ પસાર/ પાસ કરવામાં આવેલ છે.

જાગૃતિ સમિતિનો જવાબ:

દુરગામી અસરો પડે તે હેતુ થી તો શ્વેતપત્ર કેન્દ્રીય સમાજ દ્વારા બહાર પાડવામાં આવ્યું છે. એટલી તો કહેવાતા પાટીદાર સંદેશના વિદ્વાન તંત્રીઓને ખબર હોવી જોઈએ. ૫૦-૫૦ વરસ થી સતપંથ બાબતે દૂધ અને દહીં માં પગ રાખનારા માવળવાદીઓને લીધે સમાજે ઘણું બધું ભોગવ્યું છે. સાથે સાથે સમજના સનાતની ભાઈઓએ પણ ભોગવ્યું છે. ત્યારે સતપંથ સમાજે તેના પીરાણા સતપંથ ધર્મ ને માથે ખણી ને સનાતાનીઓ ના ભોગે તે ધર્મ કેન્દ્રીય સમાજમાં નિષેધ હોવા છતાં વેંઢાર્યો છે. ને એ સતપંથ સમાજ જ્ઞાતિ માં સતપંથ ધર્મ બાબતે ફરી પાછું કાઠું કાઢતી ગયી. કોઈ કહેવા વાળું નોતું એમને. કારણ કે એમની પોતાની સતપંથ સમાજ અલગ હતી જ. સત્પન્થીઓ ને પીરાણા ધર્મ મુકીને આવરી લેવા માટે કેન્દ્રીય સમાજે ૫૦-૫૦ વરસ સુધી રાહ જોઈ. અરે કેન્દ્રીય સમાજે સનાતાનીઓના ભોગે માંડ આ સત્પન્થીઓ પીરાણા ને મુકીને સમાજના સનાતાની પ્રવાહમાં ભળી જાય તે માટે તેઓની થાબડ-થુબડ અત્યાર સુધી કરતી રહી. તેમ કરવામાં કેન્દ્રીય સમાજે તેના સનાતન ધર્મ ને વેગળો રાખ્યો. કોઈ પણ સમાજ ધર્મ વિહોણી તો ન જ હોઈ શકે. ધર્મ અને સમાજ એક જ સિક્કા ની બે બાજુઓ છે. તદઉપરાંત જ્યાં એકજ ધર્મ પળાતો હોય તેને જ સમાજ કહેવાય. તે પ્રમાણે સનાતન ધર્મ છે એટલે કેન્દ્રીય સમાજ છે અને કેન્દ્રીય સમાજ છે એટલે કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ માં સનાતન ધર્મ છે. જ્ઞાતિએ ખાસ નોંધ લેવા જેવી વાત એ છે કે કેન્દ્રીય સમાજે બહાર પાડેલ 'શ્વેતપત્ર' અને ત્યાર બાદ તા. ૭.૫.૨૦૧૦ માં કરેલ બંધારણ માં ફેરફારો, તા. ૧૨.૫.૨૦૧૦ ના પંચમ અધિવેશન માં

લેવાયેલ નિર્ણયો ના અમલીકરણ થી સમાજમાં દુરગામી અસરો બહુજ સારી પડનારી છે. છેવટે કેન્દ્રીય સમાજે એની એક સનાતની સમાજ તરીકેની ઓળખ જાહેર કરી દીધી અને તેજ ઓળખ તેની સ્થાપના વખતે ની હતી. તેમાં કોઈને કંઈ વાંધો શા માટે હોવો જોઈએ. વાંધો તો ફક્ત પાટીદાર સંદેશ જેવા મવાળવાદીઓ ને જ છે. પાટીદાર સંદેશ બરાડા પાડે છે કે સનાતન અને સતપંથ ના પ્રશ્નો સમાજ માં છે તે સાંપ્રદાયિક વિવાદો છે. ભલા માણસ સંપ્રદાય અને ધર્મ માં કંઈક ફરક છે કે નહિ તેને સમજો. સમાજ માં અત્યારે ચાલી રહેલા વિવાદો સાંપ્રદાયિક નથી, તે વિવાદો છે ધાર્મિક. તે વિવાદો છે સનાતન ધર્મ અને વિધર્મો ના ( સતપંથ ધર્મના) જે સતપંથ ધર્મને કેન્દ્રીય સમાજમાં નીશેધ ફરમાવવા માં આવેલો છે તેનો ઇતિહાસ ગવાહ છે. હા સનાતન હિન્દુ ધર્મ હેઠળ વિવિધ સંપ્રદાયો આવકાર્ય છે પણ પીરાણા સતપંથ મત એક શિયા મુસલીમ ધર્મ નો ફાંટો છે અને તે આપણી જ્ઞાતિ માટે લાયક ધર્મ નોતો, અત્યારે પણ નથી અને ભવિષ્ય માં પણ નથી રહેવાનો એટલે તે આપણી માટે વિધર્મ છે. હવે આપણી કેન્દ્રીય સમાજ સનાતન ધર્મ બાબતે સ્પષ્ટ થઇ ગઈ છે અને તેની દુરગામી અસરો સારી અને હકારાત્મક જ પડનારી છે તેમાં બે મત નથી.

__૩. પાટીદાર સંદેસનો આરોપ:__

ઉમિયા માતાજી સંસ્થાન (ઊંઝા) ના શ્રી મણીભાઈ ‘મમ્મી’ જે સમાજ ના વખાણ કરતાં થાકતા નથી તે કચ્છ કડવા પાટીદાર સમાજની પ્રતિષ્ઠા સાવ ભાંગીને ભુક્કો થઇ ગઈ છે તેમાં શંકા ને સ્થાન નથી

__જાગૃતિ સમિતિ નો જવાબ:__

શ્રી મણીભાઈ 'મમ્મી' અને ઊંઝાની મુખ્ય કડવા પાટીદાર જ્ઞાતિ ની સંસ્થા, તો સતપંથના વિરુદ્ધમાં કાર્ય કરે છે.

પાટીદાર સંદેશના વિદ્વાન તંત્રીઓની આ વાત તદ્દન ખોટી છે. છેલ્લા ૧૨-૧૫ મહિના માં મેં (રમેશભાઈ વાગડિયા) અને શ્રી હિમ્મતભાઈ ખેતાણી એ ૪-૪ વખત આ વડીલ શ્રી મણીભાઈ ‘મમ્મી’ ની રૂબરૂ મુલાકાત લીધી છે. તે વખતે તેઓશ્રીએ ચિંતા વ્યક્ત કરતાં કહ્યું હતું કે આપણી જ્ઞાતિને કલંક રૂપ પીરાણા સતપંથ મત માં હજુએ કચ્છ કડવા પાટીદારો અટવાયા પડ્યા છે તેનો મને અફસોસ છે. ચાર ચાર કલાકની લાંબી ચર્ચા માં તેઓ શ્રીએ ૧૯૭૮ ની મીનીટ બૂક કાઢીને અમોને બતાવ્યું હતું કે આ ઉમીયા માતાજી સંસ્થાએ કડવા પાટીદારોને પીરાણા સતપંથ મત માં થી બહાર કાઢવા એક કમિટીની રચના છેક સન ૧૯૭૮ માં કરી હતી અને તે કમીટીના તેઓ પોતે પણ એક મુખ્ય સભ્ય હતા. આ ઠરાવ અહીં અક્ષરસ રજુ કરવાનું મન અમોને સહેજે થઇ જાય છે.

ઉમિયા માતાજી ઊંઝા દ્વારા સતપંથધર્મ ને જ્ઞાતિમાં થી બહાર હકલી નાખવાના પ્રયત્નો.

ઉમિયા માતાજી સંસ્થાન ઊંઝા

કારોબારી સભા ઠરાવ ક્રમાંક નંબર ૧૪/૧૬.૧૧.૧૯૭૮. સંવત ૨૦૩૫, કારતક વડ ૨ (બીજ).

અજેન્ડા: પાટીદાર પરિવારમાં કેટલાક લોકો પીરાણા સતપંથ માં ભળી રહ્યા છે તે અંગે તેમણે રોકવા માટે પ્રયાસ કરવા અંગે ઠરાવ.

-ઠરાવ-

"કચ્છ કડવા પાટીદારોમાંથી તથા ખેડા જીલ્લામાં થી કેટલાક કુટુંબો એ પીરાણા પંથ સ્વીકારેલો છે તેમજ બીજા કુટુંબો પણ આ પંથ તરફ ભળી રહ્યા છે તે તેમને સાચી સનાતન ધર્મની સમજ આપી તે તરફ જતા અટકાવવા માટે પ્રયાસ કરવા માટે નીચેના સભ્યો ની કમીટી નીમવામાં આવે છે"

ઉમિયા માતાજી સંસ્થાન ઊંઝા દ્વારા સતપંથ ધર્મ તરફ જતા લોકોને અટકવાના પ્રયાસો.

૧. મણીભાઈ ઈશ્વરભાઈ પટેલ ઊંઝા

૨. મનજીભાઈ કરસનભાઈ પટેલ હરીપુરા

૩. બેચરભાઈ વ્રજભાઇ પટેલ ધરાદરાકમ્પા

૪. હરિપ્રસાદ પટેલ

પ્રમુખ શ્રી દુર્ગાપ્રસાદ

શ્રી મણીભાઈ 'મમ્મી' એ અફસોસ વ્યક્ત કર્યો હતો કે મને પણ તેમાં સફળતા ન મળી તે બદલ હું ક્ષોભ અનુભવું છું. અમોને ના છુટકે આ વાત અહીં કરવી પડે છે કે આ મહાપુરુષ મણીભાઈ 'મમ્મી' એ અમારી સમક્ષ કેન્દ્રીય સમાજના માજી પ્રમુખ શ્રી વાલજીભાઈ વાડિયા તેમજ હાલના પ્રમુખ શ્રી રામજીભાઈ નાકરાણીને અમારી હાજરી માં ફોન કરીને જણાવી દીધું હતું કે: *"આપ શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજના પ્રમુખ છો અને પ્રમુખ હોવાને નાતે હું તમોને જણાવું છું કે પીરાણા સતપંથ બાબતે તમારી સમાજે ઘણું બધું ભોગવ્યું છે. તમારા પૂર્વજો નારાયણજી બાપા અને રતનશી બાપાએ જે પીરાણા સતપંથ મત બાબતે સ્પષ્ટતાઓ કરી હતી તેના ૧ ટકા જેટલીએ સ્પષ્ટતા આજે તમે લોકો નથી કરતા. હવે તમે તે બાબતે સ્પષ્ટ થઇ જાઓ. નહિ તો પીરાણા સતપંથ સમાજના ભાઈઓ તમારી કેન્દ્રીય સમાજની ઘોર ખોદી નાખશે. હવે પછીના દિવસોમાં તમારે સ્પષ્ટતા કરીને આ પીરાણા સત્પન્થીઓ ની સાથે બે વાતો કરવી પડશે તો જ તમે આ પ્રશ્ને સફળ થશો.*

*૧. એક વાત એ કે આ સત્પન્થીઓ જોડે તમે સામાજિક સંબંધો જેવા કે દીકરીઓ લેવાનું અને દીકરીઓ દેવાનું બંધ કરો અને*

*૨. બીજી વાત એ કે આ સત્પનથી ભાઈઓ જોડે સહિયારી મિલકતો વસાવવાનું બંધ કરો."*

*"આ બે વસ્તુ જ્યાં સુધી તમે નહિ કરો ત્યાં સુધી સતપંથ ના પ્રશ્ને તમો સફળ થવાના નથી,નથી અને નથી. અને ત્યાં સુધી તમારી કચ્છ કડવા પાટીદાર સમાજને શુદ્ધ સનાતની હિન્દુ સમાજ બનાવી શકવાના નથી."*

-------------------------------------

## ૪. પાટીદાર સંદેસનો આરોપ:

"અમે (પાટીદાર સંદેશ) આ સ્થાને થી એ વાત સ્પષ્ટ કરવા માંગીએ છીએ કે કેન્દ્રીય સમાજે શ્વેતપત્ર બહાર પાડીને અધિવેશન માં સનાતન-સત્પંથ વિવાદ અંગે જે નિર્ણયો લીધા તેની **MERIT કે ઔચિત્ય માં** પડવા માંગતા નથી (કારણ કે તે સમાજનો અધિકાર છે અને તે ઈચ્છે તે કરી શકે છે)..................કેન્દ્રીય સમાજે મમત ને કારણે જે રીતે, ઝનુની વાતાવરણમાં આ પ્રશ્નો નો ઉકેલ લાવવા માં આવ્યો, તેનાથી સમગ્ર સમાજમાં અજંપા ભરી સ્થિતિ પ્રવર્તી રહી છે. કેન્દ્રીય નેતૃત્વ તો માત્ર ઠરાવો કરીને તેના અમલીકરણ ની જવાબદારી 'સ્થાનિક સમાજો' ઉપર છોડીને, અલિપ્ત થઈને બેસી ગયું છે......."

## જાગૃતિ સમિતિનો જવાબ:

પાટીદાર સંદેશના વિદ્વાન તંત્રીઓ, સમાજને સનાતન ધર્મ તરફ વાળવાની પોતાની નૈતિક જવાબદારી કેમ નથી નિભાવતા.

આ વાત પણ તદ્દન ખોટી અને સત્ય થી વેગળી છે. સમય સમય ઉપર કેન્દ્રીય નેતાગીરીએ નીડરતા વાપરીછે અને ઝોન સમાજોને અને ઘટક સનાતની સમાજોને યોગ્ય આદેશો આપી ત્યાં ની પરિસ્થિતિનો તાગ પણ મેળવતી રહી છે. તાગ નથી મેળવ્યો તેવો એકાદ દાખલો તો આપો ભાઈ શ્રી તંત્રી શ્રીઓ;. ૫૦-૫૦ વારસો માં જે સતપંથ પ્રશ્ને બેદરકાર રહીને સમાજે ભોગવ્યું છે તેનો ખ્યાલ આ કહેવાતા વિદ્વાન તંત્રીઓને નથી આવતો તે અફસોસ ની વાત છે. પણ જે પીરાણા સતપંથ મત ને લઈને આખી જ્ઞાતિ કલંકિત થઇ હતી તેજ સતપંથ ને બિરદાવવા માટે આ પાટીદાર સંદેશના વિદ્વાન તંત્રીશ્રીઓ કટીબદ્ધ થયા છે તે તો તેમના લાખાણો ઉપરથી દેખાઈ આવે છે. આજે સમગ્ર જ્ઞાતિમાં સર્વત્ર જાગૃતિ આવી છે, પીરાણા સતપંથ વિરુદ્ધનું (જે આખી જ્ઞાતિ માટે કલંકરૂપ હતું) વાતાવરણ ઉભું થયું છે, તે પાટીદાર સંદેશ અને તેના વિદ્વાન તંત્રીઓ થી જોવાતું નથી તેના ઠોસ અને અકળ કારણો છે તે અમો અત્યારે કહેવા નથી માંગતા.

૫. પાટીદાર સંદેશ નો આરોપ:

"હાલમાં સમગ્ર સમાજમાં ઠેર ઠેર નેતાઓ જોવા મળે છે. આવા દરેક નેતાઓ એમ માને છે કે 'સમાજનું હિત માત્ર તેઓજ વિચારી શકે છે' આવા જાતે બની બેઠેલા નેતાઓનાં આગ ઝરતાં વક્તવ્યો, સમાજની એકતા જોખમાવતા નિવેદનો કે સમાજના સંગઠનને તોડી નાખતા વ્યહવારો પ્રતિ કેન્દ્રીય નેતાગીરી મુક પ્રેક્ષક્ બનીને માત્ર તમાશો નિહાળી રહી છે અથવા આડકતરી રીતે તેમણે સમર્થન આપી રહી છે તેમ કહીએ તો કંઈ ખોટું નથી......."

**જાગૃતિ સમિતિનો જવાબ:**

વિદ્વાન તંત્રી સાહેબો તમે જેમ તમારું મંતવ્ય તંત્રી સ્થાને થી આપો છો તે સમાજને હલબલાવી નાખે તેવું હોય છે અને જ્ઞાતિને ગેરમાર્ગે દોરે તેવું હોય છે તે બધુયે સમાજ અને સમાજના સનાતાનીભાઈઓ ચલાવી લે એવું માનો છો? સમાજ માં શું થવું જોઈએ? સમાજ કેમ ચાલવી જોઈએ તે કહેવાનો અબાધિત અધિકાર માત્ર તમોને જ છે એવું માનો છો? તો તમે ખાંડ ખાઓ છો. ***ગોળ ગોળ જવાબો આપવાને બદલે સ્પષ્ટ લખીને જણાવો કે તમે (પાટીદાર સંદેશ) સતપંથ ધર્મ ને હિન્દુ ધર્મ તરીકે માને છે. અને જો તે હિન્દુ ધર્મ નથી તો કહો કે તે મુશ્લીમ ધર્મ નું એક ફાંટું છે. પછી સ્પષ્ટ લખો કે કેન્દ્રીય સમાજમાં પીરણા સતપંથ ધર્મ ને કેન્દ્રીય સમાજ માં સ્થાન છે કે નહિ. તમારા વિચારો શું છે તે સ્પષ્ટ તો કરો.*** સત્પન્થના પ્રશ્ને તમારા જેવા મવાળવાદી, દૂધ અને દહીં માં પગ રાખવા વાળા લોકોની વાતો માં આવી જઈને આ સમાજે ઘણું બધું ભોગવ્યું છે અને ગણું બધું ગુમાવ્યું પણ છે. એના લીધે સમાજમાં કોઈ વાત ની સ્પષ્ટતા પ્રવર્તતી નથી. એના જવાબદાર તમે અને તમારા જેવા લોકો છો. આ બધી વસ્તુની તમોને ખબર હોવા છતાં અજાણ બનવાની કોશિશ કરો છો. તમારા જેવા લોકોએ સમાજનો દાટ વાળ્યો છે. તેની નોંધ હવે સમાજના બહોળા વર્ગે (સનાતાનીઓએ) લઇ લીધી છે, તમારું મવાળપણું હવે ઉઘાડું પડી ગયું છે. અને લોકો હવે જાગૃત થઇ ગયા છે, કોઈ પણ પ્રકારની અસ્પષ્ટતાઓ હવે ચલાવી લેવાના નથી.

સતપંથ ધર્મ અને સનાતન ધર્મ સાથે રહીને સમાજની એકતા કેવી રીતે ટકી શકે. સમાજની એકતા માટે મોટા બહુમતી સંખ્યાવાળા લોકોને મુશ્કેલીમાં મુકવોની વાત વ્યાજબી નાજ કહેવાય.

સહુથી પહેલાં, તંત્રીઓ અને પાટીદાર સંદેશએ ધર્મ પ્રત્યે પોતાનું વલણ સ્પષ્ટ કરવું, જરૂરી છે.

સમાજની એકતાની ખરે ખર ચિંતા હોય તો સતપંથીઓ ને સંદેશ આપો કે પીરાણા, ઈમામ શાહ, નિષ્કલંકી વગેરેને સદાય માટે ત્યાગી ને સમાજમાં ભળી જાય.

તમે ફોડ પાડીને શા માટે નથી કહેતા કે એ બની બેઠેલા નેતાઓ કોણ છે? એ બની બેઠેલા નેતાઓ ને લીધે તો સમાજ માં છેલ્લા ૫૦ વરસ માં નથી આવી તેવી જાગૃતિ આવી છે. તેની સર્વત્ર પ્રશંશા થઇ રહી છે તે તમારાથી જોવાતું નથી? તેઓ સમાજની એકતા નથી તોડતા પણ સનાતની ઓળખ ધરાવતી કેન્દ્રીય સમાજમાં સનાતાનીઓ ની એકતા મજબુત કરી રહ્યા છે, સમાજને એક દિશા આપી રહ્યા છે. તેની નોંધ લેજો. નહિ તો ફેંકાઈ જશો. ગોત્યા નહિ જડો. તમે જે એકતા ની વાત કરો છો તે સનાતન અને સતપંથ ની એકતાની વાત કરો છો તે લાંબા ગાળા માટે ઇચ્છનીય નથી. કેન્દ્રીય નેતાગીરી ઉપર તમે શંકા કરો છો ફક્ત એટલા માટે કે આ સમાજના ધુરીણો ને હવે સમજાયું છે કે સ્થાપના વખતના સ્થાપક વડીલોનો આદેશ શું હતો?

મેન્ડેટ શું હતો? કેન્દ્રીય સમાજ બની બેઠેલા નેતાઓને આડકતરી રીતે સમર્થન નથી આપતી? અમે તો કહીએ છીએ કે કે કેન્દ્રીય સમાજની નેતાગીરી સમજીને ખુલ્લેઆમ સમર્થન આપી રહી છે. તમારા જેવા લોકોને લીધે પહેલાં સમર્થન આપી નોતી શકતી પણ હવે તેમને સમજાઈ ગયું છે કે શું સાચું અને શું ખોટું છે. તમારી સલાહની જરૂર નથી. અને ખોટી સલાહ હવે આપવાનું બંધ કરો. સતપંથ અને સનાતન સમાજો ને આપના સ્થાપક સુધારક વડીલોને એક રાખવી હોત તો તે સમયે હયાત સતપંથ સમાજને મુકીને સનાતની ઓળખ ધરાવતી આપણી કેન્દ્રીય સમાજની સ્થાપના પણ કરી ના હોત. તંત્રી સાહેબો, જરા ઈતિહાસનાં પાના તો ખોલીને જુઓ તો ખરા, એનું મનન કરો કે એક મુશ્લીમ પીર બાવા ઈમામશાહ સ્થાપિત પીરાણા સતપંથ ને લીધે જ્ઞાતિને શું શું ભોગવવું પડ્યું છે અને આજે એજ સતપંથ સમાજે તેના ધર્મ માં ફેરફારો કરીને કેન્દ્રીય સમાજના સનાતાનીઓ સાથે છેતરપીંડી કરીને તે સતપંથ ધર્મ એક હિન્દુ ધર્મ છે એમ ઠસાવવા માંગતા હોય તો તે લોકો અને તમારા જેવા લોકો કેન્દ્રીય સમાજની એકતા અને સનાતની હિન્દુ જ્ઞાતિની એકતા તોડો છો તેવું પુરવાર થાય છે.

<u>૬. પાટીદાર સંદેસનો આરોપ:</u>

"............ કમનસીબે સત્પન્થનો પ્રશ્ન અવિચારી, ઉતાવળે, અને અણઘડ રીતે હલ થવાથી સમગ્ર ભારતભર માં ઠેર ઠેર વિચિત્ર પરિસ્થિતિ ઉભી થઇ છે. સાચું કહીએ તો સામાજિક ક્ષેત્રે અંધાધૂંધી સર્જાઈ છે."

<u>જાગૃતિ સમીતીનો જવાબ:</u>

<u>ખરૂં પૂછો તો સતપંથ ધર્મ નો પ્રશ્ન સનાતની ઓળખ ધરાવતી આપણી કેન્દ્રીય સમાજનો પ્રશ્ન જ નથી. પાટીદાર સન્દેશ જેવા મવાળ વાદીઓ એ ઉભો કરેલો આ પ્રશ્ન છે. એવા લોકોએ કેન્દ્રીય સમાજ ઉપર સતપંથ નો વિવાદ ઠોકી બેસાડ્યો છે. અને લાખો અજાણ લોકો આમાં દોરવાઈ ગયા હતા પણ હવે તેઓને સમજણ પડી ગઈ છે.</u> હા, સુધારક વડીલોએ એક સપનું સેવ્યું હતું કે આખી જ્ઞાતિ, જ્ઞાતિ માટે કલંક એવા સતપંથ ધર્મ નો સદાય ને માટે ત્યાગ કરીને કેન્દ્રીય સમાજના સનાતની પ્રવાહમાં ભળી જશે. પણ તેઓની તે આશા ઠગારી નીવડી. એના માટે જો કોઈ જવાબદાર હોય તો તે બે ઘોડે ચડવા વાળા માણસો. દૂધ અને દહીં માં પગ રાખવા વાળા માણસો, અને પાટીદાર સંદેશ જેવા મવાળવાદીઓ. ગામેગામ જ્યાં સત્પન્થીઓની પોતાની સમાજ અસ્તિત્વમાં હોય, જ્યાં પોતાની અસ્થાના કેન્દ્રો (ખાના કહો કે જ્યોતિધામો કહો) તે પણ મોઝુદ હોય, સનાતાનીઓની કેન્દ્રીય સમાજ જેવી સતપંથ સમાજ મોજુદ હોય, સમગ્ર ખાનાઓ ને જોડતું કેન્દ્ર સમું પીરાણા મોજુદ હોય તેને સનાતની ઓળખ ધરાવતી, ફક્ત અને ફક્ત

સનાતની સમાજ ઉપર અમુક ચાલક અને કાવતરા બાજ લોકોએ, સતપંથનો પ્રશ્ન ઠોકી બેસાડેલો છે.

મૂળમાં સતપંથ ધર્મનો પ્રશ્ન આપણા વડવાઓએ ઉકેલીને આ સમાજ સ્થાપેલ છે. પ્રશ્ન તો ઉકેલાઈ ગયો છેજ.

કેમ અમુક વિદ્વાન લોકોને આની જાણ કે ખબર નથી? શું નવાઈની વાત છે.

સનાતાનીઓ માટે બનેલી કેન્દ્રીય સમાજની શું જરૂરત પડે? તંત્રી સહોબો અમોને જરા સમજાવો તો ખરા કે એ સત્પન્થીઓને કેન્દ્રીય સમાજ ની શી જરૂરત પડે? ફક્ત એટલા માટે કે કેન્દ્રીય સમાજની આડસમાં રહી ને બાવા ઈમામશાહ ને પૂજતા રહી ને પીરાણા માં આસ્થા ધરાવીને પોતાને હિન્દૂ તરીકે ખપાવવા માટે? આવું કરીને સનાતાનીઓ ની લાગણીઓ ને દરરોજ દુભાવવાનું કામ થઇ રહ્યું છે. એમની લાગણીઓ દુભાવવા નો કોઈને હક્ક નથી. તેઓને ખબર છે કે જો પીરાણા સતપંથ મુકશું નહિ, બાવા ઈમામાંશાહ ને ભજવાનું મુકશું નહી અને તેથી જો કેન્દ્રીય સમાજની આડસ નહિ મળે તો ફરી પાછા મુમના માં ખપી જઈશું. એવી તેઓને દહેશત છે તે ચોક્કસ વાત છે. આ સત્પન્થીઓની સંપૂર્ણ નિષ્ઠા તેમની પોતાની સતપંથ સમાજમાં જ છે. અત્યારે જ્યારે સમગ્ર ભારતભર ઠેર ઠેર આપણે સનાતની છીએ તેવું ખમીર પેદા થયું છે. અને આપણે સૌ સનાતની તરીકેની સમાજો ધરાવીએ છીએ તેવી સર્વત્ર જાગૃતિ આવી ગઈ છે ત્યારે પાટીદાર સંદેશ ના આ વિદ્વાન તંત્રીઓના પેટમાં ફાળ પડી હોય તેથી જ્ઞાતિને એમ ઠસાવવા માગે છે ભારતભર માં સામાજિક ક્ષેત્રે અંધાધૂંધી સર્જાઈ છે. તે વાત તદ્દન ખોટી વાત છે. અત્યારે વિચારવાનું માત્ર એવા લોકોને છે કે જેઓને સનાતની ઓળખ ધરાવતી કેન્દ્રીય સમાજમાં રહેવું છે પણ બાવા ઈમામાંશાહ ને અને સતપંથ ધર્મને મુકવો નથી. બે ઘોડે કેમ ચડાય ભાઈ? ભાઈ અમને કોઈ સમજાવશો? ૫૦-૫૦ વરસ વીતી ગયા પછી આપણી કેન્દ્રીય સમાજે એક ઐતિહાસિક નિર્ણયો લીધા અને પોતાની ઓળખ જાહેર કરીને પોતે સનાતની સમાજ છે તેવું જણાવવું શું અંધાધૂંધી છે? આને તમે આડેધડ નિર્ણયો લીધા છે એમ કહો છો? કેન્દ્રીય સમાજ વિષે વગર વિચાર્યે જેમ તેમ બોલવું તે એક નરી બાલીશતા જ છે એવું તમારા લખાણ ઉપર થી ચોક્ખું દેખાઈ આવે છે.

સનાતનીઓ ની લાગણી દુભાવવાનો કોઈને પણ અધિકાર નથી.

## ૭. પાટીદાર સંદેસનો આરોપ:

"સમાધાન સમિતિની રચના અને તેનો અહેવાલ તા. ૧૦ મી જાન્યુવારી ના અંક માં પ્રસિદ્ધ થયો હતો. ત્યાં સુધી કેન્દ્રીય સમાજનું વલણ જુદું હતું જે પાછળથી સતત બદલાતું રહ્યું."

## જાગૃતિ સમિતિ નો જવાબ:

એટલે શું તમારૂં કહેવાનો મતલબ એમ છે કે કેન્દ્રીય સમાજનું વલણ હમેશા ઢચુ-પચુ અને દિશા શૂન્ય જ હોવું જોઈએ અને રહેવું જોઈએ? ***કેન્દ્રીય સમાજનું વલણ પહેલેથી સનાતન તરફી અને સતપંથ વિરુદ્ધ નું હતું જ પણ અત્યારે વધુ ચોખવટ આપતું લખાણ હમણાં જાહેર થવાથી તેને વાચા મળી છે*** .જ્યારે સાચી હકીકતો સામે આવી છે ત્યારે વલણ માં બદલાવ લઇ આવવો શું ગુનો છે? તેને તમે વખોડો છો, તો તે તમારી ભૂલ છે અને નરી બાલીશતા

સમાધાન સમિતિ ક્યારે સમાજથી પણ વિશેષ બની. સામાન્ય સમાજમાં લગભગ ૩૦ થી ૪૦ હજાર માણશો દ્વારા (બીન વિરોધ) લીધેલ નિર્ણય મોટો છે કે પછી ૮-૧૦ માણસો દ્વારા સમાજને કરેલ સુચન/ વિનંતી.

હાજર રહેલ ૩૦ થી ૪૦ હજાર માણસોની લાગણી, તેમના વિચારો અને નિર્ણયની શું કીમત કરશો. શું એ બધા ખોટા? આવું અપમાન?

**જ છે. સમાધાન સમિતિ શેની હોય? તે શા માટે હોય? સનાતની ઓળખ ધરાવતી કેન્દ્રીય સમાજની સમાધાન સમિતિ માં વિધર્મીઓ ના ૫ જણા શા માટે લેવા પડે?** આવા વિધર્મીઓ જ્યાં છાસવારે સનાતાનીઓ અને કેન્દ્રીય સમાજના હોદ્દેદારો ઉપર ખોટી પોલીસ ફરિયાદો અને ખોટા અદાલતી કેસો કરતા હોય એની સાથે સમાધાન શેનું? આ કહેવાતી સમાધાન સમિતિની વિશ્વનીયતા ઉપર જ અ.ભા.ક.ક.પા.સનાતન ધર્મ જાગૃતિ સમીતીએ શુરૂઆત માં જ પ્રશ્ન ઉપાડ્યો હતો. સમાધાન સમિતિ એ પ્રગટ કરેલ જ્ઞાતિ જોગ નિવેદનના જુઠ્ઠાણાઓ સામે સચોટ જવાબ અમોએ (જાગૃતિ સમિતિએ) આપ્યો હતો. **છતાં પણ અમો અહીં સ્પષ્ટતા કરવા માંગીએ છીએ કે જે કોર્ટ કેસો બિનશરતી પાછા ખેંચવા માટે થઈને તા.૨૭.૦૨.૨૦૧૦ નાં મળેલ સમાધાન સમિતિની બેઠક દરમ્યાન જ એક સનાતની ભાઈ ની કેન્દ્રીય સમાજની મુખ્ય કચેરી માં થી પોલીસ દ્વારા ધરપકડ કરવાનું નીચ કૃત્ય સત્પનથી ભાઈઓ કરતા હોય તો કેન્દ્રીય સમાજ પ્રત્યે તેમની નિષ્ઠા અને આસ્થા કેટલી છે તે અંકાઈ જાય છે.** આ સતપંથીઓએ કેન્દ્રીય સમાજને પોતાની સમાજ ઘણી જ નથી. કારણ કે તેમની પોતાની સતપંથ સમાજ આપણી કેન્દ્રીય સમાજથી પણ વધારે જૂની – લગભગ ૫૦૦ વરસ જૂની સમાજ છે. **તે છતાં પણ તેઓ આપણી કેન્દ્રીય સમાજમાં શા માટે રહેવા માંગે છે તેનું એક માત્ર કારણ છે અને તે છે પોતાની ઓળખ હિન્દુ તરીકે દેખાડવાની. પોતે ઈમામ્શાહ બાવા સ્થાપિત પીરાણા સતપંથ ધર્મમાં આસ્થા ધરાવતા હોવાથી સનાતની ઓળખ ધરાવતી આપણી કેન્દ્રીય સમાજની પરાણે આડસ લેવી પડે એમ છે. જે થી તેઓ પોતાને હિન્દુ તરીકે ઓળખવી શકે. નહીં તો તેઓની ઓળખ ફરી પાછી મુમના થઇ જવાનો પુરેપુરો સંભવ છે.**

રહી વાત સમાધાન સમિતિની, તો તે બાબતે પાટીદાર સંદેશ ના આ કહેવાતા વિદ્વાન તંત્રીઓને ખબર હોવી જોઈએ કે જરૂરત વગરની અને સતપંથ તરફ જોક ધરાવતી, વધારે પડતા મવાળ વાદીઓ ની બનેલી સમાધાન સમિતિને આખરે કેન્દ્રીય સમાજને તા. ૨૭.૦૨.૨૦૧૦ ની ઘટના પછી શા માટે અભેરાઈએ ચડાવી દેવી પડી? ત્યાર પછી સમાજ માં ઠેર ઠેર જાગૃતિ આવવાને લીધે કેન્દ્રીય સમાજની નેતાગીરી ને આખરે ખબર પડી કે ખરી વાસ્તવિકતા શું છે? અરે યુવા સંઘ ના થનગનતા આગેવાનો જેવા કે જયંતીભાઈ લાકડાવાળા અને ગૌરાંગભાઈ ધનાણી અને તેમના સહયોગીઓને પણ ખબર પડી કે સમાજના સ્થાપક વડીલોનો સમાજની સ્થાપના વખતે **શું મેન્ડેટ અને શું આદેશ** હતો? તેને લઈને આ સમાજ જાગૃતિ અભિયાન માં આ યુવાનોએ પણ ઝંપલાવ્યું. આ બધી વાતોને લઈને કેન્દ્રીય સમાજના નેતાઓને પણ સમજાણું કે સાચી હકીકત શું છે અને ત્યાર પછી તેમના વલણ માં કડક બદલાવ આવ્યો જે સત્ય અને અપેક્ષિત હતું. આને પાટીદાર સંદેશ જેવા કહેવાતા સેક્યુલરીષ્ટો કઈ રીતે મુલવે છે તેથી કેન્દ્રીય સમાજની સનાતની વિચારધારાને કંઈ જ ફરક નથી પડવાનો.

## ૮. પાટીદાર સંદેસનો આરોપ:

"આ બધી પૂર્વભૂમિકા ના સંદર્ભમાં માત્ર એટલુંજ કહેવું છે કે તેને સાંપ્રદાયિક ગ્રહણ લાગી ગયું..........અને શ્રી રામજી બાપાની 'દિલગીરી' અને 'માફી' માગવા સાથે અધીવેસન પૂરું થયું."

સનાતનીઓના સંસ્કાર અને વિવેક બુદ્ધિ પ્રમાણે ભૂલ ચૂકની માફી માંગવી એ તો સારા લક્ષણો છે. અને સમાજના દરેક નાના મોટા કાર્યક્રમો માં પ્રમુખ સ્થાને થી આવી વાત રજુ થાય એ સ્વાભાવિક છે.

બીજું મુકો ઘણા વૃત્ત પત્રો પણ સામાન્ય રીતે, આવી માફી છાપતા હોય છે.

## જાગૃતિ સમિતિનો જવાબ:

પાટીદાર સંદેશનો આ તદ્દન ખોટો આરોપ છે. કેન્દ્રીય સમાજના સુવર્ણ જયંતી મહોત્સવ અને જ્ઞાતિનાં પંચમ અધીવેસન માં જે સનાતની ભાઈઓની હાજરી હતી તે બેજોડ હતી. સમગ્ર ભારતભરમાં થી ઉમટેલા સમાજના ભાઈઓને કેન્દ્રીય સમાજના હાલ ના વલણ ને લઈને એમ વિશ્વાસ બેઠો હતો કે આખરે કેન્દ્રીય સમાજે પોતાનો ધર્મ સનાતન ધર્મ છે એમ સ્પષ્ટતા કરી છે. અને **સમાજનો સ્વર્ણીમ મહોત્સવ ઉજવાઈ રહ્યો છે તે માત્ર અને માત્ર સનાતાનીઓ નો જ ઉત્સવ છે એમ તેમને લાગ્યું હતું.** **જે સત્પનથી ભાઈઓ હતા તેઓને તો આ સ્વર્ણીમ મહોત્સવ ન ઉજવાય તેમાં રસ હતો કારણ કે તેમની પોતાની સમાજ તો સતપંથ સમાજ છે જે ૫૦૦ વરસ પહેલાં પણ મોજુદ હતી, ૫૦ વરસ પહેલાં પણ મોજુદ હતી અને આજે પણ મોજૂદ છે. માટે તેઓ આપણો સ્વર્ણીમ મહોત્સવ વિના વિઘ્ને સારી રીતે ઉજવાઈ જાય તેવું અંદરખાને થી નોતા ઈચ્છતા.** એટલા માટે થઈને જ ફક્ત એટલા માટે થઈને જ આ વિઘ્નસંતોષી સતપંથ ભાઈઓએ તેમના આગેવાનો ની દોરવણી થી યજ્ઞો માં હાડકા નાખવાનું કામ શુરુ કર્યું. અને નીચે જણાવેલ દુષ્કૃત્યો ની શુરુઆત કરી.

રામજીભાઈએ એ સતપંથીઓ ને સારું લગાડવા તેમજ સનાતનીઓની લાગણી દુભાતી માફી માંગ, આ વાત કોઈપણ સમજુ વ્યક્તિના કલ્પનામાં ના આવી શકે એવી વાત છે.

૧. તા. ૧.૫.૨૦૧૦ ના સતપંથ સમાજના ભાઈઓએ શ્વેતપત્ર વિરુદ્ધ કાઢેલ સરઘસ અને સતપંથ સમાજના પ્રમુખે કરાવેલ શ્વેતપત્રની હોળી.

૨. ખાનાઈ માવજી ડાહ્યા દ્વારા સમાજની તા. ૭.૫.૨૦૧૦ ના બોલાવવામાં આવેલ અસાધારણ સામાન્ય સભા પર રોક લગાવવા માટે નાયબ ચેરીટી કમિશનર રાજકોટમાં કરવામાં આવેલ ફરીઆદ અને રોક લગાવતો વચગાળાનો ઓર્ડર.

૩. આપણા સ્વર્ણીમ મહોત્સવમાં મુખ્ય અતિથી તરીકે આમંત્રિત કરેલ ગુજરાત રાજ્ય નાં મહા મહિમ રાજ્યપાલ સાહેબા ને સતપંથ સમાજના ભાઈઓએ અરજી કરીને રોક્યા.

૪. કેન્દ્રીય સમાજના ૫૫ જેટલા ટ્રસ્ટી-હોદ્દેદારો અને કારોબારી સભ્યો ઉપર નાયબ ચેરીટી કમિશ્નર રાજકોટ દ્વારા અરજદાર સતપંથ સમાજના ભાઈઓ મારફત મોકલાવવા માં આવેલ નોટીસો.

૫. આ લખાય છે ત્યારે કેન્દ્રિય સમાજ અંતર્ગત આવતી ભારત ભરની ૨૯ ઝોનના પ્રમુખ – મંત્રી ઉપર સતપંથ સમાજના ભાઈઓ દ્વારા મોકલાવવા માં આવેલ નોટીસો.

૯. પાટીદાર સંદેસનો આરોપ:

"આ વિષયે ઘણું બધું કહી/લખી શકાય તેમ છે. પરંતુ અમે તેમ કરીને વ્યર્થ વિવાદના વમળો ઉભાં કરવા માંગતા નથી....."

જાગૃતિ સમિતિનો જવાબ:

આવા તંત્રી લેખ લખીને આ વિવાદને છાપે તો તંત્રીઓએજ ચડાવેલ છે.

વ્યર્થ વિવાદના વમળો તો આ પાટીદાર સંદેશ ના વિદ્વાન તંત્રીઓ એ આટલું બધું એક તરફું (સતપંથ તરફું) લખીને વિવાદો ઉભા કરવા હેતુ માત્ર થી ઉભા કરીજ નાખ્યાં છે. સમાજનો અને જ્ઞાતિનો સાચો ઇતિહાસ તપાસ્યા વગર-અભ્યાસ કર્યા વગર આ કહેવાતા વિદ્વાન તંત્રીઓએ એક તરફું લખાણ લખ્યા જ રાખ્યું છે. જ્ઞાતિમાં કેશરા પરમેશ્વરા બાપાના સમય થી આજ દિવસ સુધી સતપંથ અને સનાતન ધર્મ રહ્યા છે. પણ બંને ધર્મ ના લોકોની સમાજો અલગ અલગ છે. સુધારક અને કેન્દ્રીય સમાજના સ્થાપક વડીલોનું સ્વપ્ન હતું કે વખત જતાં આ સતપંથી ભાઈઓ મુશ્લીમ ઓળખ ધરાવતો પીરાણા સતપંથ ધર્મનો સદંતર ત્યાગ કરી સમગ્ર કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ આપણી કેન્દ્રીય સમાજના સનાતની પ્રવાહમાં ભળી જશે. પણ સુધારક વડીલોની તે આશા ઠગારી નીવડી. તે માટે કોઈ જવાબદાર હોય તો તે છે આ પાટીદાર સંદેશ ના મવાળવાદી તંત્રીઓ, સમજના દૂધ અને દહીં માં પગ રાખવા વાળા, ગાલાવેલા, બે ઘોડે ચડવા વાળા દિશા શૂન્ય માણસો. **અરે જુઓ તો ખરા કે આપણા જ મતિયા પાટીદાર ભાઈઓ જેઓ પણ આ પાખંડી પીરાણા સતપંથ ની જાળ માં ફસાઈ ગયા હતા. પણ જ્યારથી એ લોકોને ખબર પડી કે એ પીરાણા સતપંથ ધર્મ તે લોકોને લાયક ધર્મ નથી ત્યાર પછી એ લોકોએ પીરાણા ને પાછું વાળીને જોયું નથી.** આપણી કેન્દ્રીય સમાજનો બોહોળો વર્ગ (સનાતની વર્ગ) એજ સમાજના દૂધ અને દહીં માં પગ રાખવા વાળા લોકોના પાપ ના ભોગે ૫૦-૫૦ વરસ સુધી કચડાતા રહ્યા-દબાતા રહ્યા. અને સત્પનથી ભાઈઓ તેના સતપંથ ધર્મ બાબતે પાંગરતા રહ્યા – કાઠું કાઢતા રહ્યા. કેન્દ્રીય સમાજ સનાતન ધર્મ બાબતે દિશા શૂન્ય બની ગઈ. **આજે પણ પાટીદાર સંદેશ ના તંત્રીઓ જેવા કહેવાતા વિદ્વાનો અને અન્ય બબ્બર-ફોડા લોકોના અસ્પષ્ટ, ગોળ-ગોળ, મવાળ નીતિઓ અને વિધાનો ના લીધે સમાજમાં અંધાધૂંધી ફેલાઈ રહી છે. ના કે સનાતન ધર્મ જાગૃતિ વાળા ના સત્ય આધારિત ભાષણો દ્વારા સમાજમાં અંધાધૂંધી ફેલાઈ રહી છે.** અત્યારની

**જે ધાર્મિક બાબતે કેન્દ્રીય સમાજમાં સર્વત્ર જાગૃતિ આવી છે તે અકલ્પનીય** અને શાશ્વત છે. ધાર્મિક બાબતે અસ્પષ્ટ લોકોને હવે સમાજમાં રહેવા નહિ મળે તે વાત હવે ચોક્કસ થઇ ચુકી છે.

**૧૦. પાટીદાર સંદેસનો આરોપ:**

"કેન્દ્રીય સમાજના નિર્ણય થી ૧. જ્યાં સનાતન સમાજની વસતી છે તેવા વિસ્તાર/ગામો ૨. જ્યાં સતપંથ સમાજના ભાઈઓની વસતી છે તેવા ગામો અને ૩. જ્યાં બંને સમ્પ્રદાય (ધર્મ) ના ભાઈઓ સાથે રહે છે ત્યાં અલગ અલગ પરીસ્થીતી ઉદ્ભવી છે. તો બીજી તરફ ............. સારસ્વત જેવા બૌધિક પરિવારો સાંપ્રદાયિક બાબતો થી અલગ રહ્યા છે તે સુચક છે. તો કેન્દ્રીય સમાજે તેના આજીવન સભ્યોને .........? આવા પ્રશ્નો નો કોઈ ઉત્તર નથી."

**જાગૃતિ સમિતિનો જવાબ:**

કેન્દ્રીય સમાજના નિર્ણય થી અલગ અલગ જગ્યાએ અલગ અલગ પરિસ્થિતિ નિર્માણ થઇ છે તેમાં શી નવાઈ? તે તો સ્વાભાવિક અને અપેક્ષિત જ હતું. કેન્દ્રીય સમાજની સ્થાપના શા હેતુથી? શા ઉદ્દેશોને લઈને અને કયા સંદર્ભોને લઈને કરવા માં આવી હતી? **તે સર્વે બાબતોનો નિચોડ લઈને મોડા તો મોડા પણ કેન્દ્રીય સમાજે ધાર્મિક બાબતે જે નિર્ણયો લીધા છે તે સમજી વિચારીને, દુરંદેશી પણું દેખાડી ને લીધા છે. તેથી અમુક માણસો (જે પીરાણા સતપંથ મત ને હજી સુધી વળગી રહ્યા છે) ને પસંદ નહિ પણ હોય તેથી કંઈ કેન્દ્રીય સમાજના સ્થાપના વખતે ના હેતુઓ, ઉદ્દેશો કે પછી સંદર્ભોને બદલાવી તો ના જ શકાય.** આવી પરીસ્થીતી ક્યારેક નિર્માણ થવાની જ હતી. સત્યને દબાવી શકાતું નથી અને બદલી પણ શકાતું નથી. ૫૦-૫૦ વરસ સુધી કેન્દ્રીય સમાજે અને તેના સનાતની સભ્યોએ સત્પન્થીઓની વાટ જોઈ કે મારો સત્પનથી ભાઈ કલંકિત પીરાણા સતપંથ મતને છોડીને મારી સાથે ભળી જશે. પણ તે આશા ઠગારી નીવડી. ઉલટાનું કેન્દ્રીય સમાજ માં રહી તે પોતાના સતપંથ મત ને વળગી રહ્યો, એટલુંજ નહિ ત્યાં તે કાઠું કાઢતો ગયો **અને છેલ્લે છેલ્લે તો કેન્દ્રીય સમાજ ના સનાતની ભાઈઓને વિવિધ પ્રકારની લાલચો આપીને, અંધશ્રદ્ધા અને છેતરપીંડી કરીને તેના સતપંથ ધર્મ તરફ વટલાવવા લાગ્યો. તે સમયે પણ શું સનાતની ઓળખ ધરાવતી કેન્દ્રીય સમાજ કે તેના સનાતની સભ્યો ચુપ બેસી રહીને તમાશો જોયા કરે?** માટે પાટીદાર સંદેશ નો ઉપર જણાવ્યો આરોપ પણ ખોટો જ છે. માટે સાચી હકીકતોનો તાગ તો મેળવો.

૫૦ વર્ષ પહેલાં પરિસ્થિતિની કલ્પના (અલગ સનાતન સમાજની કલ્પના) કરેલ હતી, તેના ફળ સ્વરૂપે આજ એ પરિસ્થિતિ જોવા મળે છે.

આ તો સારીજ વાત છે. તંત્રીઓને વિનંતી કે આ વાત ને બિરદાવતા લેખો પાટીદાર સંદેશમાં છાપે.

વળી પાછું પાટીદાર સંદેશ લખે છે કે વિવિધ પરિવારો, મેડીકોઝ, ટેકનોક્રેટ, સી. એ., સારસ્વત જેવા બૌધિક પરિવારો સાંપ્રદાયિક (ધાર્મિક) બાબતો થી અલગ રહ્યા તે તદ્દન ખોટી અને આધાર વિહોણી વાત છે. પાટીદાર સંદેશના વિદ્વાન તંત્રીઓ શું આધારે એ વાત કરે છે? અરે ઘણા

ડોક્ટરોએ તો એ વાત નો પણ સ્વીકાર કર્યો છે કે સતપંથ આપણી જ્ઞાતિ માટે કેન્સર સમાન છે. તેઓ એ દાખલો આપતા એમ પણ કહ્યું **"અમારી ડોકટરી ભાષા માં કહીએ તો શરીર માં કંઈક દર્દ થાયતો પહેલાં અમે દવા આપીએ. તેહતી ના મટે તો ઈન્જેક્સન આપીએ, તેમ કરતાં એ ના મટે તો પછી તે દર્દ કેન્સર છે કે નહિ તેની જાંચ કરીને તે ભાગને ઓપરેસન કરીને શરીર થી કાપીને દુર કરી નાખીએ. તે જ પ્રમાણે સનાતની ઓળખ ધરાવતી આપણી કેન્દ્રીય સમાજમાં સતપંથ રૂપી કેન્સર હોય તો તેને સમાજ માં થી કેન્સર સમજીને દુર કરવા જ રહ્યા"**. અરે સારસ્વત પરિવારે તો સ્વર્ણીમ મહોત્સવમાં સમાજ અને જ્ઞાતિના ઇતિહાસ આધારિત '**<u>સ્વર્ણીમને સથવારે ચાલ્યા કડવા પાટીદાર</u>**' નામની એક નાટિકા પ્રસ્તુત કરી. તે નાટિકાએ તો સમગ્ર જ્ઞાતિજનો ની આંખો ખોલી નાખી. ત્યારે કચ્છ ની પ્રજા માણી રહેલ તેનું જીવંત ટીવી પ્રસારણ થી વંચિત રાખવા સત્પન્થીઓએ કરેલ કેબલ કાપી નાખવાનું અપકૃત્ય થી શું પાટીદાર સંદેશના વિદ્વાન તંત્રીઓ અજાણ છે?

૧૧. **<u>પાટીદાર સંદેસનો આરોપ:</u>**

"નખત્રાણા ખાતેની આપણી કેન્દ્રીય સમાજ આપણા સૌ માટે શ્રદ્ધા અને આસ્થા નું કેન્દ્ર છે..........ઘણી વાર તો આ સમાજનું કોઈ **ધણી ધોરી** છે કે કેમ? તેવો સવાલ મનમાં ઉઠે છે. આ માહોલ માં થી વિશેષ સંઘટીત અને ઉજ્વળ થઈને બહાર આવીશું કે નાના ટુકડાઓ માં વહેંચાઈ જઈશું તે કદાચ આવનારો સમય જ કહેશે. અમે તો માત્ર અમારા વિચારો જ વ્યક્ત કર્યા છે."

**<u>જાગૃતિ સમિતિનો જવાબ:</u>** 

પાટીદાર સંદેશના તંત્રીઓને વિનંતી એક વખત તો સતપંથીઓને પોતાનો સતપંથ ત્યાગીને સનાતન ધર્મ માં ભાલીજાવાની અપીલ તો કરી જુવો?

પાટીદાર સંદેશના કહેવાતા વિદ્વાન તંત્રીઓએ કેવળ તેના વિચારો જ પ્રગટ નથી કર્યા. તેઓએ તો આવા વિચારો જ્ઞાતિ સમક્ષ મુકીને તેઓ સત્પનથી તરફી છે તેવું પુરવાર કરી આપ્યું છે. અમે પૂછીએ છીએ કે સતપંથ સમાજના ભાઈઓએ આચરેલ દુષ્કૃત્યો થી તેઓ અજાણ છે કે પછી અજાણ થવાનો ડોળ કરે છે. સત્પન્થીઓ ને સનાતની ઓળખ ધરાવતી કેન્દ્રીય સમાજમાં રહેવું છે પણ પોતાની સંપૂર્ણ શ્રદ્ધા પીરાણા સતપંથ અને સતપંથ સમાજમાં રાખવી છે. તેઓને બેય ઘોડે ચડવું છે. વધારેમાં આ વિદ્વાન તંત્રીઓ લખે છે કે આપણી કેન્દ્રીય સમાજ આપણા સૌ માટે શ્રદ્ધા અને અશ્થાનું કેન્દ્ર છે. "આપણા સૌ માટે" એટલે શું? કેન્દ્રીય સમાજ તો ફક્ત અને ફક્ત સનાતની ભાઈઓ માટે કેન્દ્રનું સ્થાન રહી છે, હાલમાં પણ છે અને ભવિષ્યમાં પણ રહેશે. જો સતપંથ ભાઈઓએ કેન્દ્રીય સમાજને પોતાની શ્રધ્ધાનું અને આસ્થાનું કેન્દ્ર માની હોત તો તેઓએ

૧. નખત્રાણા માં જ પોતાની શ્રદ્ધાનું બીજું એક નિષ્કલંકી ધામ કેન્દ્રીય સમાજ થી અલગ ના બનાવત.

**૨. તેઓએ કેન્દ્રીય સમાજથી અલગ અને ગામે ગામ ના સનાતની** મંદિરો થી અલગ પોતાની સતપંથ સમાજ કે પોતાની શ્રધ્ધા ના કેન્દ્ર એવા ખાનાં કે જ્યોતીધામો ચાલુ રાખ્યાં ના હોત

૩. તેઓ પોતાની કમાણી માં થી દશોન્ધ કે તેના જેવા અન્ય લાગાઓ પીરાણાએ ન મોકલાવત. તેને બદલે તેઓને કેન્દ્રીય સમાજ પ્રત્યે જરા પણ આસ્થા કે શ્રધ્ધા હોત તો તે દશોન્ધ નખત્રાણા આપણી કેન્દ્રીય સમાજને મોકલાવત.

૪. કેન્દ્રીય સમાજે બહાર પાડેલ શ્વેતપત્ર વિરુદ્ધ સરઘસ ના કાઢ્યું હોત અને તે શ્વેતપત્રની હોળી ન કરી હોત.

૫. કેન્દ્રીય સમાજના ટ્રસ્ટી-હોદ્દેદારો ને સનાતની ભાઈઓ ઉપર છાસ વારે ખોટી પોલીસ ફરીઆદો અને અદાલતી કેસો ન કરત.

૬. કેન્દ્રીય સમાજની તા. ૭.૫.૨૦૧૦ ના બોલાવવામાં આવેલ અસાધારણ સામાન્ય સભા અટકાવવા માટે રાજકોટ નાયબ ચેરીટી કમિશનર પાસે ફરીઆદ ના કરત.

૭. કેન્દ્રીય સમાજના જીવન માં માત્ર એક જ વાર આવતો સ્વર્ણીમ મહોત્સવ માં આમંત્રિત મુખ્ય મહેમાન ગુજરાત રાજ્યના મહામહિમ રાજ્યપાલ સાહેબા ને ઉપસ્થિત ન રહેવા માટે અરજી ના કરત.

આવી તો કેટલીએ બાબતો છે તે શું પાટીદાર સંદેશ ના તંત્રીઓને ખબર નથી? શું તેઓ તથ્ષ્ઠ રહીને મીડિયા ની જવાબદારી સમજીને પોતાના વિચારો નથી આપી શકતા? ઉલટાના લખે છે કે **આપણી કેન્દ્રીય સમાજ ધણી ધોરી વગરની થઇ ગઈ છે**. શરમ નથી આવતી તેઓને એમ લખવા માં? હોય તેઓ માં દમ તો લખી બતાવે પીરાણા સતપંથ ધર્મ ના કહેવાતા આગેવાન કાકાઓ ના વિરુદ્ધ માં કે જ્યાં કેન્દ્રીય સમાજ કે સનાતનીઓના વિરુદ્ધ ના તમામ નિર્ણયો લેવાય છે. હોય તમારા માં દમ તો લખી બતાવો કેન્દ્રીય સમાજમાં પડ્યા રહેલા દામોદર ઘોઘારી જેવા સતપંથ ના દલાલો વિરુદ્ધ. તમે નહિ લખો કારણ કે તમો એમની શેહ માં જીવો છો અને કદાચ તમોને ડર છે કે વળી પાછા આ સતપંથ સમાજના ભાઈઓ અમારા ઉપર કેસો ઠોકી બેસાડશે તો? શું તમે ડરપોક છો? સતપંથ ભાઈઓ થી બીક લાગે છે?

અમોને પણ ખબર છે કે કેન્દ્રીય સમાજના સુકાનીઓ પરિપક્વ અને ઠરેલા હોય તે અપેક્ષિત છે. પણ સત્પન્થીઓ દ્વારા જયારે કેન્દ્રીય સમાજમાં રહીને કેન્દ્રીય સમાજની અને સનાતાનીઓની ઘોર ખોદતા હોય ત્યારે કેન્દ્રીય સમાજના હોદ્દેદારોને ઉચિત પગલાં ભરવા જ પડે છે. અને તેઓએ તે ભર્યાં તે પ્રશંશનીય, કાબેલે તારીફ અને ઐતિહાસિક છે તે માટે તંત્રીશ્રીઓ તમારા પેટ માં તેલ શીદને રેડાય છે?

આપણી કેન્દ્રીય સમાજ જ્ઞાતિના એવા સુધારક વડીલો દ્વારા સ્થાપિત થઇ છે કે જેઓએ જ્ઞાતિને કલંક રૂપ એવા પીરાણા સતપંથ મત નો સદંતર ત્યાગ કરી આપણા મૂળ સનાતન હિન્દુ ધર્મ નો સ્વીકાર કરી એજ સનાતન ધર્મ પાળતા ભાઈઓના (માત્ર અને માત્ર સનાતન હિન્દુ ધર્મ પાળતા ભાઈઓના) હિતો ની રક્ષા કરવા હેતુથી કેન્દ્રીય સમાજની સ્થાપના કરવા માં આવી છે. અને આ જ સમાજના ધુરીણોએ છેક સન ૧૯૪૫ માં આપણા કુળદેવી માં ઉમિયા માં ના મંદિર ની પણ વાંઢાય – ઈશ્વરનગર મુકામે માત્ર અને માત્ર સનાતની ભાઈઓના હિતાર્થે સ્થાપના કરી હતી.

છેલ્લે જ્ઞાતિજનોને નમ્ર નિવેદન સાથે વિનંતી છે કે આપણી કેન્દ્રીય સમાજમાં, આપણી જ્ઞાતિમાં એવા લોકો જ રાખો કે જેઓએ પીરાણા સતપંથ મત નો સદાયને માટે ત્યાગ કરીને આપણા મૂળ સનાતન હિન્દુ ધર્મ નો અંગીકાર કર્યો હોય. **દૂધ અને દહીં માં પગ રાખવા વાળા, બબ્બર્ફોડા, બે ઘોડે ચડવા વાળા, ગાલાવેલા, સતપંથ તરફી ગાણા ગાતા, સતપંથ ના દલાલો થઈને ફરતા લોકોને કેન્દ્રીય સમાજમાં થી જાકારો આપશું તોજ આપણી કેન્દ્રીય સમાજનો ૫૦ વરસ પછી પણ સોનાનો સુરજ ઉગશે તે સનાતન સત્ય છે.**

**બોલો સનાતન ધર્મ કી જય.**
**અ.ભા.ક.ક.પા.સનાતન જાગૃતિ સમિતિ વતી**
**રમેશભાઈ માવજીભાઈ વાગડિયા**
**બેંગલોર**
**તા.૧૫.૧૧.૨૦૧૦**

રમેશભાઈ પોતે CA (અભ્યાસ ક્રમે બહું ઉંચી ડિગ્રી) છે, પછી તંત્રીઓ કેમ કહે છે બૌધિક લોકો આમાં ભાગ નથી લેતા.

મારા ખ્યાલથી આ ચળવળને સાચા અર્થમાં સમજવાનો દિલથી કોઈ પ્રયાશ કરશે તો ચળવળમાં જોડાયેલ લોકોમાં જરૂર ઘણા સરસ્વત, બૌધિક અને ક્રાંતિકારી લોકોની સુચી બની શકે તેમ છે.

૩૦ થી ૪૦ હજાર લોકોના લાગણીઅને નિર્ણય લેવાની ક્ષમતા પર શંકા કરનાર લોકોને કેદાચ ground reality નો પૂરે પુરો ખયાલ નથી.

સનાતન ધર્મ જાગૃતિ સાથે પૂરે પુરો સમાજ છે. અમુક લોકોને એ ના ગમે તો પણ આ વાતને વટલાવી નહિ શકાય.

www.realpatidar.com

mail@realpatidar.com
Real Patidar <mail@realpatidar.com>

# Series 28 -How to counter the threat posed by Mavals / મવાળ લોકો સામે કેવાં પગલાં લેવા.

**Real Patidar <mail@realpatidar.com>** **Sat, Dec 25, 2010 at 9:33 PM**
To: realpatidar <realpatidar@googlegroups.com>

25-Dec-2010

|| Jay Laxminarayan || || જય લક્ષ્મીનારાયણ ||

મવાળ લોકો સામે અસરકારક પગલાં રૂપે રમેશભાઈએ જે પાંચ સુત્રી કાર્યક્રમ (નીચે નો ઈમૈલ જુવો) આપણી સમક્ષ મુક્યો છે, તેને બહુ ગંભીરતા પૂર્વક સમજીને ચુસ્ત પણે પાળવો જરૂરી છે.
In order to counter the threat posed by Mavals, I fully support the Five Point Program suggested by Rameshbhai Vaghadiya (see the email below). I feel it to be a very important step and we all should strive to follow the program as early as possible.

રમેશભાઈ ની વાત આગળ વધારતા હું તમને એક વાત પૂછવા માંગું છું. તમે કોઈ દિવસ એવો વિચાર કર્યો છે કે આપણા સમાજમાં માવળ કહો કે દૂધ દહીં બન્ને માં પગ રાખવા વાળા કહો એ કેમ આવડા વર્ષો થી ફાવી શક્યા છે? આપણે સમાજ ના હિત માટે રાડો પડીએ અને આપણા આંતરડાની બળતરા વ્યક્ત કરીએ તોય, આવા માવળ લોકો આપણા સાથે બેસીને આપણા બને અને આપણા થી અલગ થાય એટલે તરતજ ખાનાઓ અને મુખિયો માં આપણી માહિતીઓ મોકલાવે. આપણી લાગણીઓને અંદરખાને રોજ દુભાવતા હોય છે તેમજ આપણ સમાજને નુકસાન પણ કરતો હોય છે.. આપણે જાણીએ છીએ, તોય કેમ આવા માવળ આપણા વચ્ચે ફાવી શકે છે.
Taking forward Rameshbhai's views, I feel like asking a very important and relevant question to you. The question is that have you ever thought why the Maval People (people who are members of ABKKP Samaj, but their faith and belief is always with Satpanth Samaj) have been able to remain in the samaj for so long? While in the interest of our samaj, we shout from the top of our throat and share our deep heat felt feelings, these Mavals would listen to us like being one of us, without ever giving any sort of hint. But at the very next moment these very people pass on the information to Khanas (place of worship of Satpanth) and Mukhis (the administrator of Khana). These people hurt the feels of our people with the full knowledge of everybody, but ironically nobody could do much against them. They also do not hesitate in hurting the interests of our samaj.

ઊંડાણ પૂર્વક વિચાર કરશો અને આ સમસ્યાના મૂળમાં જોશો તો ખબર પડશે કે એક માવળ ને કોઈ પણ જાત ની બીક હોતી નથી. હિંદુ સનાતન ધર્મ વાળા અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ માં તેમને ખાત્રી છે કે કોઈ તેમના સામે પગલાં નહિ લે. કેદાચ કોઈ કારણસર અપવાદ રીતે ક્યાંક મુશ્કેલી આવી તો સતપંથ સમાજ વાળા તો છેજ. તેવો (માવળ) ત્યાં ભળી શકશે. અ.ભ.ક.ક.પા. સમાજ ના દરવાજા સતપંથીઓ માટે ખુલા છે એટલે થોડા મહિનાઓ પછી પાછા એ સમાજમાં ભળી જશું તો કોઈ ક્યાં બોલવાનું છે. આમ સમજીને માવળને કોઈ જાતની બીક નથી એટલે તેવો તેમની લાગણી અને આસ્થા સતપંથ સમાજમાં રાખીને સનાતન સમાજમાં ભળવાનો ડોલ કરતા આવ્યા છે. કારણ કે આમ કરવાથી તેમના કોઈ કામ અને સામાજિક વ્યવહાર અટકતા નથી.

If one tries to go to the roots of the issue, you will understand that these Mavals do not fear anything. They know that the ABKKP Samaj will not take any action against them. Even if as an exception in case there is some trouble, they have Satpanth samaj, who would readily adopt them. Since ABKKP Samaj's doors are open for Satpanthis, then after few months, they can rejoin the ABKKP Samaj. In this way they have been able to play with the feels and ultimately hurt the feelings of Sanatan Samaj. With this complete understanding, they do not have to worry anything about. Because neither would they get stuck some where nor would their social needs would get adversely affected.

 ઉપર જણાવેલ મુદ્દો બહુ ગંભીર હોવાથી આપણે આ Loop Hole પહેલો બંધ કરવો જોઈએ. આ લૂપ હોલ બંધ કરવા માટે રમેશભાઈ એ જે પાંચ સુત્રી કાર્યક્રમ જણાવ્યો છે, તેનો અમલ તાબડ તોબ થવો જોઈએ. 

- તેમજ આવનાર સતપંથી ને કમ સે કમ દસ વર્ષ સુધી સનાતન સમાજમાં કોઈ હોદ્દો ના આપવો જોઈએ.
- તેમજ તેમની નિષ્ઠા આપણા સનાતન સમાજ પ્રત્યે છે, તેની ચકાશણી થવી બહુ જરૂરી છે.
- એવી ખાત્રી કરવા માટે આવનાર સતપંથી પાસે થી સતપંથ ધર્મ એક મુસલમાની ધર્મ નું ફાંટું છે એવું અભિપ્રાય આપતા જાહેર ભાષાનો આપણા સમાજમાં કરાવડાવ જોઈએ (વર્ષે એક વખત દિવાળી પછી જ્યારે સમાજ મળતી હોય ત્યારે કરાવડાવ જોઈએ).
- તેમજ સતપંથ ધર્મ સામે આપણા સમાજના લોકોને જાગરુક કરવામાં સક્રિય કામ કરાવ્હવા જોઈએ.
- સતપંથ ધર્મ આપણા લાયક નથી તેવો અભિપ્રાયો તેમજ નાટકો પણ વારમ વાર કરી શકાય.
- સ્વાધ્યાય ના ભક્તિ ફેરીના સિધાંતો આપનાવી અને આ કામ કરીએ તો બહુ અસરકાર અને સફળ બની શકે તેમ છે.
- ખાસ મુદ્દો એ છે કે આવનાર વ્યક્તિએ જાહેર રીતે પોતાનું વલણ સમાજ સામે સતત મુક્ત રહે અને તેના વ્યવહાર સનાતની ના છે એવું સમય સમય પર તપાસ થવી જોઈએ.સતપંથ સમાજ સાથે બધાજ સંબંધ તોડી નાખ્યા છે અને સનાતન સમાજ માં પૂર્ણ રીતે ભળી ગયો છે એવી ખાત્રી કરાવી શકાય એવી વ્યવસ્થા હોવી જોઈએ.
- આવી રીતે દસ વર્ષ સુધી તેમના અવ્હારનો પર સમાજ નજર રાખે અને સંતોષ કારક જણાય પછીજ તેમનું સભ્યપદ મંજુર કરે.

We need to plug this loop hole on an immediate war footing. In order to close this loop hole, we need to implement the 5 point program suggested by Rameshbhai immediately and in addition should do the following;

- Incoming Satpanthis should not be allowed to hold offices of responsibility in our samaj for a minimum 10 year period.
- We should on a timely basis check upon that the loyalty of the incoming satpanthi person is with our samaj ONLY.
- We can ask the incoming satpanthi person to give public speeches explaining why Satpanth is a muslim sect. This can be done atleast during every new year celebrations after diwali.
- It should be impressed upon him to work and assist in enlightening people of our samaj about Satpanth being a muslim sect.
- From time to time, he should take an active role in efforts to give a clear message that Satpanth religion is not suitable for our samaj. Theatre dramas can also be organised.
- Principles of Swadhya's Bhakti Feri can also be adopted to ensure the success.
- More importantly incoming Satpanthi should be asked to make pro Sanatani conduct and behaviour in front of Public.
- It is important to have a system to ensure that the incoming Satpanthi has fully absorbed himself in Sanatan Samaj AND has fully cut his relations with Satpanth samaj.
- In this way for 10 years the samaj should watch the conduct and behaviour and only after being satisfied, his membership should be fully accepted.

રમેશભાઈ ના પાંચ સુત્રી કાર્યક્રમ અને ઉપર જણાવેલ મુદ્દાઓ ને અમલ માં મુકવાથી જે ફાયદો થશે એ એમ હશે કે સમાજને તોડવા વાળા મવાળ ને બીક લાગશે કે જો હું કઈ ખોટું કરીશ ને જો સમાજ મને કાઢી નાખશે તો પાછો આ સમાજમાં ભળી નહિ શકાય. જેથી તેની લાગણી અને નિષ્ઠા આ સમાજમાં જળવાઈ રહેશે. કડક પાલન કરવાથી આપણી આવતી પેઢી ને આ સમસ્યાથી મુક્ત કરી શકવાની ક્ષમતા આ કાર્ય ક્રમ માં છે.

Rameshbhai's suggested 5 point program and the points suggested above, if implemented properly, the benefit for the samaj would be that these Mavals would fear that upon their any wrong doing, if samaj throws them out, then it would become practically impossible to get the membership again. This fear would ensure that their faith and loyalty would always be with the ABKKP Samaj. Strict implementation of this program would ensure that our next generation does not have to suffer what we are suffering today.

આ કાર્ય ને વહેલી તકે પાર પાડવા માટે જે એકલ દોકલ ને આપણા આમજ માં ભળવું હોય, તેવા લોકો ને એક તરીક (દાખલા તરીકે

 ૩૧-માર્ચ-૨૦૧૧) સુધી આવવા વાળાને સમય આપીને પછી ફક્ત સામુહિક રૂપે (રમેશભાઈ વાઘડીયા ના સુચવેલ પાંચ સુત્રી 
કાર્યક્રમ પ્રમાણે) ભેળવવા જોઈએ અને મારા દ્વારા ઉપર સુચવેલ મુદ્દાઓનો પણ કડક રીતે અમલ માં મુકવા જોઈએ.

In order to implement this program at the earliest, we should set a cut-off date (ex. 31-Mar-2011) for the single one off cases who want to adopt Sanatan religion and join our samaj. After that date only group of people, as suggested in the 5 Point Program, should be adopted only after STRICTLY following the above mentioned points.

આમાં કઈ મહત્વનું છૂટી જતું હોય તો ખાસ ધ્યાન દોરવા માટે આપ સહુને વિનંતી કરું છું.

In case something important is missing, kindly bring it to our notice.

Real Patidar
www.realpatidar.com

---

- Views expressed here are for the sake of discussion and knowledge only.
- To fully understand the contents of this email, you may be required to read http://issuu.com/patidar/docs/series_1_-covering_email_contents
- To know more visit www.realpatidar.com or send a request-mail to mail@realpatidar.com
- To receive emails send a request to mail@realpatidar.com or join google group http://groups.google.com/group/realpatidar/

--------------

BEWARE !! BEWARE !!
Phishing attacks: Following ids of Pro-Satpanthis;
1. real-patidar@googlegroups.com 2. realpatidarr@gmail.com 3. realpatidaar@gmail.com
are **NOT** related to the www.realpatidar.com, the original Real Patidar

---

---------- Forwarded message ----------
From: **Rameshbhai Vagadiya** <rameshbhaivagadiya@gmail.com>
Date: 2010/12/24
Subject: જ્ઞાતિમાં પાંચ સુત્રી કાર્યક્રમ ને અમલ માં લાવવો અત્યંત જરૂરી
To: Real Patidar Groups <realpatidar@googlegroups.com>

મારા વહાલા કચ્છ કડવા પાટીદાર સનાતની યુવાન મિત્રો,

રમેશ વાગડિયા ના અત્યંત પ્રેમભર્યા નમસ્કાર.

આ ઈમૈલ સાથે મેં એક પાંચ સુત્રી કાર્યક્રમ મોકલાવેલ છે.
આખી જ્ઞાતિને સનાતની તરીકે એક તાંતણે બાંધવી હશે તો યુવાનો ને જાગૃત કરવા પડશે. મને અને હિંમત ભાઈ ને અત્યંત ખુશી છે કે જયંતીભાઈ લાકડાવાલા ની પ્રમુખ તરીકે ની અને અત્યારની સનાતની ગૌરાંગભાઈ ના પ્રમુખ તળે ની યુવા સંઘની આગેવાની હેઠળ જ્ઞાતિમાં ખુબજ જાગૃતિ આવી ગયી છે. આપણી કેન્દ્રિય સમાજ ના નેતૃત્વમાં પણ એક જાતની જાગૃતિ અને ખુમારી જાગૃત થઇ છે તે સારી વાત છે. છતાં પણ કેન્દ્રિય સમાજના આદેશોનું દરેક ઝોનો તથા દરેક ઘટક

 સમજો માં ચુસ્તતા થી અમલ થાય તે માટે યુવા સંઘે હજુ વધરે જાગૃત રહેવું પડશે. કેન્દ્રીય  સમાજના આદેશોનું પાલન જે રીતે થવું જોઈએ તે રીતેજ થાય તો આપણો હેતુ બર આવે. તે માટે સમાજની યુવા પાંખ અત્યારની આગેવાની હેઠળ ખુબજ ઉમદા કાર્ય કરે છે અને ભવિષ્યમાં પણ કરતી રહેશે તેનો મને પૂર્ણ વિશ્વાસ છે.

તમ યુવાનો ની જાણ ખાતર આ ઈમૈલ સાથે પાંચ સુત્રી કાર્યક્રમ મેં મોકલાવેલો છે તે તમે દરેક યુવાનો વાંચી ને તેને જ્ઞાતિમાં જેમ બને તેમ જલ્દી અમલ કઈ રીતે કરી શકાય તેનું ફીડબેક હું તમારી પાસે થી જાણવા માંગુ છું. મને આશા છે કે તમે આને યોગ્ય પ્રતિસાદ આપશો.

એજ તમારો આત્મીય

રમેશ વાગડિયા

--

---

- Views expressed here are for the sake of discussion and knowledge only
- To fully understand the contents of this email, you may be required to read http://issuu.com/patidar/docs/series_1_-covering_email_contents
- To know more visit www.realpatidar.com or send a request-mail to mail@realpatidar.com
- To receive emails send a request to mail@realpatidar.com or join google group http://groups.google.com/group/realpatidar/

--------------

BEWARE !! BEWARE !!
Phishing attacks: Following ids of Pro-Satpanthis;
1. real-patidar@googlegroups.com 2. realpatidarr@gmail.com 3. realpatidaar@gmail.com
are NOT related to the www.realpatidar.com, the original Real Patidar

---

 **કચ્છ કડવા પાટીદાર સનાતની જ્ઞાતિનો પાંચ સુત્રી કાર્યક્રમ.doc**
32K

25-Dec-2010 09:36 PM

# કચ્છ કડવા પાટીદાર સનાતની જ્ઞાતિનો



# પાંચ સુત્રી કાર્યક્રમ

૧. સત્પનથીઓ સામુહિક રીતે (એકલ-દોકલ નહીં) પીરાણા નો હંમેશને માટે (સદંતર) ત્યાગ કરે અને અત્યારે જે તેઓ ઈમામશા બાવાની કબર ની પૂજા કરે છે તે કબર અને પીરાણામાં જે કંઈ સ્થાવર મિલકત છે તે ઈમામશા બાવાના વન્સજોને (પીરાણા ના સૈદોને) અર્પણ કરી આવે. કારણ એજ કે જ્યાં સુધી પીરાણા મોજુદ હશે ત્યાં સુધી આ સત્પનથી ભાઈઓનું મન ત્યાં જ ભટકયા કરશે (ના રહે બાંસ ના બજે બાંસુરી).

૨. અત્યાર સુધી આપણા જ પૂર્વજોએ ૫૦૦ વરસથી પીરાણે આપતા રહેલ દશોન્દ-વિશોન્દ અને અન્ય લાગાઓ થી જે કંઈ ખજાનો બન્યો છે તેનો સાચો રીપોર્ટ અત્યારના પીરાણા ના આગેવાનો કેન્દ્રીય સમાજને આપે અને કેન્દ્રીય સમાજ માં તે ખજાનો બીન-શરતે જમા કરાવે (કારણ કે આ ખજાનો આપણા પૂર્વજોએ આપેલ દશોન્દ, વિશોન્દ અને અન્ય લાગાઓ થી જ બનેલો છે).

૩. આપણા જ પૂર્વજોએ ગામે ગામ ઉભી કરેલી ખાના ની મિલકત અત્યારે જે નામથી હોય (જ્યોતીધામ અથવા તો નિષ્કલંકીધામ કે અન્ય જે નામે હોય) તેનું કાયદાકીય રીતે જે તે ગામ ની શ્રી લક્ષ્મીનારાયણ સનાતન સમાજમાં વિના શરતે વિલીનીકરણ કરી નાખે.

૪. નખત્રાણા માં જ્ઞાતિની કેન્દ્રીય સમાજ હોવા છતાં તેની પ્રતિસ્પર્ધા કરવા હેતુ માત્ર થી નખત્રાણા માં જ ઉભું કરેલું નિષ્કલંકી ધામમાં થી બાવા ઈમામશા અને નિષ્કલંકી નો ત્યાગ કરી તે મિલકત કેન્દ્રીય સમાજ માં વિના શરતે કાયદાકીય રીતે વિલીનીકરણ કરી નાખે.

૫. જે સત્પનથી ભાઈઓ (સામુહિક રીતે) સનાતની ઓળખ ધરાવતી કેન્દ્રીય સમાજ માં અથવા તો જે તે ગામોની સનાતન સમાજો માં ભળવા માગતા હોય તેઓ તેમના ઘરે અને વ્યવસાઇક સ્થળોએ પીર ઈમામાંશા અને તેના જ ભેજાની પેદાશ એવા નિષ્કલંકી ના ફોટાઓ નો સદંતર ત્યાગ કરે. (આપણા હિન્દુ શાસ્ત્રમાં દશમા અવતાર તરીકે કલકી ભગવાન જન્મ લેશે તેવો ઉલ્લેખ છે, નિષ્કલંકી નો ઉલ્લેખ ક્યાંય નથી. તે ઈમામશા બાવા ના ભેજાની પેદાશ માત્ર છે).

ઉપરના પાંચ સુત્રોનું ચુસ્તપણે પાલન કરે તો જ આપણે સત્પન્થીઓ ને સામુહિક રીતે ભેળવી શકીએ અન્યથા નહિ. એકલ દોકલ ને હવે પછી ભેળવવાનું બંધ કરીએ. તે માટે તારીખ અને દિવસ નક્કી કરીએ. આટલું હવે નહીં કરીએ તો સંપૂર્ણ જ્ઞાતિ ને એક તાંતણે બાંધી નહિ શકીએ અને જ્ઞાતિ પહેલાં ની જેમ ધાર્મિક રીતે અસ્પષ્ટ થઇ ને અંધારામાં અથડાયા કરશે – ઠોકર ખાતી રહેશે.

અત્યારે જાણવા મળ્યું છે તે મુજબ પીરાણા ના લાગતા વળગતાઓએ (કર્તાહર્તાઓ એ) સત્પનથી ભાઈઓ માટે એક ફતવો બહાર પાડ્યો છે કે ***"હમણાં ગામે ગામ ની સમાજો માં સત્પનથી ભાઈઓ પર પસ્તાળ (ભજ) પડી છે એટલે સમાજ જેમ કહે તેમ સનાતની બની ને ભળી જાઓ. થોડા દિવસ પછી આ સનાતની જુવાળ ટાઢો પડશે ત્યારે ફરી પાછા આપણે સમાજમાં સતપંથ નો પ્રચાર કરી શકીશું".*** એટલા માટે આપણે સૌ સનાતાનીઓ એકલ – દોકલ સત્પનથી ને ભેળવવાનું બંધ કરીએ અને હવે આપણી સનાતની સમાજોમાં એ લોકોને ભેળવવા હોય તો ઉપર જણાવેલ પાંચ સુત્રી કાર્યક્રમ નો ચુસ્ત પણે અમલ કરાવી સામુહિક રીતે ભેળવીએ તોજ જ્ઞાતિમાં એકવાયતા જળવાશે અન્યથા નહિ જળવાય. સમાજમાં આ રીતે સનાતન ધર્મ બાબતે એકવાયતા જળવાશે અને તેના ફળ ૫-૧૦ વરસે આપણી સનાતની ઓળખ ધરાવતી કેન્દ્રીય સમાજને મળશે તે ચોક્કસ વાત છે.

રમેશભાઈ માવજીભાઈ વાગડિયા

બેન્ગલોર-૧૦.૧૨.૨૦૧૦

# "અન્ય ઈમૈલ" (ઓ.ઈ.)

"સિરીસ" ના જેમજ આ ઈમૈલના સબજેક્ટની શરૂઆતમાં "OE" શબ્દ હોય છે. સમાજમાં થતી હાલની સતપંથ વિષયની ગતિવિધિઓની જાણકારી આપતા ઈમૈલ હોય છે. લોકોને કામ લાગે તેવી માહિતીઓ તેમને જલ્દીથી પોહચાડવામાં આવા ઈમૈલઓ નો ઉપયોગ કરવામાં આવે છે.

# Other Emails (OE)

Like Series, these emails start with "OE" and are followed by a serial number, in the subject line. These emails generally cover the recent and important happenings in the Samaj and the community over the issue of Satpanth. These emails also spread useful information quickly.

Real Patidar <realpatidar@gmail.com>

# Series 1 & Series 2 -Response

**Real Patidar <realpatidar@gmail.com>** **Mon, Apr 19, 2010 at 10:32 AM**

Dear All,

Thank you for your overwhelming feedbacks. Not in a figment of our imagination that we had thought that we would be getting so MANY favourable responses baring only two feedbacks seeming to raise different issues. The feedback came from whole of India, including from distant places Tamil Nadu, West Bengal, Orissa, Chhatisgarh, Andhra Pradesh, etc. The real surprise was feedback from out of India.

Some of the notable feedbacks are....

"... thanks for doing such a wounderful social and noble cause...."

"... its good to see the information coming from an independent source..."

"... Thanks for opening our eyes. You should have done this much earlier..."

"... We never every imagined that Satpanth was a sect of Islam. We always thought that Satpanth is a like any other sect of Hindu Religion..."

"... wounder how get fooled by the CHANGED Veds... I appeal to all learned Satpanthis to enlighted the whole community and tell them the truth..."

"... please give us more information on Satpanth. We will spread the awareness in our Local Samajs also..."

& many more...

In addition to the above, I also got feedback that it was difficult for people to print the attachments in the link.

Hence I have decided to attach the files so that one can download and print at convenience.

Thanks once again for sending in encouraging responses.

Real Patidar

Real Patidar <realpatidar@gmail.com>

# Attempt to discredit me -Beware of fraudulent mails pretending to have come from me

**Real Patidar <realpatidar@gmail.com>** **Wed, Apr 28, 2010 at 4:24 PM**

If you are unable to read Gujarati, please download the attachment

---

Dear All,

Thank you for the overwhelming response to the educative mails I have been sending on Satpanth religion.

We started this series by educating about the mission, methodology, inside story and then lastly about the conclusive evidence that Satpanth is a muslim religion, by way of taking note of their religious book. You will acknowledge that all I have been saying comes from independent source or from the Satpanthis themselves.

I have many Satpanthis in my mailing list. Some of them at times used to counter my mails, saying that whatever I was writing as not correct and claimed that Satpanth is a Hindu sect. They tried all possible ways to distract me and stop me from doing this noble cause of educating people.

After my mail on Series 5 Pirana Pooja Vidhi and Gnan, which gave conclusive proof that Satpanthis follow Muslim religion, they were left with nothing to say. So stunned were the people who did not like my mails (obviously some Satpanthis) that they could not think of any proper manner in which they could give a valid counter argument. They were at total loss of words.

In this situation, they have resorted to malign my credibility by sending all kinds of negative emails

which the Sanatan samaj would not like. By doing so, they are trying to negate the good work, success, credibility and respect I am enjoying. These mails come from ids very similar to my email id albeit with minor change in the spelling. The ids used are like realpatidarr@gmail.com, realpatidaar@gmail.com. (Note the additional “r” and “a”). These are the acts of the people who are frustrated and have lost balance of mind. This is backstabbing at its best. (પીઠ પાછળ વાર). આપડા સમાજના આદ્ય સુધારક નારાયણજીભાઈ રામજીભાઈ લીંબાણીના પીઠ પાછળ વાર કરતા હોય તો હું તો બહુ નાનો માણસ છું. મને ખુશી છે કે મને એવા મહાન વ્યક્તિ સાથે સરખાવ્યો. વિચાર કરજો કે જે લોકો મારી સાથે લેખિતમાં આવું ખુલ્લેઆમ ખોટું કરે છે તો સમાજમાં કેટલું ખોટું બોલતા હશે. આવા લોકોની બુનિયાદ જુઠાણ પર છે તેવા લોકો પાસેથી જુઠું શિવાય શું મળશે.



I am sure the Guru of these people would be an expert in corrupting values which are pure and original to suit their mission and present it to illiterate (including educated illiterates) and unsuspecting people, making them trust the corrupted values to be the real values. The way in which the response was swift, suggests that these people are expert in following these techniques and is an organized effort. I will not be surprised if the supporters of such people try to raise the issue of my credibility at Samaj level. The whole human community and Sanatan samaj is under threat of such people who follow Pakistani and Terrorist style functioning.

My personal experience has been very comforting and soothing to know that such Satpanthis do not have anything credible to say. The fact that these Satpanthis have resorted to such act, proves, once again beyond doubt, that the mails I have sent are right.

In order to safeguard my credibility and to cope with the load of emails I have been handling each day, I have switched to the domain **“realpatidar.com”.** All and any mails coming from realpatidar.com, like mail@realpatidar.com, mail1@realpatidar.com etc, are the mails sent by me. Any other mail you may get, pretending to be sent by me is an attempt by these cowards. Further, the contents of whatever mails I have been sending are uploaded on http://issuu.com/patidar, also.

I thank each and everyone for supporting my noble cause and help me extending my reach by forwarding email ids of people of our samaj.

Real Patidar

**Attempt to discredit Real Patidar.pdf**
407K

**Real Patidar <mail@realpatidar.com>**

# OE3 -ઈમામ શાહ બાવા સાથેની મારી વાર્તાલાપ – ગઈ કાલના મારા ઈ-મેલ પછીની સર્જાતી સાચ્ચી વાત.

**Real Patidar <mail@realpatidar.com>** **Mon, May 24, 2010 at 8:53 PM**
To: Real Patidar <mail@realpatidar.com>

**24-May-2010**

**ઈમામ શાહ બાવા સાથેની મારી વાર્તાલાપ – ગઈ કાલના મારા ઈ-મેલ પછીની સર્જાતી સાચ્ચી વાત.**

કાલે અમુક લોકોને નીચે જણાવેલ પ્રમાણે ઈ-મેલ મારા realpatidar@gmail.com (આ email-id વાપરવાનું બંદ કરી નાખેલ છે) પર થી મળેલ છે, જેનું subject "છમાં માફી" છે. (વધુ માહિતી માટે attachement જુવો). તેમાં એમ લખેલ છે કે મને ઈમામ શાહ બાવાનો પરચો મળ્યો અને તે વાતની સાથે જોડેલી બીજી ઘણી બધી વાતો લખેલ છે. તેમાં જણાવેલ પ્રમાણે મને સાચો માર્ગ મળી ગયો એનો મને ખુબ આનંદ હતો.

એજ વાતને આગળ વધારતા મને તમને જણાવવામાં આનંદ થાય છે કે ગઈ કાલે રાત્રે તો જગબ થઈ ગયો. ઈમામ શાહ બાવા તો શાક્ષાત મારા સપનામાં આવ્યા. પણ તેમની હાલત બહુ ખરાબ હતી અને દયનીય અવસ્થામાં રડી રહ્યા હતા. તેમના પાસે પહેરવાના કપડાય નહતા. આખું શરીર દાજેલું હતું, જગ્યા જગ્યા પર શરીર વીંધાય ગયું હતું અને તેમાંથી લોહી નીકળતું હતું. તેમણે જાણે અસહનીય પીડા થતી હતી. આ બધું જોઈને હું તો મુજવણમા પડી ગયો. પીરાણા સતપંથ ધર્મના સ્થાપકની આવી કરુણ હાલત શા માટે? માસુમ, ગરીબ, લાચાર, અભણ, શંકા ના કરનાર લોકોનો પાલનહાર અને તેવા લોકોને દસોન્દ-વિશોન્દના બદલામાં તેમનો ઉધ્ધાર કરીને કયામત વખતે સવાર્ગમાં લઈ જવાનું સ્વપ્નું દેખાડનાર પોતે નર્કની યાતના કેમ ભોગવી રહ્યો છે? આવા સવાલો મારા મનમાં ઉભા થતા હતા ત્યારે તેમની પાછળ એક વિશાળ આકાર માંથી સુખમય તેજ બાહર આવતું દેખાયું. ધીરે ધીરે એ તેજસ્વી પ્રકાશ વધતો ગયો અને તેમાંથી પરમ કૃપાળુ પરમાતમાનો મને દર્શન થયા. પરમાતમાના દર્શન વખતે, વર્ણન ના કરી શકાય તેવું, સુખદ અનુભવ થયો, કારણકે મને ભગવાન મળી ગયા હતા.

આ બધું નિહાળી અને અનુભવ કરી રહ્યો હતો ત્યારે ઈમામ શાહ બાવા ફરીથી ધ્રુસ્કે ધ્રુસ્કે રડી પડ્યા અને મને કહ્યું કે મે જે છેતરપીંડી કરીને માસુમ, ગરીબ, લાચાર, અભણ, શંકા ના કરનાર લોકોને બેવકૂફ બનાવ્યા અને પોતાના અને મારા વંશજો માટે હમેશની બેઠી આવક ઉભી કરી અને લોકોને ખોટા આશ્વાસનો આપ્યા અને તેમના લોહીને ચુસતો રહ્યો એનુ આ પરિણામ છે. મારા ભ્રામક જુઠાણામા ફસાયેલ, પીઢીઓથી સતપંથ ધર્મને પાળતા લોકોનો હું ગુન્હેગાર છું. હિંદુ ધર્મ અને ધાર્મિક ગ્રંથો, વેદો, ઉપનીષદો વગેરે પુસ્તકો ને ભ્રષ્ઠ કરવાનો પાપ કર્યું છે. લોકોને બેવકૂફ બનાવીને તેમને મુસલમાન બનાવવાના પ્રયત્નમાં મે કેટલીક ખોટી વાતો કરી છે, જાદૂ ટોણા કર્યા છે, પ્રપંચો રચ્યા છે. આ બધીજ વાતોના લીધે હું સદીઓ થી પીડાવું છું. જ્યાં સુધી, તદ્દન જુઠાણા આધારિત રચેલ, સતપંથ ધર્મ, નામનો આ પ્રપંચ ચાલશે ત્યાં સુધી મારી નરકની યાતના વધતી જશે.

ઈમામ શાહ બાવાનું કથન હું સાંભળી રહ્યો હતો, ત્યારે પરમ કૃપાળુ પરમાતમાએ હામી ભરતા કહું "... કે એટલાજ માટે ઈમામ શાહને ચાબુક મારતો મારતો હું અહીં ઘસડી લાવ્યો છે. ઈમામ શાહને બતાવ કે જો તારા પ્રપંચમાં ગઈ કાલે એક કટ્ટર હિંદુ ધર્મિ પણ કેવી રીતે ફસાઈ ગયો છે." ત્યારે ઈમામ શાહ બોલ્યા અને મને કહ્યું કે મારો ગહન અભ્યાસ કરીને રચેલો પ્રપંચ કેટલો ખોટો છે, તે તું લોકોની સામે વધુ જોર શોર થી ફરીથી રજુ કર. જે લોકો મારા ધર્મમા અંધા થઈ ગયા છે અને હવે મારા રચેલા સત્પન્થના ધાર્મિક ગ્રંથોને વટલાવીને સતપંથ ધર્મને ખોટીરીતે હિંદુ ધર્મનું રૂપ

આપી રહ્યા છે, તેવા લોકોને મારો આદેશ જણાવ કે તેવો આ લોકોને બેવકૂફ બનાવવાનું બંધ કરી દે, નહીં તર તેમની હાલત મારાથી પણ ખરાબ થશે. તેમને ક્યારે મુક્તિ નહીં મળે.

ત્યારે પરમ કૃપાળુ પરમાતમાએ મને આશીર્વાદ આપતા કહ્યું કે મારું વચન છે કે તારી વાત સંભાળીને જે લોકો સતપંથ ધર્મ છોડીને સનાતન હિંદુ ધર્મ સ્વીકારશે તેવા લોકોને મુક્તિ આપીશે. સંસારના બધાજ જીવન મરણના ચક્રમાંથી મુક્તિ આપીશ અને તેમને મારા હૃદયમા સ્થાન આપીશ. અને જે લોકો મારો આદેશ નહીં સંભાળે અને શંકા કરશે એવા લોકોને તેમના જીવનમા ખુબ વેદનાઓ ભોગવી પડશે, તેવો ક્યારેય સુખી નહીં થાય અને માર્યા પછી સીધા હંમેશ માટે, નરકમાં (નર્કમાં)રહશે..

પરમ કૃપાળુ પરમાતમાના આદેશ મુજબ હું તમને વિનંતી કરું છું કે જો તમને આ સંસારમાંથી મુક્ત થવું હોય અને હંમેશ માટે સુખી થવું હોય, તો સતપંથ ધર્મને તિલાંજલિ આપીને સનાતન હિંદુ ધર્મનો અંગીકાર કારો. ભગવાન મને વચન આપી ગયા છે અને ભગવાનનું વચન ક્યારેય ખોટું પડતું નથી. મારા સતપંથ ધર્મ પર રજુ કરતા સાચી હકીતત આપતા email ઓ ચાલુ રહશે.

તો બોલો.... સનાતન ધર્મની જયsssssssssssssssssssss.....

લક્ષ્મી નારાયણ ભગવાનની જયsssssssssssssssssssss.....

**ખરો પાટીદાર.**

---

**Background: ઉપર જણાવેલ ઈ-મેલ લખવા પાછળની પૂર્વ ભૂમિકા:** ગઈ કાલે અમુક અધર્મી લોકોએ મારો realpatidar@gmail.com નામનો email account ને hack કરીને, password તોડીને ઘણાં લોકોને નીચે જણાવેલ ઈ-મેલ મોકલ્યા છે. એ ઈ-મેલ ભલે મારા email-id માં થી આવ્યો છે, પણ મેં મુક્યો નથી. એ ઈ-મેલમાં મને ઈમામ શાહ બાવાનો પરચાની જાણની વાત કરેલ છે. સમાજમાં દુષણો, સંસ્કારની કમી હોવાની વાત કરેલ છે અને એવું એક picture ઉભું કરેલ છે કે જાણે સતપંથ ધર્મના શિવાય બાકી બધાજ ધર્મમાં આ દુષણો છે. આટલુંજ નહીં http://issuu.com/patidar site પર upload કરેલી સર્વે માહિતીઓ અને પુરાવાઓ delete કરી નાખ્યા. સમાજના સ્વર્ણિમ મહોત્સવના નાટકનો video પણ delete કરી નાખ્યો. અન્ય ઘણાં internet પર મારા account ને delete કરી નાખ્યા અને અમુક માં password બદલી નાખ્યા. પણ સાચા માણસ સાથે ભગવાન હોય છે. એટલે ભગવાનની કૃપાથી બધાય account મારા કન્ટ્રોલ માં પાછા આવી ગયા અને મેં પહેલાની જેમ બધાજ પુરાવાઓ અને video પાછા upload કર્યા.

આગળ વધતા વાત કરું તો, મને અહેસાસ થયો કે ઘણા સબુતોમાંથી એક સબુત ગઈ કાલનો આ email છે, કે લોકોને મુજાવવા, અસત્યનો સહારો લેવો, કેવળ હેરાન કરવાના દૃષ્ટિથી, લોકોસામે ખોટા અને આધાર વગરના કોર્ટ કેસો કરવા, પોતાના વિરોધીને અંગત રૂપે બદનામ કરવા, ખોટી વાર્તાઓ લખવી, લોકોના સારા નામનો દુર-ઉપયોગ કરવો, ભ્રામક email id ખોલવી અને પ્રપંચ કરીને પોતાના રોટલા શેકવા, આવા જહરીલા દુષણોથી એક સતપંથ સમાજજ પીડાય છે. સતપંથ સમાજના આવા લોકોના સંસ્કાર તો જુવો. સતપંથ સમાજના સામાન્ય, નિર્દોષ લોકો પણ આવા દુષણોના ભોગ બને છે. સતપંથ સમાજની હિત ની વાત કરના લોકોને મારી નમ્ર વિનંતી છે કે પહેલાં પોતાના ઘરને દુષણોથી તો બચાવો. બાકી બીજા દુષણો તો બધીજ સમાજોમાં હોય છે, એ વાતને અહીં ઉપાડવાનો પ્રયત્ન કરનાર લોકો આપને ગેર માર્ગે દોરવાનો પ્રયત્ન કરે છે. આવા લોકોજ સમાજના ખરા દુશ્મન છે. સમાજના લોકોની માસુમિયતનો ગેર લાભ લઈને પોતાના અંગત સ્વાર્થ માટે, મંચ પરથી એવી રીતે પોતાની વાત રજુ કરે છે કે જાણે પોતે સમાજના બહુ મોટા હિત ચિંતક હોય. મંચ પર થી ખોટું બોલવાથી ગભરાતા નથી. દુર્ભાગ્યની વાત એ છે કે આવા લોકોમાં સારા ભણેલા લોકો પણ છે, એટેલ આપડા જેવા ઓછું ભણેલા લોકો પોતાની વાત રજુ કરવાથી સંકોચ અનુભવે છે. આપડી સમાજના દરેક સભ્યની ફરજ છે કે આવા લોકોને ઉઘાડા પાડીને સમાજ બાહર કરવા જોઈએ.

ગઈ કાલે સવારના જયારે મેં નીચે જણાવેલ ઈ-મેલ વાંચયો તો પહેલાં મેં હંસી આવી. જે લોકોને તેમની સમાજ હોશિયાર ગણે છે, તેવા લોકો કેટલા બેવફ્ફ છે. જો એ લોકો મારી વાતથી અસહમત હોય તો, પોતાની વાત રજુ કરવા માટે મારા નામની જરૂર કેમ પડી. Internet પર પોતાનામ નામથી પોતાની વાત રજુ કરી શકે તેમ છે. મારું નામ વાપરીને લોકોને અને સમાજને ગેર ભ્રમમાં મુકવાનો પ્રયાસ તો ખોટા લોકોજ કરે તો એમની વાત સાચી નજ હોય. મારા લખેલા ઈ-મેલો અમે તેમાં જણાવેલ પુરાવો સામે કોઈ ઠોસ જવાબ ન હોવાના કારણથી ગાંડા જેવો, **હંમેશના જેમ, અપેક્ષિત**, પીઠ પાચળ વાર કરવાનો પ્રયત્ન કાર્યો છે. આ સમજીને મને ખુબ આનંદ અને સંતોષ થયો.

લોકોને ભ્રમમાં મૂકી દેનાર આવા ઘણા બધા વારો થશે એટલે હું તમને મારા તરફથી હંમેશ માટેનો મારો સતપંથ ધર્મ બાબતનો રુખ/મત નો ખુલાસો રજુ કરી દવું છું કે...

૧. હું ક્યારેં પણ સતપંથ ધર્મનો પ્રચાર નહિ કરું.

૨. હું ક્યારે પણ ખોટી વાત કે વસ્તુ વિષયને ટેકો નહીં આપું.

૩. હું હંમેશ સાચી વાત તમારી સામે લાવતો રહીશ, જેમ કે સતપંથ ધર્મના મૂળ શું છે અને એવા પુરાવા તમારા સામે મુકીશ. (સાચા સતપંથીઓ નો મને હંમેશાથી ટેકો રહ્યો છે.)

24-May-2010

॥ શ્રી સનાતન ધર્માય નમ: ॥

# શ્રી ખોંભડી પાટીદાર સનાતન સમાજ

**મુ. પો. ખોંભડી, તા. નખત્રાણા-કચ્છ.**

શ્રી અ.ભા. ક. ક. પાટીદાર સમાજ (કેન્દ્રિય સમાજ) નખત્રાણા દ્વારા તા. ૨૫-૩-૨૦૧૦ના રોજ બહાર પાડેલ શ્વેત પત્ર તેમજ તા. ૭-૫-૨૦૧૦ની અસાધારણ સામાન્ય સભામાં સર્વાનુમતે બંધારણમાં કરાયેલ સુધારાઓ તથા તા. ૧૨-૫-૨૦૧૦ના જ્ઞાતિ પંચમ્ અધિવેશનમાં સર્વાનુમતે પસાર કરેલ જ્ઞાતિ રીતીરીવાજોની ૧ થી ૧૯ કલમો અને કેન્દ્રિય સમાજે તા. ૧-૭-૨૦૧૦ના બહાર પાડેલ આદેશોને અનુલક્ષીને શ્રી ખોંભડી પાટીદાર સનાતન સમાજ તેની તા. ૩૧-૮-૨૦૧૦ના રોજે બોલાવવામાં આવેલ સામાન્ય સભામાં નીચે મુજબના ઠરાવો સર્વાનુમતે પસાર કર્યા છે. તેનું દરેક સભ્યોએ ચૂસ્તપણે પાલન કરવાનું રહેશે.

કોઈ પણ વિરોધ વગર

ઠરાવ નં. ૧ શ્રી ખોંભડી પાટીદાર સનાતન સમાજની સ્થાપના ખોંભડી ગામના એવા સુધારક વડીલો દ્વારા કરવામાં આવી હતી કે જેઓએ પીરાણા સતપંથ ધર્મનો સદંતર ત્યાગ કરી આપણા મુળ સનાતન હિન્દુ ધર્મનો અંગીકાર કર્યો હતો અને ત્યાર પછી સંવત ૨૦૦૨ અને ઈ. સ. ૧૯૪૫માં આપણા ઈષ્ટદેવ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની પાન મૂર્તિઓના મંદિરની સ્થાપના કરીને આ સમાજની સ્થાપના કરી હતી. એટલા માટે થઈને આ સમાજના દરેક સભ્યએ સનાતન હિન્દુ ધર્મને હંમેશને માટે પાળવાનો અને અનુસરવાનો રહેશે.

ઠરાવ નં. ૨ આપણી આ સમાજનું નામ શ્રી ખોંભડી પાટીદાર સનાતન સમાજ છે અને રહેશે.

ઠરાવ નં. ૩ શ્રી ખોંભડી પાટીદાર સનાતન સમાજના સભ્ય સનાતન વૈદિક હિન્દુ ધર્મને માનતા અને પાળતા ખોંભડી ગામના કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના વંશજો જ થઈ શકશે. (પીરાણા સતપંથ ધર્મને માનતી અને અનુસરતી કોઈપણ વ્યક્તિ આ સમાજની સભ્ય બની અથવા તો રહી શકશે નહીં ) આ સમાજના કોઈ પણ સભ્યએ એમના બાહ્ય આચરણો જન્મથી મરણોત્તર સુધી હિન્દુ તરીકે ના પાળવાના રહેશે. પીરાણા સતપંથ ધર્મના કોઈ પણ સ્થળોએ દર્શન- પૂજા-અર્ચના કરવી અથવા તો રૂપિયા આપી પૂજા કરાવવી, પિરાણા સ્થાનકે બેડીઓ પહેરવી અથવા તો મરણ પાછળ પીરાણા જઈને ગુનો છોડાવવો, નારાયણ બલિ ચડાવવી, પિરાણા સતપંથ ધર્મના કોઈ પણ ધાર્મિક સ્થળોએ જવા માટે યોજાતી પદયાત્રા સંઘમાં ભાગ લેવો અથવા તો પિરાણા સંસ્થાઓ દ્વારા ભરાતી શીબીરોમાં ભાગ લેવો, અથવા તેના જેવી વિવિધ ક્રિયાઓ તેમજ દાન, ભેટ - સોગાદ મોકલવી એવી તમામ ક્રિયાઓ કરવી અથવા તો કરાવવી તેને હિન્દુના બાહ્ય આચરણો ગણવામાં આવશે નહીં. એવા બાહ્ય આચરણો કરવા વાળા અથવા તો કરાવવા વાળા આ સમાજના સભ્ય રહી શકશે નહીં. ઉપરોક્ત મુદ્દાને અનુલક્ષીને શ્રી ખોંભડી પાટીદાર સનાતન સમાજના તમામ પરિવારોએ પિરાણા સતપંથ ધર્મમાં કરવામાં આવતી દફનની મરણોત્તર ક્રિયાઓમાં ભાગ લેવો નહીં તથા તેને લગતી કોઈ પણ ધાર્મિક ક્રિયા કર્મમાં અથવા તો જમણમાં હાજરી આપવી નહીં અને આવા કાર્યોનો સદંતર બહિષ્કાર કરવો.

સતપંથી ભાઈઓ મેમ્બર બની શકશે નહીં

હિન્દુઓના બાહ્ય આચરણમાં શું નહીં ગણાય

પિરાણા સતપંથ ધર્મના કોઈપણ સ્થળોએ જેવાકે, પિરાણા, કાદિયા, નખત્રાણા, વગેરે અને કોઈ પણ ગામના જ્યોતિધામ અથવા કહેવાતા નિષ્કલંકી નારાયણના સ્થાનકમાં દર્શન-પૂજા-અર્ચના કરવી નહીં. તેની બાધા (માનતા ) કરવી કે ઉતારવી નહીં. પિરાણા સતપંથ ધર્મમાં અપાતા દશોંધ, વિશોંધ કે અન્ય કોઈ પણ પ્રકારના લાગા, દાન, ભેટ-સોગાદ આપવી કે મોકલાવવી નહીં.

બધાજ સ્થળો સામે પ્રતિબંધ

ઠરાવ નં. ૪ આ સમાજની કોઈપણ વ્યક્તિએ પિરાણા સતપંથ ધર્મની સમાજોના ધાર્મિક ઉત્સવો કે તેના દ્વારા થતા સામૈયાઓમાં તેમજ સતસંગ કે ધાર્મિક સભાઓમાં ભાગ લેવો નહીં તથા તે અંગેના જમણવારના આમંત્રણનો સ્વીકાર કરવો નહીં. આપણી સમાજના ધાર્મિક હિન્દુ ઉત્સવો જેવા કે, રામનવમી,

કોઈ પણ બહાને સંબંધ ન રાખવા માટે જોગવાઈ

(૧)

જન્માષ્ટમી, નવરાત્રી, સતસંગ કે પ્રતિષ્ઠા મહોત્સવ તિથી કે તેને લગતા સમુહ ભોજનના કાર્યક્રમોમાં પિરાણા સતપંથ ધર્મને માનતી - અનુસરતી વ્યક્તિ તેમજ પરિવાર તેમજ વ્યક્તિસમુહને કોઇપણ પ્રકારનું આમંત્રણ આપવું નહીં.

સતપંથ મુદ્દા પર થયેલ કડક ઠરાવ

ઠરાવ નં. ૫ શ્રી ખોંભડી પાટીદાર સનાતન સમાજના કોઇપણ સભ્યએ અથવા તો પરિવારે આજ દિવસ પછી દિકરા દિકરીઓના સગપણ - સાંતરાં બાબતે દિકરી લેવાનું તથા દિકરી દેવાનું સનાતન ધર્મ પાળનારા પરિવારો સાથે જ કરવાનું રહેશે. પિરાણા સતપંથ ધર્મને માનનારા કોઇ પણ ગામના કોઇ પણ પરિવારો સાથે નવા સગતણ - સાંતરાં કરવા નહીં. આથી અગાઉ પિરાણા સતપંથ ધર્મને માનનારા પરિવારો સાથે કરવામાં આવેલ જુના સંબંધોમાં આવતા સામાજીક વ્યહવારો જેવાકે લગ્ન, મામેરૂં તથા બોલામણું વગેરે પ્રસંગોમાં જઇ આવી શકાશે. તેવીજ રીતે મરણ વખતે દફનવિધિ તેમજ જુના પ્રકારની અંતિમ ક્રિયાઓ કરે તો સામાજીક નિતિ-નિયમો પ્રમાણે થતો વ્યહવાર કરીને પાછું આવવાનું રહેશે. પણ ઉત્તરક્રિયામાં ભાગ લેવાનો રહેશે નહીં. જુના સંબંધો ટકાવી રાખવા માટે જાતે ઉચિત નિર્ણય લેવા સમાજ આદેશ આપે છે.

ગમે તેવા સંબંધ હોય તોય પણ છુટ નથી આપવામાં આવી

ઠરાવ નં. ૬ શ્રી ખોંભડી પાટીદાર સનાતન સમાજના પરિવારોમાં કોઇપણ પરિવારમાં તેના નજીકના સગાં-સંબંધિઓ જેવાકે, સગો ભાઇ, કાકા, દાદા, કાકાઇ ભાઇ વગેરે અગર પીરાણા સતપંથ ધર્મને માનનારા અથવા તો અનુસરતા હોય તો તેઓ તેની સાથે કોઇપણ પ્રકારનો સંબંધ રાખી શકશે નહીં, કચ્છ બહાર વસતા આ સમાજના પરિવારોએ ત્યાં પણ મધરાતની પૂજા તથા પિરાણા સતપંથ ધર્મની કોઇપણ ક્રિયા-કર્મ કરવી અથવા તો કરાવી શકશે નહીં. તે જ પ્રમાણે પિરાણા સતપંથ ધર્મની કોઇપણ સંસ્થાના કહેવાતા સંતો, દાસો, ધર્મગુરૂઓ, આચાર્યો વગેરેને પોતાના ઘરે બોલાવી શકશે નહીં તેમજ આજુબાજુના ગામ તથા શહેરોમાં પિરાણા સતપંથ ધર્મને માનનારાને ત્યાં અથવા તો આવા સંતો દાસો, ધર્મગુરૂઓ, આચાર્યો ને બોલાવીને યોજાતા કોઇપણ પ્રકારના કાર્યક્રમોમાં કોઇપણ પ્રકારનો ભાગ લઇ શકશે નહીં.

પીરાણા, સતપંથ અને તેના સાથે જોડાયેલા કોઈ પણ નામ ધરાવતા વ્યક્તિ કે વ્યક્તિ સમૂહ કે સંસ્થા સાથે સંબંધ કાપવામાં આવ્યા છે.

ઠરાવ નં. ૭ તા. ૧૩-૫-૨૦૧૦ના રોજે બોલાવવામાં આવેલ શ્રી ખોંભડી પાટીદાર સનાતન સમાજની અસાધારણ સામાન્ય સભામાં શ્રી કેન્દ્રિય સમાજ દ્વારા બહાર પાડવામાં આવેલ શ્વેતપત્ર તેમજ તેના બંધારણનું વાંચન કરવામાં આવેલ હતું અને જાહેરમાં જણાવવામાં આવ્યું હતું કે આ સમાજના દરેક સભ્યએ આવતી જન્માષ્ટમી સુધી ધાર્મિક બાબતે પોતાનું વલણ સનાતની તરીકે છે તેવું સ્પષ્ટ કરવું પડશે. તો આજ રોજે તા. ૩૧-૮-૨૦૧૦ થી શ્રી ખોંભડી પાટીદાર સનાતન સમાજમાં કોઇ પણ પિરાણા સતપંથ ધર્મને માનનાર વ્યક્તિ અથવા તો પરિવાર આ સમાજનો સભ્ય અથવા તો હોદ્દેદાર હશે તો તેનું સભ્યપદ અથવા તો હોદ્દો આપોઆપ રદ્ થઇ ગયો ગણાશે. સભ્ય તરીકે રદ્ થયેલ કોઇ પણ સભ્યએ સમાજમાં ભરેલ કોઇ પણ રકમ કે લવાજમ પાછું આપવામાં આવશે નહીં અને તેવા સભ્યનો કોઇ પણ પ્રકારનો દાવો સમાજ પર રહેશે નહીં.

પાછળથી ધર્મ પલટો કરનાર લોકો સામે ની જોગવાઈ

નં. ૮ શ્રી ખોંભડી પાટીદાર સનાતન સમાજ એક સનાતન વૈદિક હિન્દુ ધર્મને પાળતા લોકોની સમાજ છે અને તેના ઇષ્ટદેવ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણ જ છે. સમાજ એને જ કહેવાય જ્યાં વ્યવસ્થિત લોકોનો જનસમુદાય...

અ. એકજ ધર્મને (સનાતન વૈદિક હિન્દુ ધર્મ) પાળતો હોય,

બ. એકજ રીતી રીવાજને અનુસરતો હોય અને

ક. એકજ આચાર-વિચારને વરેલો હોય.

એટલા માટે થઇને આ સમાજમાં એકવાયતા જળવાય એ હેતુથી આ સમાજના દરેક સભ્યો એવમ્ પરિવારોને આપણો મુળ સનાતન હિન્દુ ધર્મ પાળવા માટે આ સમાજ આદેશ કરે છે.

ઠરાવ નં. ૯ ઉપરોક્ત ઠરાવોનું પાલન કરવા તેમજ કરાવવા માટે સમાજના દરેક પરિવારોની નૈતિક ફરજ બને છે

(૨)

તેથી દરેક પરિવારોએ સમાજને ૨ જવાબદાર વ્યક્તિઓના નામો આપવાના રહેશે. અને સમાજના દરેક પરિવારોમાં આ ઠરાવોનું ચૂસ્તપણે પાલન થાય તેની જવાબદારી જે - તે વ્યક્તિઓની રહેશે.

ઠરાવ નં. ૧૦ ઉપરોક્ત ઠરાવોને લાગુ પાડવા માટે સમાજના બંધારણમાં જોઈતા ફેરફારો કરવા માટે પણ આ સભા અત્રેથી સર્વાનુમતે ઠરાવે છે. આ ઠરાવોની એક પ્રત (નકલ) કેન્દ્રિય સમાજમાં તથા તેના અંતર્ગત કચ્છ ઝોન ને ત્વરીત મોકલવામાં આવે. તેની સાથે સાથે આજુબાજુના ગામોની સનાતન સમાજોને પણ આ ઠરાવોની નકલો ત્વરીત મોકલવામાં આવે.

ઉપરોક્ત ઠરાવોનું પાલન આપણી સમાજના દરેક સભ્યોએ અને પરિવારોએ કરવું અનિવાર્ય છે. તેમાં કોઈ પણ પ્રકારની ઢીલાસ, ચૂક અથવા તો બાંધછોડ કોઈ પણ સંજોગોમાં ચલાવી લેવામાં આવશે નહીં. ઉપરોક્ત નિતી-નિયમોનું ચૂસ્તપણે પાલન કરવું અને કરાવવું એ આ સનાતન સમાજના દરેક સભ્યો તેમજ પરિવારોની નૈતિક ફરજ બને છે. આ સમાજની જે કોઈ વ્યક્તિ અથવાતો પરિવાર ઉપરોક્ત ઠરાવોનું ઉલ્લંઘન કરશે તો આ સમાજના ગુનેગાર ગણાશે અને તેવા સભ્યોનું / પરિવારોનું સભ્યપદ રદ્દ કરવામાં આવશે અને એ બાબતે બીજી કોઈ પણ અન્ય ચર્ચાઓ હાથ ધરવામાં આવશે નહીં.

ઠરાવોની ગંભીરતા કેવી છે તે જુવો.

ઉપરોક્ત ઠરાવો આ સમાજની સામાન્ય સભામાં સર્વાનુમતે પસાર કરવામાં આવેલ છે અને તે તારીખ ૧-૯-૨૦૧૦થી લાગુ પાડવામાં આવે છે.

ખોંભડી
તા. ૩૧-૮-૨૦૧૦, મંગળવાર

શ્રી ખોંભડી પાટીદાર સનાતન સમાજ

પ્રમુખશ્રી (લક્ષ્મણભાઈ નાનજી ચૌહાણ)

મહામંત્રીશ્રી (શીવલાલ નાનજી ચૌહાણ)

ટૂંકમાં સતપંથ ધર્મ પાળનર લોકો સમાજના સભ્ય બની શકશે નહિ અને તેમના સાથે કોઈ પણ સંબંધ રાખવા નહિ.

આવા લોકો સાથે જ્ઞાતિ બહાર ના લોકો ની જેમ વ્યવહાર કરવો.

(૩)



Real Patidar <mail@realpatidar.com>

# OE 20 - Model Undertaking Letter / આદર્શ બહેન્દરી પત્ર

**Real Patidar <mail@realpatidar.com>** **Fri, Sep 17, 2010 at 1:24 PM**
To: realpatidar <realpatidar@googlegroups.com>

15-Sep-2010

|| જય લક્ષ્મીનારાયણ ||

કેન્દ્રીય સમાજ ના આદેશ મુજબ કચ્છ અને કચ્છ બહાર ના નાના મોટા સમાજોમાં ઘણા લોકો સતપંથ ધર્મ ને ત્યાગીને સનાતન ધર્મ સ્વીકારવા લાગ્યા છે.
As per the order of the Central Samaj (ABKKP Samaj), local samajs in Kuchchh and outside Kuchchh have seen that many people have quit Satpanth dharm and are joining Sanatan Dharm.

ત્યારે એવી માંગ સામે આવી રહી છે કે આવા લોકો પાસે થી કેવી રીતે બહેન્દરી (લેખિત માં) લેવી.
Under such circumstances, people felt the need to know what kind of assurance should be taken from the incoming people.

એટલા માટે એક આદર્શ બહેન્દરી પત્ર (Model Undertaking Letter) આ ઈમૈલ સાથે જોડું છું. સ્થાનિક સમાજો, સતપંથ ધર્મ ત્યાગીને સનાતન ધર્મ અપનાવનાર લોકો/પરિવારો પાસેથી આ આદર્શ બહેન્દરી પત્ર પ્રમાણે આવનાર લોકો પાસેથી બહેન્દરી લઈ શકે છે.

Accordingly a Model Undertaking Letter is attached with this email which can be used by the local samaj's to take undertaking from the people who quit Satpanth dharm and embrace Sanatan Dharm.

આ આદર્શ બહેન્દરી પત્ર સસ્થાનિક સમાજો ના કાર્યકર્તાઓ ના સહુલીયત માટે છે.
This model undertaking letter is only for the guidance and facility of the office bearers of local samaj.

આશા છે આ આદર્શ બહેન્દરી પત્ર નો ઉપયોગ કરશો.
http://issuu.com/patidar/docs/oe_20_-_model_undertaking_letter_-de
Hope this Model Undertaking Letter is useful.

Real Patidar / ખરો પાટીદાર

---

- Views expressed here are for the sake of discussion and knowledge only.
- To fully understand the contents of this email, you may be required to read http://issuu.com/patidar/docs/series_1_-covering_email_contents
- To know more visit www.realpatidar.com or send a request-mail to mail@realpatidar.com
- To receive emails send a request to mail@realpatidar.com or join google group http://groups.google.com/group/realpatidar/

---

**2 attachments**


**Model Undertaking Letter - આદર્શ બહેન્દરી પત્ર.doc**
31K


**Model Undertaking Letter - આદર્શ બહેન્દરી પત્ર.pdf**
171K

17-Sep-2010

# બાંહેધરી પત્ર

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના આદેશ મુજબ તેના વર્તમાન આજીવન સભ્યે તેમજ નવા બનતા સભ્યે તેમની સથાનીક સમાજની ભલામણ સાથે મુકરર કરેલું ફોર્મ ભરવાનું રહેશે. તેથી કરીને હું શ્રીમાન/શ્રીમતી ____________________

મૂળ ગામ ____________ શ્રી __________ સનાતન સમાજ, ________ (ગામ નું નામ)ને નીચે મુજબની બાંહેધરી આપું છું.

૧. હું મારી સ્થાનિક સમાજ શ્રી ______________ સનાતન સમાજનો સભ્ય છું અને હું સનાતન વૈદિક હિન્દુ ધર્મ પાળું છું અને જ્યાં સુધી આ સમાજનો સભ્ય રહીશ ત્યાં સુધી પાળતો રહીશ.

૨. આપણી કેન્દ્રીય સમાજે તા. ૨૫.૦૩.૨૦૧૦ ના બહાર પાડેલ શ્વેતપત્ર તેમજ જ્ઞાતિ રીતિરિવાજો ની કલમ નં. ૧૮ અને ૧૯ નું હું ચુસ્ત પણે પાલન કરીશ અને તે મુજબ મારા અને મારા પરિવાર ના જન્મ થી મરણોત્તર સુધીના બાહ્ય આચરણો હિન્દુ સનાતન ધર્મ ના જ રહેશે. મને એ પણ ખબર છે કે પીરાણા સતપંથ ધર્મ માં આસ્થા ધરાવવી કે, પીરાણાએ જવું, પીરાણા સતપંથ ધર્મ દ્વારા યોજાતા કોઈ પણ કાર્યક્રમમાં ભાગ લેવો અથવા તો તેમના દ્વારા યોજાતી શિબિરો માં ભાગ લેવો અથવા તો પીરાણે જઈ બેડીયો પહેરવી, પૂજા અર્ચના કરવી, હોખા માનતા માનવી-ઉતારવી અથવા તો પીરાણા સતપંથ ધર્મના કોઈપણ મંદિરો માં, જ્યોતીધામોમાં (ખાનાંમાં) જઈને દર્શન, પૂજા – અર્ચના કરવી અથવા તો તેમના દ્વારા યોજાતી પદયાત્રા માં ભાગ લેવો તે સર્વે બાહ્ય આચરણો સનાતન હિન્દુ ધર્મના નથી. તેથી તે સર્વે ક્રિયાઓ મારી માટે નિષેધ ફરમાવવામાં આવેલ છે. સતપંથ ધર્મના કહેવાતા સંતો, દાસો, આચાર્યો, ધર્મ ગુરુઓ વગેરે ની સાથે કોઈ પણ સંબંધ રાખીશ નહિ.

૩. હું કેન્દ્રીય સમાજને તેમજ તેની અંતર્ગત આવતી ઝોનો અને સ્થાનિક ઘટક સમાજ કે જ્યાં હું સભ્ય છું તેને અને તે સમાજો ના મૂળ ધર્મ સનાતન હિન્દુ ધર્મને સદાયને માટે નિષ્ઠાવાન રહીશ. હું આ સમાજ તેમજ કેન્દ્રીય સમાજના હાલના આદેશો તેમજ ભવિષ્યમાં બહાર પડનારા નિર્ણયો અને આદેશોનું નિષ્ઠા પૂર્વક પાલન કરીશ.

૪. એટલા માટે થઇ ને આ સમાજને હું વિનંતી કરુંછું કે કેન્દ્રીય સમાજને મુકરર કરેલા ફોર્મ ઉપર મારા આજીવન સભ્યપદ અંગે ભલામણ કરે.

નામ:____________________ મૂળ ગામ __________

સરનામું:____________________

____________________

ટેલીફોન ____________મોબાઈલ નંબર ____________

લખી આપનાર વ્યક્તિની સહી:____________તારીખ________



Real Patidar <mail@realpatidar.com>

# OE 21 - Breaking News -Angiya Village -9 families quit Satpanth and embrace Sanatan / અંગિયા ગામમાં ૯ પરિવારો સનાતન સમાજમાં ભળ્યા

**Real Patidar <mail@realpatidar.com>** **Sun, Sep 19, 2010 at 7:05 PM**
To: realpatidar <realpatidar@googlegroups.com>

19-Sept-2010

|| જય લક્ષ્મીનારાયણ ||

આધાર ભૂત સુત્રોથી માહિતી મળી છે, આજ રોજે, કે અંગિયા ગામ માં ૯ ધરખમ પરિવારોએ સતપંથ ધર્મ ત્યાગીને સનાતન ધર્મનો અંગીકાર કર્યો છે.

આ ૯ પરિવારોની વિગત આ પ્રમાણે છે;

| નં. | પરિવારોના નામ | હાલે | સભ્યોની સંખ્યા |
|---|---|---|---|
| ૧ | હરીલાલ દેવશી વાલજી કેશરાણી | ગોવા | ૫ |
| ૨ | ખીમજી દેવશી વાલજી કેશરાણી | બાલોદ | ૮ |
| ૩ | શિવદાસ દેવશી વાલજી કેશરાણી | બાલોદ | ૬ |
| ૪ | નરશી દેવશી વાલજી કેશરાણી | બાલોદ | ૭ |
| ૫ | અખઈ શિવગણ કેશરાણી | રાયપુર | ૮ |
| ૬ | કેશવલાલ રામજી કેશરાણી | રાયપુર | ૬ |
| ૭ | વેલજી રામજી કેશરાણી | બાલોદ | ૪ |
| ૮ | શામજી રામજી કેશરાણી | બાલોદ | ૫ |
| ૯ | જયંતી રામજી કેશરાણી | બાલોદ | ૬ |
| | | ટોટલ: | ૫૫ |

ઉપર જણાવેલ પરિવારોને તેમની આસ્થા અને નિષ્ઠા સનાતન ધર્મ પર હમેશ માટે રહશે તેવી બહેન્દરી અને વિશ્વાસ સમાજના વડીલોને આપ્યો છે.

**તેવોએ સતપંથ ધર્મ ના મૂળ ધાર્મિક વસ્તુઓ તેમજ ઈમામ શાહ બાવા ના ફોટો અને પટ ને તારવી દીધા છે.**
**તેવોએ બહેન્દરી પત્ર પણ સહી કરીને સમાજને સોપ્રત કરેલ છે.**

સનાતન સમાજ અને ઉપર જણાવેલ ૯ પરિવારોના તમામે તમામ સભ્યોને ખુબ ખુબ ધન્યવાદ.
માં લક્ષ્મી તેમના પર કૃપા કરશે એવી આશા વ્યક્ત કરૂ છે.

Real Patidar

---

- Views expressed here are for the sake of discussion and knowledge only.
- To fully understand the contents of this email, you may be required to read http://issuu.com/patidar/

19-Sep-2010



Real Patidar <mail@realpatidar.com>

# OE 22 - Breaking News -Virani Gadh (Mandvi Taluka) -1 family quit Satpanth and embrace Sanatan / માંડવી તાલુકાના વિરાણી (ગઢ) ના એક પરિવાર સનાતન સમાજમાં ભળ્યું

**Real Patidar <mail@realpatidar.com>** **Sun, Sep 19, 2010 at 7:05 PM**
To: realpatidar <realpatidar@googlegroups.com>

19-Sept-2010

|| જય લક્ષ્મીનારાયણ ||

આધાર ભૂત સુત્રોથી માહિતી મળી છે, આજ રોજે, કે વિરાણી નાની (ગઢ) ગામ માં ૧ પરિવારએ સતપંથ ધર્મ ત્યાગીને સનાતન ધર્મનો અંગીકાર કર્યો છે.

આ ૧ પરિવારોની વિગત આ પ્રમાણે છે;

| નં. | પરિવારોના નામ | હાલે | સભ્યોની સંખ્યા |
|---|---|---|---|
| ૧ | નાનજી કેશરા ભગત | ડોમ્બીવલી - મુંબઈ | ૧૦ |
| | | | |
| | | ટોટલ: | ૧૦ |

ઉપર જણાવેલ પરિવારને તેમની આસ્થા અને નિષ્ઠા સનાતન ધર્મ પર હમેશ માટે રહશે તેવી બહેન્દરી અને વિશ્વાસ સમાજના વડીલોને આપ્યો છે.

**ટૂંકમાં તેવોએ બહેન્દરી પત્ર પણ સહી કરીને સમાજને સોપ્રત કરશે.**

સનાતન સમાજ અને ઉપર જણાવેલ ૯ પરિવારોના તમામે તમામ સભ્યોને ખુબ ખુબ ધન્યવાદ.
માં લક્ષ્મી તેમના પર કૃપા કરશે એવી આશા વ્યક્ત કરું છે.

Real Patidar



---
- Views expressed here are for the sake of discussion and knowledge only.
- To fully understand the contents of this email, you may be required to read http://issuu.com/patidar/docs/series_1_-covering_email_contents
- To know more visit www.realpatidar.com or send a request-mail to mail@realpatidar.com
- To receive emails send a request to mail@realpatidar.com or join google group http://groups.google.com/group/realpatidar/
---

19-Sep-2010

Pune Samaj Constitution -Satpanthis cannot become members







**Real Patidar <mail@realpatidar.com>**

# OE 23 -Pune Samaj Constitution -Satpanthis cannot become members / પુણે સમાજ બંધારણ - સતપંથીઓ મેમ્બર નહિ બની શકે

**Real Patidar <mail@realpatidar.com>** **Sat, Oct 9, 2010 at 4:09 PM**
To: realpatidar <realpatidar@googlegroups.com>

09-Oct-2010
|| જય લક્ષ્મીનારાયણ ||

થોડા દિવસ પહેલાં, પુણે સમાજે પોતાના સમાજનું બંધારણમાં ચોખવટ કરતો સુધાર કર્યો અને તે પ્રમાણે ચોખવટ કરી નાખી કે સતપંથ ધર્મમાં માનનારાઓ આ સમાજના સભ્ય નહિ બની શકે.

ઘણી સમાજોના બંધારણમાં એવી ચોખવટ કરવામાં આવી છે કે ફક્ત સનાતન ધર્મ પાળનાર લોકોજ તેના મેમ્બર બની શકશે.

પણ પુણે સમાજે જે એક કદમ આગળ વધીને વધુ ચોખવટ કરી નાખી કે પીરાણા સતપંથને માનનાર અને તેની વિધિઓ કરનાર લોકો, એ સમાજ ના સભ્ય બની શકશે નહીં.
તે બંધારણના અમુક મુખ્ય પાના આ ઈમૈલ સાથે જોડેલાં છે.

અને વધુમાં આહી પણ જોઈ/વાંચી શકો છો.... http://issuu.com/patidar/docs/oe_23_-_pune_samaj_consitution_-satpanthis_not_all/1?mode=a_p

આવું ચોખે ચોકો ખુલાસો કોઈ બંધારણમાં હોય તેવું બંધારણ મારા ધ્યાનમાં પહેલી વખત આવ્યું છે.

પુણે સમાજ અને તેના હોદેદારો ને આવા ચોખવટ વાળા બંધારણ પાસ કરાવવા બદ્દલ તેમનો આભાર અને તેમણે અભિનંદન.

Real Patidar
www.realpatidar.com

---

- Views expressed here are for the sake of discussion and knowledge only.
- To fully understand the contents of this email, you may be required to read http://issuu.com/patidar/docs/series_1_-covering_email_contents
- To know more visit www.realpatidar.com or send a request-mail to mail@realpatidar.com
- To receive emails send a request to mail@realpatidar.com or join google group http://groups.google.com/group/realpatidar/

---


**OE 23 - Pune Samaj Consitution -Satpanthis not allowed -DE.pdf**
1412K

09-Oct-2010

Pune Samaj Constitution -Satpanthis cannot become members



# શ્રી પાટીદાર સમાજ /પૂના/પૂણે

## પાટીદાર ભવન

૩૬૫/૨૮--૨૯ ,ઘોરપડે પેઠ એકબોટે કોલોની /પૂના/પૂણે : ૪૧૧ ૦૦૨

<u>શ્રી પાટીદાર સમાજ પૂનાનું બંધારણ</u> (ટ્રસ્ટ રજી. નં. F-1486 - 26-5-80)

(૧) નામઃ-- આ સંસ્થાનું નામ " શ્રી પાટીદાર **સનાતન** સમાજ /પૂના/ પૂણે રહેશે.

(૨) કાર્યાલયઃ-- સંસ્થાની રજીસ્ટર્ડ ઓફીસ " પાટીદાર ભવન " પ્લોટ નં. ૩૬૫/૨૮--૨૯,ઘોરપડે પેઠ /પૂના/પૂણે ૪૧૧૦૦૨ રહેશે.

(૩)વિસ્તારઃ-- આ સંસ્થાનું કાર્ય /પૂના/પૂણે જિલ્લા પુરતું રહેશે.

(૪)હિસાબી વર્ષઃ-- સંસ્થાનું હિસાબી વર્ષ *[વિક્રમ સંવત વર્ષ]* **સરકારી કાયદા પ્રમાણે (૧ એપ્રિલ થી ૩૧ માર્ચ )** રહેશે. *[સંસ્થાનું પહેલું હિસાબી વર્ષ આસો વદ અમાસ સં. ૨૦૩૩ ના રોજ પુરૂં થશે.]*

(૫)ઉદ્દેશો અને હેતુઃ-- શ્રી પાટીદાર સમાજ /પૂના/પૂણેનો મુખ્ય હેતુ મહારાષ્ટ્ર રાજયમાં રહેતા ભાઈ બહેનો વચ્ચે અને વિશેષ કરીને બહારગામથી આવી /પૂના/પૂણેમાં સ્થાયી થએલ પાટીદાર ભાઈઓ વચ્ચે સંગઠન વધે,પરસ્પર સ્નેહવૃદ્ધિ થાય,સામાજિક તથા અન્ય ક્ષેત્રે સમયોચિત સુધારા વધારા કરી એકબીજાને ઉપયોગી થઈ શકાય તેવા દરેક પ્રકારના પ્રયાસો કરવા અને કોઈપણ જ્ઞાતિના જરૂરિયાતવાળા ભાઈ બહેનોને કમિટી ઠરાવે તે પ્રમાણે યોગ્ય તે મદદ કરવી. જેમાં દરેક પ્રકારના કેળવણી વિષયક,ઔષધીય,આર્થિક,ધાર્મિક તથા અન્ય પ્રકારની મદદનો સમાવેશ થાય છે. અને તેને માટે નીચે જણાવેલ અનુષાંગીક કાર્યો કરવા.

(૧) કેળવણીને વિવિધ પ્રકારે ઉત્તેજન આપવું અને તેને માટે સ્કોલરશિપો, ફ્રીશિપો, પુસ્તક, યુનિફોર્મ વગેરે પ્રકારે મદદ કરવી **<u>તથા સારા માર્ક મેળવેલ વિદ્યાર્થીઓનું સન્માન કરવું અને યોગ્ય પારિતોષિક આપવાં</u>** તથા કલાસ,સ્કૂલ,કોલેજ,બિલ્ડિંગ,હોસ્ટેલ વગેરે બાંધવી તથા ચલાવવી. તેને માટે કોઈપણ કાર્ય કરવાં જેથી કેળવણીને ઉત્તેજન મળે.

(૨)દરેક પ્રકારની ઔષધીય,વૈદ્યકિય મદદ કરવી અને તેને માટે યોગ્ય તે આર્થિક મદદ કરવી. દવાખાના ચલાવવા,ચાલુ દવાખાનામાં મદદ કરવી અને અન્ય કાર્યો કરવાં જેથી જનસમુદાયને વૈદ્યકિય મદદ મળે.

(૩) ધાર્મિક પ્રવૃત્તિઓ કરવી અને સમાજ ઠરાવે તેવા ધાર્મિક ઉત્સવોમાં મદદ કરવી. <u>સમાજમાં **સનાતન વૈદિક હિંદ ધર્મ** અંગે જાગૃતિ અને રાષ્ટ્રીય ભાવના વધે તેમજ સમાજના રીતરીવાજોમાં એકરૂપતા જળવાય એવા પ્રયત્નો કરવા અને તે માટે સંતો અને વિદ્વાનોના પ્રવચનો આયોજીત કરવા અને જન્મથી મરણોત્તર સુધીના સંસ્કારો હિન્દુ ધર્મ અનુસાર પળાવવા.</u>

(૪)સમાજમાં મધ્યમ તથા ઓછી આવકવાળા લોકોને આર્થિક મદદ કરવી જેમાં મફત અગર નામમાત્ર રકમ લઈ જીવનોપયોગી વસ્તુઓ પુરવવી અગર તેવી વસ્તુઓ માટે આર્થિક મદદ કરવી.

............૨

Pune Samaj Constitution -Satpanthis cannot become members





(૫)ઉદ્દેશો અને હેતુઃ-

(૫) <u>**સામાજીક ન્યાય ઝડપી અપાવવાના પ્રયત્નો કરવા તથા**</u> અન્ય કોઈપણ પ્રવૃત્તિ જેનો ઉપર જણાવેલ હેતુઓમાં સમાવેશ થતો ન હોય પરંતુ આમ જનતાના હિતમાં હોય તેવી કોઈપણ પ્રવૃત્તિ કરવી.

(૬)ઉપરના ઉદ્દેશોની પૂર્તિ માટે સમાજને યોગ્ય લાગે તેમ મકાન બંધાવવું,ભાડેથી લેવું અથવા દેવું. દાન તરીકે સ્વિકારવું અથવા આપવું.

(૭)સંસ્થા કોઈપણ રાજકીય પક્ષ અને રાજકીય વિચારોથી અલિપ્ત રહેશે અને ફકત સામાજીક ઉન્નતિ માટેજ સક્રિય પ્રયત્ન કરશે.

(૮)ઉપરના કોઈપણ ઉદ્દેશો ચાલુ રાખવા, બંધ કરવા વગેરેના નિર્ણયો કમિટીના સભ્યો કરશે પરંતુ જનરલ સભાએ મનાઈ કરેલ કાર્યો કમિટી ફરીથી જનરલ સભાની પરવાનગી વગર કરી શકશે નહીં.

(૯)આ સંસ્થા ફકત નફા માટે કોઈ કાર્ય કરશે નહીં.

આ ઘટનામાં સુધારા વધારા કરવાનો અધિકાર સર્વ સામાન્ય સભાને રહેશે અને જેને માટે ઓછામાં ઓછી ૩૦ દિવસની ધારેલ સુધારા સહિતની નોટીસ આપવી જરૂરી રહેશે અને દરેક સુધારા વધારા હાજર રહેલા સભ્યોની ૩/૪ બહુમતીથી જ થઈ શકશે અને તે જે દિવસે સુધારા વધારા મંજુર થાય તે તારીખથી અમલમાં આવેલ ગણાશે. <u>**સંબંધિત સરકારી મંજૂરી લઈ લેવી.**</u>

Pune Samaj Constitution -Satpanthis cannot become members



# શ્રી પાટીદાર સમાજ /પૂના/પૂણે

## પાટીદાર ભવન

૩૬૫/૨૮–૨૯ ,ઘોરપડે પેઠ એકબોટે કોલોની /પૂના/પૂણે : ૪૧૧ ૦૦૨

નિયમાવલી

(૧) નામઃ– આ સંસ્થાનુ નામ " શ્રી પાટીદાર સનાતન સમાજ /પૂના/પૂણે રહેશે.

(૨)ઉદેશોઃ– આ સંસ્થાના ઉદેશો બંધારણમાં જણાવ્યા મુજબ રહેશે.

(૩)હિસાબી વર્ષઃ– સંસ્થાનું હિસાબી વર્ષ /વિક્રમ સંવત વર્ષ/ સરકારી કાયદા પ્રમાણે (૧ એપ્રિલ થી ૩૧ માર્ચ ) રહેશે.

(૪)બેન્ક ખાતું:– આ સંસ્થા ઠરાવશે તેવી કોઈપણ બેન્કોમાં પોતાનું ખાતુ ખોલશે અને તેનો વહિવટ (૧)પ્રમુખ અને મેનેજીંગ ટ્રસ્ટી આ બે માંથી કોઈપણ એક (૨)મંત્રી અને ખજાનચી આ બે માંથી કોઈપણ એક એમ કુલ બે જણાની સંયુકત સહીથી ચલાવશે. કોઈ વિશેષ પ્રસંગ માટે વધારાની સમિતિ નિમવાની જરૂર પડે તો તેવા પ્રસંગો માટેનો સર્વ વ્યવહાર બેન્ક તથા રોકડ સાથે મેનેજીંગ કમિટી ઠરાવે તે બે અગર વધારે વ્યકિતઓ કરશે.

(૫)સભાસદઃ– /પૂના/પૂણે/જિલ્લામાં/શહેર અને પરાંમાં અને પિંપરી ચિંચવડ વિભાગમાં સ્થાયી થએલ /કોઈપણ/કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિની ૧૮ વર્ષ ઉપરની સનાતન વૈદિક ધર્મ પાળતી , લક્ષ્મીનારાયણ સંપ્રદાયને માનતી અને સમાન વિચારધારા ધરાવતી કોઈપણ વ્યક્તિ (જેમાં ફર્મ અગર કંપનીનો સમાવેશ થતો નથી.) જે કાયદાની દ્રષ્ટીએ વ્યવહાર કરવા યોગ્ય હોય તે સમાજના નિયમોને અનુસરી આ સમાજના સભ્ય બની શકશે. પિરાણા સતપંથ ધર્મને માનતી , અનુસરતી અથવા તેના ધર્મસ્થળોએ કોઈ પણ પ્રકારે વિધિ કરાવતી અથવા ભેટ સોગાદ આપતી કોઈ પણ વ્યક્તિ આ સમાજની સભ્ય બની અથવા તો રહી શકશે નહી. અખિલ ભારતિય કચ્છ કડવા પાટીદાર સમાજના વખતો વખત આવેલા નિતિ નિયમોને પણ સભ્યોએ પાળવાના રહેશે. સમાજનું સભાસદત્વ આપવાના ધારાધોરણોમાં વખતોવખત સંજોગો પ્રમાણે ફેરફાર કરવાનો અધિકાર સામાન્ય સભાને રહેશે જેની અમલ બજાવણી કાર્યકારી સમિતિ કરશે.

પીરાણા સતપંથ ધર્મ પાળનાર લોકો પુના (પુણે) સમાજમાં મેમ્બર નહિ બની શકે.

સભાસદત્વ ત્રણ પ્રકારના રહેશે

(અ)આશ્રયદાતા (બ) આજીવન અને (ક) સામાન્ય

(અ) આશ્રયદાતાઃ–કોઈપણ વ્યકિત એકી સાથે રૂ. /૧૦૦૦/–/ ૧,૧૧,૦૦૦/– અગર તેથી વધારે રકમ આપી આ સમાજના આશ્રયદાતા સભ્ય થઈ શકશે.

(બ) આજીવન સભ્યઃ–કોઈપણ વ્યકિત એકી સાથે રૂ. /૨૫૧/–/ ૫,૧૦૦/– અગર વધારે રકમ આપી સમાજના આજીવન સભ્ય બની શકશે.

(ક) સામાન્ય સભ્યઃ–કોઈપણ વ્યકિત એકી સાથે રૂ. /૧૧/–/ ૫૦૦/– અગર વધારે રકમ આપી આ સમાજના સામાન્ય સભાસદ થઈ શકશે. સામાન્ય સભાસદત્વ સંસ્થાના હિસાબી વર્ષ સુધી જ ગણાશે અને દરેક હિસાબી વર્ષ પુરૂં થતાં નવા વર્ષ માટે લવાજમ ભરવું જરૂરી રહેશે. આવા સભ્યને મતાધિકાર રહેશે નહી.

...........૨

Pune Samaj Constitution -Satpanthis cannot become members





(૬) માનદ સભ્યઃ– સમાજના ઉદ્દેષોની સિદ્ધિમાં યોગદાન આપ્યું હોય,ભાગ લીધો હોય અથવા યોગદાન આપી શકે/ભાગ લઈ શકે તેવી શુભેચ્છક તેમજ વિશિષ્ટ વ્યક્તિની કોઈ પણ જાતનો ફાળો લીધા વિના સમાજના માનદ સભ્ય તરીકે નિમણુંક કરી શકાશે. આવા માનદ સભ્યની મુદત બીજી વાર્ષિક સામાન્ય સભા સુધીની રહેશે.

જે સભાસદ સંસ્થાનુ હિસાબી વર્ષ પુરૂં થવાની તારીખથી ત્રણ માસની અંદર લવાજમ ભરેલ ના હોય તો તે સભાસદને સંસ્થાની કોઈપણ મિટીંગમાં મતાધિકાર રહેશે નહી તેમજ કોઈપણ સભાસદનું લાગલગાટ બે વર્ષ સુધીનુ લવાજમ વર્ષની અંતિમ તારીખ પછી ૩ મહિનાથી વધારે સમય બાકી રહેશે તેવા સભાસદનું સભાસદત્વ રદ થયેલું ગણાશે. કોઈપણ કારણોસર સભાસદત્વ રદ થયેલ સભાસદને ફરીથી સંસ્થાના સભાસદ થવા માટે નિયમ પ્રમાણે નવી અરજી કરવાની રહેશે..

કોઈપણ પ્રકારના સભાસદત્વ માટે સંસ્થાએ નક્કી કરેલ ફોર્મ ઉપર અરજી કરવી જરૂરી રહેશે અને કાર્યકારી કમિટીએ ઓછામાં ઓછા ૪/૫ બહુમતીએ મંજુર કર્યા બાદ સભાસદ ગણાશે. સભાસદત્વ માટે કમિટીનો નિર્ણય આખરી ગણાશે. સભાસદત્વ નામંજુર થયેલ વ્યક્તિને આ બાબતે કોઈપણ જાતનો દાવો કરવાનો હક્ક રહેશે નહીં.

દરેક પ્રકારના સભાસદત્વ સભ્યના જીવન પર્યન્તજ મર્યાદિત છે અને સભ્યના મૃત્યુ સાથે આપોઆપ જ રદ થયેલ ગણાશે. સભ્યના મૃત્યુ પછી જો તેના પરિવારમાં કોઈ આજીવન સભ્ય રહેતો ન હોય તો તેના પરિવારમાંથી સર્વ સંમતીથી એક સભ્ય અથવા જયેષ્ઠ વારસદારને યોગ્ય ફી લઈને આજીવન સભ્ય કરી શકાશે.

નોંધઃ– આશ્રયદાતા,આજીવન અને સામાન્ય સભાસદત્વ ફી માં વખતોવખત ફેરફાર સર્વ સાધારણ સભા / વિશેષ સાધારણ સભાની મંજુરીથી કરી શકાશે.

(૧) પ્રત્યેક સભાસદ સંસ્થાના નિયમોને આધિન રહી સર્વ પ્રકારના સમાન અધિકાર ભોગવશે અને મતદાન વખતે જાતે હાજર રહી પોતાનો એકજ મત આપી શકશે. સભાસદ સમાજના ઉદ્દેશો પાર પાડવા માટે જરૂરી સહાયતા કરવી એ પોતાની ફરજ સમજશે.

(૨) સભાસદ/ સમાજ અને સભાસદ વચ્ચે કોઈપણ પ્રકારનો સામાજીક પ્રશ્ન ઉભો થાય તો તે પ્રશ્ન નિરાકરણ માટે સમાજ સમક્ષ રજુ કરવાનો રહેશે. કોર્ટનો આશરો લેવો નહીં.

(૩) સંસ્થાના નિતિ નિયમોનું પાલન ન કરનાર કે સંસ્થાના ઉદ્દેશો વિરૂદ્ધ કાર્ય કરનાર કે સંસ્થાના ધાર્મિક આચરણ વિરૂદ્ધ કાર્ય કરનાર કે ગંભીર પ્રકારની ગેરવર્તણુંક કરનાર સભાસદનું સભાસદત્વ સર્વસાધારણ / વિશેષ સર્વ સાધારણ સભામાં હાજર રહેલા સભાસદોની ૩/૪ બહુમતીથી રદ થઈ શકશે. આ નિર્ણય અંતિમ રહેશે.
ભાવિષ્યમા વ્યક્તિનુ વર્તન સુધરે અને તે નવેસરથી સભાસદત્વ માટે અરજી કરે તો સર્વસાધારણ / વિશેષ સર્વ સાધારણ સભામાં હાજર રહેલા સભાસદોની ૩/૪ બહુમતીથી સભાસદત્વ આપી શકાશે.

............૩



Real Patidar <mail@realpatidar.com>

# OE 24 -Thanking Nitesh & his team for helping Sanatanis / સનાતાનીઓને મદદ રૂપ થવા બદ્દલ નિતેશભાઈ અને ટીમનો આભાર

**Real Patidar <mail@realpatidar.com>** **Sat, Oct 9, 2010 at 5:18 PM**
To: Real Patidar <mail@realpatidar.com>

10-Oct-2010
|| જય લક્ષ્મીનારાયણ ||

પુરષોત્તમભાઈ અને અન્ય ભાઈઓ નિતેશભાઈને કોઈ પણ જવાબના આપવાની બહુ સારી અને સાચી વાત કરી છે તેમજ સાચા સમય પર કરી છે.
("શ્રી નારણ બાપાના સંતાનનું એડ્રેસ્સ આપવા વિનતી" આ Subject ધરવતા ઈમૈલઓ માં આ વાત લખી છે)

અમો સમાજના કામે જ્યાં જ્યાં જતા અને મુમનાઓ સામે કડક પગલાં ભરવાની વાત કરતા તો આપણા (સનાતની) ભાઈઓ એમ કહેતા કે...

- કડક પગલાં લેવાની શું જરૂર હે?
- આપણે એને પ્રેમથી સમજાવશું તો સમજી જશે?
- એ લોકોને ખબર નથી કે સતપંથ એ હિંદુ ધર્મ નથી. આપણે કહેશું તો સમજી જશે.
- આપણે સાચા છીએ અને આપણી વાત સાચી છે તો એ લોકો કેમ નહિ સમજે?
- વગેર વગેરે... તમે સમજી શકો છો.

ત્યારે અમે એમ કહેતા (અમારું કામ, મકસદ) કે સતપંથીઓ કોઈ અજાણ નથી, ૫૦-૬૦ વર્ષ પહેલાંની વાત જુદી છે, હવે અભ્યાસનો સ્થર વધી ગયો છે એટલે...

- એ લોકો બધુજ જાણે છે તોય તેમણે મુમના બની રહેવામાં ગર્વ અનુભવે છે.
- આવા લોકોને તમે ગમે તેટલું સાચું સમજાવો, તેવો નહિ સમજે.
- અને ખોટું બોલવામાં આ લોકોએ PhD (માહેરાત) કરી (મેળવી) છે.
- જે સીધી સ્પષ્ટ વાત હોય તેણે મારી મચડીને એવી ખોટી રજુવાત કરશે કે તેમણે ખબર નહિ પડે.
- આ લોકો તાકિયા પળે છે, એટલે ખાલી દેખાવ બહારથી હિંદુ જેવો હશે પણ અંદરથી મુસ્લિમ ધર્મનું આચરણ કરે છે.

અમો આ વાત સમજાવી સમજાવી થાકી ગયા પણ આપણા અમુક બીનઅનુભવી (in-experienced) લોકો (દુર્ભાગ્યવશ સારી સંખ્યામાં હતા...., જે હવે ઓછા થઈ ગયા છે) તેવોને આ વાત ગળે ન ઉતરતી.

બીજી બાજુ, ઘણા લોકોને ખ્યાલ હશે કે આ ગ્રુપ માં અમુક સતપંથી ભાઈઓ પહેલાં હતા અને એ લોકો પણ નિયમિત ઈમૈલ લખતા. તેવોની ભાષા પર કોઈ લગામ ન હતું. નિતેશભાઈ પણ તેમના માં એક ભાઈ હતા.

નિતેશભાઈ શિવાયના, તેમના સાથીદારો એક એક કરતા ધીરે ધીરે ગ્રુપમાં તેમની મર્યાદા પાર કરતા ગયા અને તેમણે ગ્રુપમાંથી કાઢી નાખવામાં આવ્યા. નિતેશભાઈએ પણ ઘણી વખત તેમની મર્યાદા પાર કરી ને ઈમૈલ લખ્યા અને મને ઘણી વખત મોકો આપ્યો કે હું તેમણે ગ્રુપમાં થી બહાર કાઢી નાખું. પણ મેં એમ ના કર્યું.

સતપંથીઓ (મુમનાઓ) નું તરફેણ કરવાવાળા લોકોને ગ્રુપમાં રાખવાનો જે હેતુ હતો તે હજી પૂર્ણ થયો નોહ્તો. એટલે નિતેશભાઈને ગ્રુપમાં રહેવા દીધા. દિવસો દિવસ નિતેશભાઈ ખોટું પર ખોટું લખતા ગયા અને તેમના ઈમૈલને હું ગ્રુપ માં પાસ કરતો ગયો. ધીરે ધીરે લોકો, તેમના ઈમૈલઓની નોંધ લેવા લાગ્યા અને લોકોને સમજાયું કે આ માણસ તદ્દન ખોટાડો

Thanking Nitesh & his team OE 24



છે. એટલુંજ નહિ લોકોને એ પણ સમજાઈ ગયું કે આ માણસ એકલો નથી પણ તેના સાથે એક મોટી ટીમ છે જે સોચી સમજીને (ખોટું) લખે છે. નિતેશભાઈના તદ્દન ખોટા, પાયા વગરના જવાબો, તેમજ, આને પૂછો, ઓને પૂછો જેવા (વેવલા) કહેવાતા પુરાવાઓ, ચર્ચાને ગેર માર્ગે દોરવાના પ્રયાતોનો ભર્યા ઈમૈલઓ હોવા છતાં, ગ્રુપમાં પાસ કરીને મેમ્બરો સુધી પોહાન્ચવા દેતો.

આના લીધે એક સારું કામ એ થયું કે જે કામ અમો (સનાતની ભાઈઓ) આપણાજ લોકોને, ઉપર જણાવ્યા પ્રમાણે, સમજાવી સમજાવી થાકતા, તોય અમુક લોકોના સમાજમાંના આવતી, તે કામ, અમારી માટે નિતેશભાઈ અને તેમની ટીમે બહુ સરળ કરી આપ્યું.

ધીરે ધીરે અન્ય લોકોના મને ઈમૈલઓ આવતા ગયા કે આ તો તદ્દન ખોટાડો માણસ છે, તો આવા માણસ ના ઈમૈલ કેમ ગ્રુપ માં પાસ (મોકલાવો) કરો છો. હું લોકોના પ્રતિસાદો લેતો ગયો અને યોગ્ય સમયની રાહ જોતો હતો. ધીરે ધીરે લોકોનો, (જેમાં ઉપર જણાવ્યા પ્રમાણેના અમુક બીનઅનુભવી લોકોનો પણ સમાવેશ થાય છે) નિતેશભાઈ અને તેમના ટીમ સામે આક્રોશ વધતો ગયો અને લોકો ખુલ્લામાં કહેવા લાગ્યા કે આ લોકો (નિતેશભાઈ અને તેમની ટીમ) ને કોઈ શરમ નથી, ગમે તેમ બાફ્યા રાખે છે અને ખોટું લખ્યા રાખે છે. મને સંતોષ થવા લાગ્યો કે, જે આપણા લોકોને સમજાવાનું અગરુ કામ હતું, તે આપણા વતી, નિતેશભાઈ અને તેમની ટીમ સારી રીતે આગળ ધપાવી રહી છે.

હાલમાં મને એમ લાગ્યું કે નિતેશભાઈ અને તેમની ટીમ દ્વારા લખેલ ઈમૈલનો, સંદેશ (સમાજવાનો સંદેશ, જે ઉપર જણાવેલ છે) લોકો સુધી પુરતો પોહંચી ગયો છે. એનાથી અમોરો મકસદ (નિતેશભાઈને ગ્રુપ માં રાખીને આમારી વાત નિતેશભાઈના દ્વારા કહેડાવવાનો) પુરો થાય છે. એટલે હવે પછી નિતેશભાઈના ઈમેઈલો આ ગ્રુપમાં નહિ આવે.

જે કામ અમો સામે ચાલીને સારી રીતે, સંતોષ કારક નોહતા કરી શકતા હતા, તે કામ નિતેશભાઈ અને તેમની ટીમે આપણી માટે કરી આપ્યું છે, તે બદ્દલ નિતેશભાઈ અને તેમની ટીમને આભાર.

Real Patidar
www.realpatidar.com

------------------------------------------------------------------------------------------------------------
- Views expressed here are for the sake of discussion and knowledge only.
- To fully understand the contents of this email, you may be required to read http://issuu.com/patidar/docs/series_1_-covering_email_contents
- To know more visit www.realpatidar.com or send a request-mail to mail@realpatidar.com
- To receive emails send a request to mail@realpatidar.com or join google group http://groups.google.com/group/realpatidar/
------------------------------------------------------------------------------------------------------------

09-Oct-2010

President of Satpanth Samaj -Ratanshi Lalji Mumna -Forcibly removed out of Umiya Mataji Vandhay Mandir OE 25







**Real Patidar <mail@realpatidar.com>**

# OE 25: સતપંથ સમાજના પ્રમુખ રતનશી લાલજી મુમનાની ઉમિયા માતાજી વાંઢાય મંદિરમાંથી હકાલપટ્ટી

**Real Patidar <mail@realpatidar.com>** **Wed, Nov 17, 2010 at 9:27 PM**
To: realpatidar <realpatidar@googlegroups.com>

17-Nov-2010
|| જય લક્ષ્મીનારાયણ ||

લક્ષ્મીનારાયણ સનાતન હિતચિંતકભાઈનો નીચે જણાવેલ ઈમૈલનો (જેણે એ ઈમૈલ ના વાંચ્યો હોય, તેમણે પહેલાં નીચેનો ઈમૈલ વાંચવાનો અનુરોધ છે) વધુ ખુલાસો કરતા જણાવાનું છે કે;

નીચે જણાવ્યા ઈમૈલ પ્રમાણે, મુમના ભાઈ રતનશી લાલજી વેલાણીને (સતપંથ સમાજ ના પ્રમુખ) વાંઢાય ઉમિયા માતાજીના મંદિરમાં જોઈને આપણી સમાજના લોકો અને ખાસકરીને યુવાન ભાઈયોની લાગણીઓને દુભાઈ હતી. સનાતની ભાઈઓ એ જે આસ્થા નું સ્થાન સતપંથ ધર્મ થી અલગ થઈ ને કર્યું હતું, તે સ્થાને સતપંથ ધર્મ પર્મુખની હાજરી કેમ સહી લેવાય. અને તે પણ હાલમાં સમાજમાં સનાતનીઓને સતપંથથી બચાવી રાખવાની હવા ચાલતી હોય ત્યારે, તો કોઈ પણ સ્વાભિમાની માણસ આવું સહન નાજ કરે. સનાતનીઓની લાગણીઓ પર જાણે કુલડીથી જાનલેવા પ્રહાર થયો હોય. આવા સંજોગોમાં ત્યાં હાજર રહેલા ભાઈઓ અને યુવાનોએ માંગણી કરી કે મુમના ભાઈ રતનશી લાલજી વેલાણીને મંદિરમાં થી બહાર નીકળી જવાનું આદેશ આપવામાં આવે.

મંદિરના યાવાસ્થાપકો અને હોદેદારો પાસેથી સંતોષ કારક પ્રતિસાદ ના મળવાના કારણે, લોકોનો આક્રોશ વધી ગયો. લોકોનો ઉગ્ર આક્રોશની ભયંકર જવાળાને મંદિરના, વ્યવાથાપકો અને હોદેદારો તરફથી ઉચિક કાર્યવાહી ના કરવાના રૂપે, જાણે તે જવાળામાં પેટ્રોલ હોમી દીધું હતું. લોકોને એમ લાગ્યું કે જેમ પોતાનું ઘર બચવા, પોતાના ઘરમાં, બહારથી ઘુસી આવેલ અજાણ વ્યક્તિને જેમ ધક્કા મારીને કાઢવામાં આવે, તેમ આ કામ તેમણે પોતાના હાથેજ કરવું પડશે.

બીજી બાજુ નિર્માણ થથી પરિસ્થિતિને જોઇને મુમના ભાઈ રતનશી લાલજી વેલાણીની પણ હાલત બહુજ ખરાબ થઈ ગઈ હતી. પસીનો વહેતો તો થઈજ ગયો હતો. લોકોના એક મોટા ટોળાએ રતનશી લાલજીને બધી બાજુથી ઘેરી લીધું હતું. આવા પરિસ્થિતિમાં કોઈ અણબનાવ ના બની જાય અને પરીસ્થીતિને કાબુમાં રાખવા માટે, ત્યાં હાજર રહેલા યુવક સંઘના અને સમાજના આગેવાનો દ્વારા સુજ બુજ થી કામ લીધું. મુમના ભાઈ રતનશી લાલજી વેલાણીને સુરક્ષિત મંદિર પરિસરના દરવાજાના બહાર સુધી મૂકી દેવામાં આવ્યા અને લોકોનો આક્રોશને શાંત કરવામાં તેમણે એક નીર્ધાયક ભૂમિકા ભજવી હતી.

લોકોનો મનની જ્વાળા જયારે બહાર નીકળે છે, ત્યારે એ જ્વાળામાં કોણ ભસ્મ થઈ જય એનો કોઈ ભરોસો ના થાય.

Real Patidar
www.realpatidar.com

---------- Forwarded message ----------
From: **Laxminarayan Sanatan Hitchintak** <sanatanhitchintak@gmail.com>
Date: 2010/11/17
Subject: Re: Test email
To: group@realpatidar.com
Cc: Real Patidar <mail@realpatidar.com>

# સતપંથ સમાજના પ્રમુખ રતનશી લાલજી ખાનાઈ ની ઉમિયા માતાજી વાંઢાય મંદિર માં થી હકાલપટ્ટી

કેન્દ્રીય સમાજ ના સનાતાનીઓ નો હજુ એક વિજય.

વાત એમ છે કે આજ રોજે તા. ૧૬.૧૧.૨૦૧૦ ના આપણા સનાતાનીઓના ઉમિયા માતાજી વાંઢાય મંદિર માં થી એક ખાનાઈ નામે રતનશી લાલજી વેલાણીની હકાલપટ્ટી કરવામાં આવી છે. આજે આ મંદિરના સંકુલ માં કચ્છ ના સનાતની વિદ્યાર્થીઓ ના સરસ્વતી સન્માન નો કાર્યક્રમ રાખવા માં આવ્યો હતો અને ત્યાર પછી તાલુકા પંચાયત ની ચૂંટણી માં સનાતની ભાઈઓ વિજેતા થયેલ અને વિજેતા નોતા થયેલ એ બધાય નું સન્માન કરવા માટે કાર્યક્રમ રાખવા માં આવેલ હતો. તે કાર્યક્રમ માં વગર આમન્ત્રણે આ ખાનાઈ રતનશી લાલજી ત્યાં ઉપસ્થિત થયો હતો. આ ખાનાઈ ની ત્યાં થી હકાલપટ્ટી કરવા માં આવી હતી.

આ ખાનાઈની હકાલપટ્ટી દરમ્યાન અને ત્યાર પછી કહેવાતા સનાતાનીઓ જે હોદ્દો પણ એ સંસ્થામાં ભોગવે છે. એવા મવાળ વાદીઓ એ તેની હકાલપટ્ટી માં અવરોધો પેદા કર્યા હતા. શું આ મવાળ વાદીઓ સત્પન્થના દલાલો છે? જો દલાલો હોય તો એવા લોકોની પણ ઉમિયા માતાજી વાંઢાય સંસ્થા માં થી હકાલપટ્ટી થવી જોઈએ એવું દરેક સનાતાનીઓ એ માંગણી કરવી જોઈએ.

એવા મવાળ વાદીઓ માંના જે સનાતાનીઓ છે તે કચ્છ માં સત્પન્થીઓની તરબદારી કરતા રહેલા છે તેના નામો નીચે પ્રમાણે ના છે.
૧. કેસુ પારસીયા
૨. જયેશ છાભૈયા
૩. નારાયણ ચૌહાણ
૪. દેવજી દાઢી વગેરે.
૫. ગંગારામ ભુજ

આ ભાઈઓને પણ દરેક સનાતાનીઓ એ તેની ઓકાદ બતાવી દેવી જોઈએ.

## જાગો સનાતનીઓ જાગો.
## નહિ તો આ સત્પ્ન્થીઓ આપણી કેન્દ્રીય સમાજની ઘોર

. 17-Nov-2010 09:29 PM



**Real Patidar <mail@realpatidar.com>**

# OE 26 -Starting of SMS Group with ibibo / ibibo માં SMS ગ્રુપ ની શરુઆત

**Real Patidar <mail@realpatidar.com>** **Thu, Dec 23, 2010 at 10:15 AM**
To: realpatidar <realpatidar@googlegroups.com>

|| Jay Laxminarayan || || જય લક્ષ્મીનારાયણ ||
23-Dec-2010

There have been many requests, to start the information campaign on SMS, as this would be beneficial to most number of people and especially to the people who do not have access to the computers and internet. Hence it has been decided to extend the campaign to another media, which is SMS.
SMS પર માહિતી આપવા માટે ઘણી વિનંતીઓ અમોને મળતી રહેલી છે. જેથી ઘણા લોકો આ અભિયાન નો લાભ લઈ શકે. ખાસ કરીને જે લોકો પાસે કોમ્પુટર અને ઈન્ટરનેટ ના હોય એવા લોકોને ઘણો લાભ મળશે. આ માંગણીનું માન રાખીને અમોએ SMS અભિયાન શરુ કરવાનું નક્કી કર્યું છે.

Accordingly, we are in process of sending invitation to you. Invitation will be sent to people over the few days. You need to accept the invitation by sending a SMS as "JOIN REAL.PATIDAR" and send it to 58247. (Please note the "." between Real and Patidar). If you have not received an invitation SMS, you can directly join by sending this SMS "FOLLOW REAL.PATIDAR" to 58247.
તે પ્રમાણે, અમો લોકોને SMS દ્વારા આમંત્રણ (Invitation) મોકલશું. આ પ્રક્રિયા પૂરી થતાં થોડા દિવસ લાગશે. એ SMS ના જવાબમાં તમારે વળતો SMS મુકવો પડશે, જે આ પ્રમાણે હોવો જોઈએ ""JOIN REAL.PATIDAR" અને તેણે 58247 પર મોકલી આપો. (ખાસ નોંધ "." ની લેજો, જે Real અને Patidar વચ્ચે છે.) તમને જો આમંત્રણ (Invitation) SMS ના મળ્યો હોય તો Directly Join થવા માટે તમે "FOLLOW REAL.PATIDAR" લખીને 58247 પર SMS મુકો.

Care will be taken to send only important and relevant SMS. / ફક્ત મહત્વના અને વિષય આધારિત મેસેજ મોકલાવશે એવું ખાસ ધ્યાન રાખવામાં આવશે.

I am sure of the huge support, as received for the email campaign, to make the SMS campaign a great success.

ઈમૈલ અભિયાનને જેમ ખુબ સારો પ્રતિસાદ મળ્યો હતો, તેવો અને તેનાથી વીશેષ પ્રતિસાદ આ SMS અભિયાન ને મળશે એવી મને અંતઃકરણ થી ખાતરી છે.

Real Patidar
www.realpatidar.com

---

- Views expressed here are for the sake of discussion and knowledge only.
- To fully understand the contents of this email, you may be required to read http://issuu.com/patidar/docs/series_1_-covering_email_contents
- To know more visit www.realpatidar.com or send a request-mail to mail@realpatidar.com
- To receive emails send a request to mail@realpatidar.com or join google group http://groups.google.com/group/realpatidar/

--------------
BEWARE !! BEWARE !!
Phishing attacks: Following ids of Pro-Satpanthis;
1. real-patidar@googlegroups.com 2. realpatidarr@gmail.com 3. realpatidaar@gmail.com
are **NOT** related to the www.realpatidar.com, the original Real Patidar

---

23-Dec-2010

# “ગ્રુપ ઈમૈલ” (જી.ઈ.)

સબજેક્ટ લઈન માં “GE” શબ્દથી શરુ થતાં આ ઈમૈલઓ પણ ધર્મ પર ઉપયોગી જાણકારી આપતા હોય છે. ફરક એટલો હોય છે કે આ ઈમૈલ ગ્રુપ ના મેમ્બરો દ્વારા મુકવામાં આવે છે, જયારે બીજા બે વિભાગના ઈમૈલઓ રીયલ પાટીદાર દ્વારા મુકવામાં આવે છે.

# Group Emails (GE)

These emails start with “GE” in subject line and also are very informative on the subject of religious history. The difference however is that these emails are sent by members of the online group. In contrast, the other two categories of emails are sent by Real Patidar.

**A) Issue 1: અત્યારે ચાલી રહ્યા વાતાવરણ ને જવાબદાર એવી અગત્યની માહિતિ આપ સૌની જાણકારી માટે:**

**A) Issue 1: Important Information for your knowledge regarding current issue if Satpanth:**

**(1) વહિવંચાઓ અને આધારભુત માહિતિ દ્વારા એ સાબિત થાય છે કે સંવત ૧૫૯૨ કારતક સુદ ૨ ને શુક્રવારના રોજ બાવા ઇમામશાહ ની રુબરુમાં આપણાં પુર્વજો એ સતપંથ નામક અર્ધ-મુશલમાની ધર્મનો સ્વીકાર કર્યો હતો. તે અગાઉ આપણે કૂર્મી ક્ષત્રિય હતા અને સંપુર્ણ હિંદુ ધર્મમાં માનનારા હતા.**

(2) વર્ષો પહેલા પુજનીય શ્રી નારણબાપા અને તેમના જેવા વિચારકો દ્વારા સમાજ માં જાગૃતિ લાવતા તથા સમાજના બુધ્ધીજીવીઓ ને સતપંથ માથી બહાર આવવું જરુરી લાગતા અને ઇસ્લામી માનસિકતા છોડવી જરુરી લાગતા વર્ષો જુની સતપંથ સમાજ છોડી ને નવી સમાજની રચના કરવામાં આવી.

(3) નારણબાપા ને આપણી જ્ઞાતિના આધસુધારક માનવામાં આવે છે અને તેમના દ્વારા લખાયેલ પુસ્તક **"પીરાણા સતપંથની પોલ"** ને આપણી જ્ઞાતિની **"ગીતા"** માનવામાં આવે છે. તે પુસ્તક માં સતપંથના સાહિત્યોમાં સામાન્ય લોકો ને છેતરવા માટે કયાં-કયાં અને કેવી-કેવી ખોટી માહિતિ અને ખોટા ચમત્કારો બતાવવામાં આવેલા છે તે વિશે પુરી માહિતિ આપવામાં આવી.
**ખાસ નોંધ:** આ ગ્રંથ સમાજના દરેક સભ્યો એ વાંચવા જેવો છે.

(4) "પીરાણા સતપંથની પોલ" પુસ્તક ન છપાય તે માટે સતપંથીઓ, પીરાણા ના સૈયદો, કાકાઓ અને અન્ય આગેવાનોએ ખુબ જ ધમપછાડા કર્યા. કાયદાકીય અને રાજકીય દબાણો પણ લાવવાની પુરી કોશીશો કરી. આખરમાં અમદાવાદના કલેકટર પાસે રુબરુ માં જઇ ને દબાણપુર્વક રજુઆતો કરી પણ તેમને સફળતા ન મળતા "પીરાણા સતપંથની પોલ" નામનો ગ્રંથ પ્રકાશીત કરી શકાયો.

(5) આ સમાજની રચના વખતે સતપંથ-સનાતન મુદ્દો ઉગ્ર સ્થાને હતો પણ સતપંથીભાઇઓ ભવિષ્યમાં સતપંથ છોડી ને સનાતનમાં ભળી જશે તેવી શરત સાથે તેમને પણ સમાજમાં સમાવવામાં આવ્યા હતા. સતપંથ ને કયારેય આપણા સમાજમાં સ્વીકાર્ય ગણવામાં આવ્યો નથી માત્ર જેઓ સતપંથ ને છોડી દેશે તેમને જ આ સમાજમાં ભળવા દેવામાં આવ્યા.

(6) અત્યારે જે મુદ્દાની આપણે સૌ ચર્ચા કરી રહ્યા છીએ તે સમસ્યા તો સમાજ ના ઉદભવથી જ છે પણ ધીરે-ધીરે બધુ થાળે પડશે તેમ સમજી ને કોઇ નક્કર પગલાં લેવામા ન આવ્યા.

(7) મુળ વિચારધારા ના ફરક ના કારણે સમાજ માં ધાર્મિક કાર્યક્રમો માં સતપંથ દ્વારા પોતાના વ્યક્તિઓ, સંતો કે સાધુઓ વગેરે માટે વિખવાદ થવા લાગ્યા. ધીરે-ધીરે સમાજમાં ઉચ્ચ લેવલ ના કાર્યક્રમો માં અમારા સંત ને બોલાવો તેવી જીદ સતપંથ તરફ થી દેખાવા લાગી અને સમય જતા તે વધુ વ્યગ્ર બની.

(8) સતપંથ તરફથી સમાજના જ કાર્યક્રમોની ઉપેક્ષા કરી ને અલગ-અલગ કાર્યક્રમો ની જાહેરાત થવા લાગી. સતપંથ માં દર્શોધ જેવી દાન ની પ્રક્રિયાને ફરજીયાત કરીને મુખ્ય સમાજના કાર્યક્રમોને મળી શકે તેવી દાન / રકમ ને તેમના તરફ વાળવામાં આવી અને તેમના દ્વારા મુખ્ય સમાજ માં નહિવત આર્થિક ફાળો આપવામાં આવતો.

(9) સતપંથ દ્વારા કેન્દ્રીય સમાજ ને સૌની સમાજ અને તેમની પીરાણા સમાજને માત્ર તેમની સમાજ ગણવામાં આવી. જો કે હજુ પણ ઘણા કણબીઓ માટે પીરાણાં આસ્થાનુ કેન્દ્ર છે અને તેઓ આસ્થાની દ્રસ્ટિ એ ત્યાં દાન પણ આપે છે. આ સર્વ ભંડોળ ને સતપંથ સમાજ ના ભંડોળ તરીકે ઓળખાવામાં આવે છે.

**(10) સતપંથ સમાજ દ્વારા ગામે-ગામ આપણી સમાજવાડી અને મંદિરો હોવા છતા તેમની અલગ સમાજવાડી અને ધામ બનાવવા માં આવ્યા અને સમાજનો મોટો ભાગ જે વિચારધારા ત્યાગી ચુક્યો હતો તેને ભરમાવવામાં અને પોતાના તરફ ખેંચવા માટેની લગભગ ઝુંબેશ શરુ કરવામાં આવી.**

**(11) સમાજ માં આ અંગે ઘણા મતભેદો ઉભા થયા કે એક જ સમાજ હોવા છતા આ લોકોના પોતાના અલગ સંસ્થાનો કેમ? સમાજની નેતાગીરીએ આ મતભેદ ને એ સમયે દુર કરવાને બદલે તેની તરફ આંખમીચામણા કરયા.**

**(12)** સતપંથ તરફથી સંત-સંમેલનો દ્વારા અને હિંદુ ધાર્મિક સંસ્થાઓ ને પોતાની સાથે રાખીને જોર-શોર થી પ્રચાર શરુ કર્યો. પોતાની પાસે રહેલ મોટા નાણાકીય ભંડોળ બતાવી ને સમાજ ના અન્ય લોકોને અને અન્ય ધર્મો ને નીચા દેખાડવાના શરુ કર્યા.

**(13)** સમાજના બીજા મોટા સમુદાયને આ અરુચીકર લાગતા ધીરે-ધીરે પીરાણા સંસ્થાનો વિરોધ શરુ થયો. સમય જતા મુળ વિચારધારા ના ફરકને કારણે આ વિરોધ વધવા લાગ્યો અને સતપંથ માં રહેલા કેટલાક રિવાજો અને નિયમો ને કારણે સમાજની મુળભુત માનસિકતાને પણ આઘાત લાગ્યો.

**(14)** **સમાજમાં ધાર્મિક એકરુપતા જળવાય તેથી સમાજના મુળ બંધારણમાં હિંદુ વિચારધારા ને લગતી જરુરી કલમ ઉમેરવામાં આવી. આ કલમનો સતપંથ તરફી ભાઇઓ દ્વારા વિરોધ કરવામાં આવ્યો.**

**(15)** **આ જરુરી કલમ નં-૧૮ ને તાઃ ૨૨-૦૫-૧૯૭૭ ના દ્રીતિય અધિવેશનમાં જ સમાજના સભ્યો અને આગેવાનો દ્વારા પસાર કરવામાં આવી હતી. કે જેમાં આપણી સંપુર્ણ જ્ઞાતિ ના બાહ્ય આચરણો અંગે એટલે કે આપણે સૌ સમાજના સભ્યો એ જન્મથી મરણ સુધીના દરેક સંસ્કારો હિંદુ રીતરિવાજ પ્રમાણે પાળવા(આચરવા) રહેશે તેમ નક્કી કરવામાં આવ્યું હતું અને ૧૯૮૫ ના અધિવેશન માં સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું કે મરણ પછીની ક્રિયા માં અગ્નિસંસ્કાર જ કરવો.**

**(16)** જો સતપંથીઓ હિંદુ હોય તો સમાજના હિંદુત્વ ના આચરણનો વિરોધ ન કરે તે સામાન્ય જનતા પણ સમજી શકે છે પણ તેઓ પોતાને હિંદુ કહેડાવતા હોવા છતા તેમણે આ કલમનો વિરોધ હિંસક રીતે કર્યો હતો, જે નિઃશંક-પણે તેમની અર્ધ-મુશ્લીમ માનસિકતા સુચવે છે.

**(17)** આપણી સમાજમાં સામાજીક અને ધાર્મિક વિવાદને અદાલત કે પોલીસ ચોપડે ન લઇ જતાં સમાજે રચેલા ન્યાયપંચ સમક્ષ લાવવો એવું તાઃ ૩૦-૦૪-૧૯૯૩ ના ચોથા અધિવેશન માં સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો જેને આપણે કલમ-૧૯ કે ૧૯ મા ઠરાવ તરીકે ઓળખીએ છીએ. આ કલમ ને અવગણીને અદાલતનો આશરો લેનારને સમાજનો ગુનેગાર ગણવો તેવું પણ ઠરાવવામાં આવ્યું હતું.

**(18)** સમાજ ના નિયમ પ્રમાણે સામાજીક પ્રશ્નો ને સમાજ માં જ ઉકેલવા આવે પણ સતપંથના સભ્યો દ્વારા સમાજ ના આ નિયમોનું છડેચોક ઉલ્લંઘન કરવામાં આવ્યું અને સતપંથનો વિરોધ કરનારની વિરુધ્ધ માં કોર્ટ-કેસ દાખલ કરવા માં આવ્યા. આ કોર્ટ-કેસ વ્યક્તિ દ્વારા કરવામાં આવ્યા હોવા છતા સંપુર્ણ રીતે સતપંથ સંપ્રદાય ચલાવવામાં આવ્યા અને તે માટે જરુરી નાણાકીય ઉપરાંત અન્ય સવલત પણ કરી આપવામાં આવી.

**(19)** આ કેસ કરવાથી સમાજના અન્ય સભ્યો નો વિરોધ ખુબ વધ્યો તેથી તે સમય દરમ્યાન સમાજના હોદ્દેદારો ને ઉકેલ લાવવો જરુરી લાગતા સમાધાન સમિતિ ની નિમણુક કરવામાં આવી.

**(20)** આ સમાધાન ની પ્રક્રિયા શરુ કરવામાં આવી જેના પ્રથમ નિર્ણય સ્વરુપે એ ઠરાવવામાં આવ્યુ કે સતપંથી ભાઇઓ દ્વારા કરવામાં આવેલા કોર્ટ-કેસ પાછા ખેંચવામાં આવે અને આ ઉકેલ સામાજીક બંધારણ મુજબ લેવામાં આવે. આ નિર્ણયને સતપંથના આગેવાનો દ્વારા માન્ય રાખવામા આવ્યો અને તેમના દ્વારા આ કેસ પરત લઇ લેવા એવી લેખીત બાહેધરી આપવામાં આવી.

**(21)** લેખીત બાહેધરી આપવામા આવી હોવા છતા સતપંથ દ્વારા આ કોર્ટ-કેસ અંગે કોઇ પગલા લેવામાં ન આવ્યા. બીજી બાજુ અન્ય લોકો નો વિરોધ વધતો જ જતો હતો.

**(22)** સમાજ ના હોદ્દેદારો દ્વારા વિરોધો ને અગાઉની જેમ ઠંડો પ્રતિસાદ આપવામાં આવ્યો.

**(23)** કેન્દ્રીય સમાજ પ્રમુખના અધ્યક્ષ સ્થાને સમાધાનની મીટીંગ બોલાવવામા આવી પણ અગાઉની મીટીંગ માં લેવાયેલ નિર્ણયના પાલન ના મુદ્દાને ભુલી જવામા આવ્યો અને સમાજમાં સ્વર્ણિમ મહોત્સવ યોજવાનો હોવાથી ટુંક સમય માટે આ વિવાદને શમાવી દેવાનો પ્રયાસ કર્યો.

(24) પણ તા. ૨૭-૦૨-૨૦૧૦ ની સમાધાનની મીટીંગ દરમ્યાન એક ઐતિહાસિક બનાવ બન્યો અને અમદાવાદ થી પોલીસ સાથે આવેલા કેટલાક સતપંથી ભાઇઓ દ્વારા સમાજના જ એક આગેવાન ભાઇ ને સમાજના પ્રમુખ સ્થાને મળેલી મીટીંગ માથી પકડાવવામાં આવ્યા. ચાલુ મીટીંગને અગમ્ય કારણોસર રોકવાની ફરજ પાડવામાં આવી.

ખાસ નોંધ- અમદાવાદ થી પોલીસ ને લઇને આવેલ સતપંથી ભાઇઓ એ પોલીસને નખત્રાણા નીષ્કલંકી ધામ માં આખો દિવસ રહેવા, સુવા અને જમવાની પુરે-પુરી તૈયારીઓ કરી આપવામાં આવી હતી. સતપંથીઓ દ્વારા પોલીસને મીટીંગ સ્થળે એ રીતે દાખલ કરવામાં આવી હતી કે જાણે સમગ્ર સમાજને બતાવી દેવામાં આવે છે કે જે સતપંથ વિરુધ્ધ બોલશે તેના અમે આવા જ હાલ કરીશું. આ સમયે મીટીંગમાં સમાધાન કરવા માટે ઉંચ્ચ સ્તરીય કમિટિની હાજરી હોવા છતા તેમની શાખ-શરમ વગર અને રીતસરની નફ્ફટાઇથી પોલીસ ને અંદર દાખલ કરવામાં આવી હતી. આ તમાશો જોવા માટે ગુજરાત માંથી લગભગ ૨૦૦ સતપંથીઓ નખત્રાણા કેમ્પસમાં એકઠા થયા હતા.

(25) આ સમાધાનની મીટીંગ વિશે એમ કહી શકાય કે સમાજમાં ખુબ મૈત્રી પુર્વક સતપંથ-સનાતન વિવાદનો ઉકેલ લાવવા બંને પક્ષના આગેવાનો ભેગા થયા હતા. પણ સતપંથીઓની આડોડાઇ તો જુઓ કે તેમણે આ જ દિવસને પોતાના કાળા કામ માટે પસંદ કર્યો કે જ્યારે તેમના જ કેટલાક આગેવાનો એકબાજુ સમાધાન કરવા બેઠા છે અને બીજી બાજુ તેઓ પોતાના કુકર્મો પણ પાર પાડી રહ્યા છે !!!

(26) સતપંથીઓ દ્વારા અંજામ આપવામાં આવેલા આ કાળા કામ બાદ એ જ સતપંથીઓ ના શબ્દો અને વ્યવહારો ના આચરણમાં આટાલો મોટો તફાવત જોઇ ને સામાન્ય લોકો માં ખુબ ગુસ્સો જોવા મળ્યો.

(27) બનાવ ના થોડા જ સમયમાં કચ્છ અને કચ્છની બહાર આપણા સમાજમાં સતપંથ ના ભાઇઓ પ્રત્યે ખુબ રોષ ઉદભવ્યો અને આ રોષ ના કારણે સમાજના અગ્રણીઓ દ્વારા તાબડતોબ મીટીંગ બોલાવવા માં આવી. વણસતી જતી પરિસ્થિતિ ને પહોંચી વળવું લગભગ મુસ્કેલ હતું અને સમગ્ર સમાજ ના સભ્યો દ્વારા સમાજ પોતાની દિશા સ્પષ્ટ કરે તેવો મજ્બુત મત આપવામાં આવ્યો.

(28) સભ્યો ના રોષ ને ઠંડો પાડવા અને સમાજની દિશા સ્પષ્ટ કરવા માટે સમાજના પ્રમુખ પદે થી "શ્ર્વેત પત્ર" (તા.૨૫-૦૩-૨૦૧૦) બહાર પાડવા માં આવ્યું.

- સમાજ ના પ્રમુખ દ્વારા બહાર પાડવામાં આવેલા આ ઐતિહાસિક દસ્તાવેજની સતપંથના અનુયાયીઓ દ્વારા હોળી કરવામાં આવી.

(29) અગાઉના બનાવના કારણે સમાજના સ્વર્ણિમ મહોત્સવ ની સમાજના નિયમો ને ન અનુસરે કે માન્ય ન હોય તે સભ્યોને આવવાની મનાઇ ફરમાવવામાં આવી.

(30) આ મનાઇ ને સાંખી ન લેતા સતપંથીઓ દ્વારા અત્યાર સુધીનું સૌથી ખરાબ કામ કરવામાં આવ્યું એટલે કે તાઃ ૩-૦૫-૨૦૧૦ ના સમાજની કાયદેસરતાને પડકારી ને સમગ્ર મહોત્સવ ને રોકવા માટે કાયદેસર અરજી કરવામાં આવી અને પ્રથમ વખત સમાજના પ્રમુખને પણ તેમાં સંડોવવામાં આવ્યા.

(31) તા ૧૨-૦૫-૨૦૧૦ ના દિવસે સ્વર્ણિમ મહોત્સવ દરમ્યાન આયોજન બધ્ધ રીતે સમાજની સભા પર સશસ્ત્ર હુમલો કરવામા આવ્યો.

- ખાસ નોંધ લેશો કે આ જ રીતે ભુતકાળના દરેક અધિવેશન અને સામાન્ય સભામાં સતપંથીઓ દ્વારા અયોગ્ય રીતે વિક્ષેપ પાડવામાં આવ્યો છે.

## B: Issue-2: સતપંથીઓ ની ખાસીયતો કે હકિકતો

## B: Issue-2: Some facts and Peculiarities of Satpanthis

- અહીં કેટલીક વાતો જે સતપંથની ખાસિયત છે અને જેનો ઉપયોગ સતપંથ ના અનુયાયીઓ વધારવા માટે અને લોકો ને ગેરમાર્ગે દોરવા માટે કરવામાં આવે છે.તેની વિસ્તૃત માહિતિ.

**(32) ચાલાકી(તાકીયા) નો ઉપયોગ: Use of Taqiyya:**

- કરસનદાસ કાકા એ ચાલાકી વાપરી ને પીરાણાં ના વાસ્તવિક સાહિત્યો માંથી મુશ્લીમ શબ્દો કાઢીને તેને સ્થાને હિંદુ શબ્દો ઉમેરી દીધા કે જેથી કોઈ તેની વાસ્તવિકતા સામે પ્રશ્નો ના ઉઠાવી શકે. આવી ચાલાકી ને સતપંથના સાહિત્યોમાં "તાકીયા" તરીકે ગણવામાં આવે છે તાકીયા નો ઉપયોગ સતપંથીઓ દ્વારા લોકોને ગુમરાહ કરવા માટે કરવામાં આવે છે. તેમણે સતપંથ ને હિંદુ ધર્મનો આંચળો ઓઢાડી તો દીધો પણ અંદરખાને મુશ્લીમ વિધી અને કર્મકાંડ જેવા કે મૃત શરીરને દાટવું, રાત્રી પુજાઓ કરવી વગેરે ચાલુ રાખી. તેમણે એવો સિધ્ધાંત અપનાવ્યો કે જેથી બહારના અન્ય લોકો તેને હિંદુ ધર્મ સમજે પણ હકિકત એ જ છે કે તે આજે પણ મુશ્લીમ ધર્મનો એક ભાગ છે.

**(33) પાખંડ અને અંધશ્રદ્ધા ના નામે ધર્મ પરિવર્તન: Blind Faith and Miracles:**

- સતપંથ ના સ્થાપક ઇમામશાહ દ્વારા લોકો ને મુશ્લીમ બનાવવા માટે જાદું-મંતર બતાવીને તે સમયના ભોળા અને આર્થિક રીતે દયામણા હિંદુ લોકો ફોસલાવવા ના શરૂ કર્યા અને ચમત્કારની મોટી-મોટી અને ખોટી-ખોટી વાતો લોકો ના માનસ માં ભેળવી દેવામાં આવી, આ ચમત્કારો ને તાર્કિકતા સાથે કોઇ જ સંબંધ ન હતો અને આજે પણ નથી. આજે પણ આવા ચમત્કારો કરતા પાખંડી સાધુઓ અને ધુતારાઓ જોવા મળે છે અને શિક્ષણના અભાવે તેમના પાખંડ ને ચમત્કાર સમજી ને અંધશ્રધ્ધાળું લોકો તરત તેમાં ફસાઇ જાય છે.

- ગુજરાત, મહારાષ્ટ્ર તથા રાજસ્થાન ના લોકો એ અશોક જાડેજા નામના પાખંડીનુ નામ તો સાંભળ્યું જ હશે. આ પાખંડી એ પોતાને કોઇ માતાજી નો અવતાર બતાવી ને લોકો ને છેતરવાનું ચાલુ કર્યું હતુ. સામાન્ય લોકો ને લાલચ બતાવી ને અને પોતાના ખોટા ચમત્કારોની વાતો ફેલાવી ને મોટી જનસંખ્યા ને પોતાની માનીતી બનાવી લીધી હતી અને અઢળક કહી શકાય તેવી રકમ ભેગી કરી લિધી હતી પણ આખરે લોકો ની જાગુતતા ના કારણે તે "માતાજી નો અવતાર" અત્યારે સળીયા પાછળ છે. મારા મિત્રો અહીં જરા વિચારો કે આમ ચમત્કાર કરવાથી જ બધુ થતુ હોત તો ભારત ને પાકિસ્તાન સામે લડવા માટે આટલી મોટી સેના ની કોઇ જરૂર નથી, માત્ર આવા બાવાઓ અને અવતારો ને સીમા પર લડવા મોકલી દેવા થી જ બધા ને પરાસ્ત કરી દેવાય ને !!!!!

- મિત્રો આ બધું તો આપણ ને અંધારામાં રાખીને ધર્મ પરિવર્તન કરાવવા માટે હતું પણ વડિલો ની સમય સુચકતા અને નારણબાપા જેવા સમાજ ઉધ્ધારકો ના કારણે સમાજ બચી શકયો છે અને જેની આંખે હજુ પાટા બંધાયેલા છે તે આ સમજે તો સારૂં.

**(34) એક જુઠાણું - સતપંથ સમૃધ્ધિ લાવે છે: A myth - Satpanth brings Prosperity.:** વધુ ને વધુ લોકો જોડાય તેથી સતપંથીઓ દ્વારા સતપંથ માં જોડાનાર વ્યક્તિ માલામાલ એટલે કે ધનવાન બની જાય છે તેવી ખોટી વાતો ને પણ ફેલાવવા માં આવી હતી અને આજે પણ ફેલાવવા માં આવે છે. આ વાત ને પણ તાર્કિકતા સાથે કોઇ જ સંબંધ ન હતો અને આજે પણ નથી.

**- ચાલો આપને એક તાર્કિક વાત સમજાવું-** - જો સતપંથમા જોડાનાર વ્યક્તિ પૈસાદાર બની જાય છે તો આપણે માત્ર પચાસ વર્ષ પાછળ જઇએ એ સમય માં જ્યારે આપણા વડિલો સતપંથ માં જોડાયેલા હતા અને યાદ કરો અથવા પુછો વડિલો ને કે આપણી હાલત કેવી હતી. આપણે તે સમયે અત્યંત કંગાળ અને અશિક્ષિત કહી શકાય તે હાલત મા હતા, સખત મજુરી કરવા છતાયે પરિવારને પુરતુ ખાવાનુ મળશે કે નહી તે પણ નક્કી નહોતું. આપણ ને દશોંધ ના નામે રીતસર ના ચુસવામાં(લુંટવામાં) આવતા

